વર્ષ ૧૭ મું
જ્યેષ્ઠ
અંક ૧
સંવત્ ૨૦૦૪

॥ ૐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-નવાગામ-પો બીલખા

प्रशान्तेः परिवाहोऽयम् श्रीमन्नाथसुखाश्रमे ।
प्रशान्तवाहितावृत्तेर्यस्मिन् मज्जन्ति योगिनः ॥

સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથભગવાનના આનંદાશ્રમમાં સર્વત્ર વહી રહેલો પ્રશાંતિનો આ પ્રવાહ, જેમાં યોગીઓ આશીખ સ્નાન કરે છે તે પ્રશાંતવાહિતાવૃત્તિની પ્રશાંતિનો છે

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | વિનતિ. | ૧ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૨ |
| ૩ | શ્રીઆનંદાશ્રમપત્રના ૧૭મા વર્ષમાં પ્રવેશપ્રસંગનું મંગલાચરણ. | ૩ |
| ૪ | મદાલસા. | ૪ |
| ૫ | ભ્રાન્તિ. | ૫ |
| ૬ | યોગસૂત્રો. | ૬ |
| ૭ | કથન. | ૯ |
| ૮ | નારાયણમય જગત. | ૧૧ |
| ૯ | ખેદજનક દેહાવસાન. | ૧૩ |
| ૧૦ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૧૪ |
| ૧૧ | પરચૂરણ ભેટ. | ૧૫ |

——[ * ]——

## કળજુગની કહાણી

( રાગ પરજ )

[ સંગ્રાહકઃ—શ્રી. અંબાશંકર નાનજી જોશી–આનંદાશ્રમ ]

આવ્યો જીઠો રે જમાન, કઠણ કળજીગ વારો રે,
તેમાં કેમ દીધો રે કિરતાર, અવતાર અમારો રે. ટેક.
ગુરુમહિમા મરજાદ, સેવક નહિ પાળે રે;
મન મનના થાપ્યા મત, પાખંડને પસારે રે. આવ્યો૦ ૧
વરણ ધરમ ને વેદ, આશ્રમ ભેદ ભાંગ્યો રે;
તેમાં જતિએ મેલ્યા જપ જોગ, લોભે મન લાગ્યો રે. આવ્યો૦ ૨
નરપતિ નીતિના હીણ, તેની પરજા બહુ પાપી રે;
કન્યા વેચીને કણ ખાયે, વિરોધના વ્યાપી રે. આવ્યો૦ ૩
સહુએ મેલ્યા રે સંતોષ, ઉવાટે ઉજાણા રે;
તેને કરમેં પડે બહુ કાળ, ખાવાને ન મળે દાણા રે. આવ્યો૦ ૪
ગુરુજી પાપેં કીધો રે પસાર, પૃથિવીને બહુ પીડા રે;
સત રે ગયું ને સુખ નાંહીં, દુઃખના આવ્યા દહાડા રે. આવ્યો૦ ૫
તમે સાંભળોને રવિ ગુરુ ભાણ, કળજીગની કા'ણી રે;
એને ઉગારો મુરારને મહારાજ, બાનાતું બિરદ જાણી રે. આવ્યો૦ ૬

જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, નવાગામ-પોસ્ટ બીલખા ( કાઠિયાવાડ ) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–માંગરોળ–કાઠિયાવાડ

મુદ્રણસ્થાનઃ શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ–ગોંડલ



श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।
અર્થઃ-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૪ જ્યેષ્ઠ [ અંક ૧ લો

## विनति

સાચા સ્નેહી સદ્ગુરુનાથ! સનમુખ તમે રહેજો રે,
એવો કલજુગ વહે રે ક્રૂર, તેમાંથી તારી લેજો રે ટેક૦

ગુરુજી! બાનાં બિરદની લાજ, રાખો તો રહેશે રે,
એવા ભક્ત વત્સલ ભગવાન, વંદીને વેદ કહે છે રે. મારા૦ ૧

ગુરુજી! પ્રકટ કરું પોકાર, સમરથ સાંભળજો રે;
તારી ભક્તિમાં પાડે ભંગ, દુષ્ટોને તમે દળજો રે. મારા૦ ૨

દોહ્યળાં દુર્જન દે છે દુઃખ, પ્રભુજી તેને પાડો રે;
તમે નોધારાના આધાર, બુડતાની બાંહ્ય જાલો રે. મારા૦ ૩

અમે કાલાંઘેલાં કિરતાર, તોય છીએ તમારાં રે,
તમે આદિ અંત મધ્ય એક, હરિ છો અમારા રે. મારા૦ ૪

સ્વામી સુશર કહે મહારાજ, પૂરવની પ્રીતે રે,
તમે રહેજો મારા હૃદયની માંય, અખંડ અદ્વૈતે રે મારા૦ ૫

——[ * ]——

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

આશાનું પરિણામ કદીપણ સુખમાં આવતું નથી.

नैराश्यं परमं सुखम् ॥-નિરાશપણું પરમસુખરૂપ છે.

સમજુ મનુષ્યે અસ્થિર, ક્ષણવિનાશી ને દુ:ખદ પ્રાણિપદાર્થને નિત્ય, ને સુખદ માની તેનું સેવન કરવું ઉચિત નથી.

સર્વે દુ:ખના વિનાશને ને પરમસુખની પ્રાપ્તિને ઇચ્છનારે પરાવલંબી ન થવું જોઇએ.

અંતરાત્મા વિના અન્ય કાંઈપણ મનુષ્યનું સાચું શરણ નથી એ શાસ્ત્ર-કથન સત્ય જાણવું.

પ્રત્યેક પ્રાણિપદાર્થને શ્રીઈશ્વર તેના કર્માનુસાર જે સ્થિતિમાં મૂકે છે તેમાં ઈશ્વરનો સારો હેતુજ હોય છે.

તેઓશ્રીનો નિગ્રહ પણ અનુગ્રહરૂપ જ હોય છે.

સાધકે આવા પ્રસંગમાં સંસારની દુ:ખરૂપતાના દૃઢ સંસ્કાર પોતાના અંત:કરણમાં પાડી વૈરાગ્યને પક્વ કરવો જોઇએ.

વ્યાવહારિક સુખ એ વાસ્તવિક સુખ નથી, એ તો સ્વપ્નસુખની પેઠે સુખાભાસ છે, ને તે જન્મની પરંપરા ઉપજાવનારું હોવાથી હેય છે.

ખરા ભક્તે વ્યવહારસુખને ઇચ્છવું ન જોઇએ. ભક્ત તો " राजी हुं में ईसमे जीसमें तेरी रजा है ॥ એમ માનવું જોઇએ.

"पूरे है वो मर्द जो हर हालमें खुश है ॥ એ કથનનું તાત્પર્ય વિચારી ધૈર્ય રાખો.

કર્તાના સૃષ્ટિનિયમનો ને પરમ તત્ત્વનો વિચાર કરો.

પરમાનંદરૂપ એક અદ્વૈતતત્ત્વમાં શોકને સ્થાનજ ક્યાં છે?

અજ્ઞાન, તજ્જન્ય વાસના ને બહિર્મુખવૃત્તિવડે જીવો પોતાની મેળે કલ્પિત દુ:ખ ભોગવી રહ્યા છે.

જો દુ:ખરહિત પરમસુખ પ્રાપ્ત કરવું હોય તો મનુષ્યે આત્માભિમુખતા સેવવી જોઇએ. અંત:કરણની અંતર્મુખવૃત્તિ કરવી જોઇએ.

કર્મની ગહનગતિ છે-તેની બહુ વિચિત્રતા છે. કેટલાક જીવોનાં પુણ્ય પાપાનુબંધી હોય છે, ને કેટલાક જીવોનાં પાપ પુણ્યાનુબંધી હોય છે. પાપાનુબંધી પુણ્યવાળા જીવો સત્કર્મ કરતા હોય તે છતાં તેમનું પાપ હોય ત્યાંસુધી તે દુ:ખ ભોગવતા જોવામાં આવે છે, ને પુણ્યાનુબંધી પાપવાળા જીવો પાપ કરતા હોય તે છતાં તેમનું પુણ્ય હોય ત્યાંસુધી સુખ ભોગવતા જોવામાં આવે છે.

સત્કર્મનું ફલ સુખ ને દુષ્કર્મનું ફળ દુ:ખ એ અબાધિત નિયમ છે. જો પાપનું ફલ સુખ હોય તો પુણ્યનું ફલ શું હોય? માટે સમજુએ પુણ્ય-પાપના ફલમાં ક્યારે પણ શંકા કરવાજેવું નથી. (ચાલુ)

——[ * ]——

# શ્રીઆનંદાશ્રમપત્રના ૧૭મા વર્ષમાં પ્રવેશપ્રસંગનું મંગલાચરણ

કૃપાસિંધો જય !

હે વિશ્વવિધાયક ! જડજેવા જણાતા તથા ચેતનજેવા જણાતા જે સર્વે અભિમાનીઓ ( હું એમ કહેનારાઓ )ના સમુદાયભૂત જે આ વિશ્વ પ્રત્યક્ષ છે તેમાંના કોઇને પોતાની મેળે અસ્તિત્વમાં આવવાનું સામર્થ્ય તો હોતું નથી. તેઓ સર્વે પરવશપણે કોઇ અન્યવડેજ અસ્તિત્વમાં આવતાં જણાય છે, તથા જે અન્યવડે તેઓ અસ્તિત્વમાં આવતાં જણાય છે તેઓ પણ કોઇ પોતાની મેળે અસ્તિત્વમા આવેલાં હોતાં નથી. તેઓ પણ પરવશપણે અન્ય અન્યવડે અસ્તિત્વમાં આવેલાં હોય છે.

પોતાની મેળે અસ્તિત્વમા આવવા અસમર્થ સમુદાયને અસ્તિત્વમાં આણનાર એવું પોતાનું અસ્તિત્વ પોતાની મેળે ધરાવનાર પણ કોઇ હોવુંજ જોઇએ.

અને પોતાનું અસ્તિત્વ પોતાની મેળે ધરાવનાર આપ ભગવાન્ આ વિશ્વસમુદાયને અસ્તિત્વમાં આણનાર છો એમ શાસ્ત્ર કહે છે.

વિશ્વસમુદાયને અસ્તિત્વમાં આણવા સમયેજ યોગ્યતાસંપન્ન મનુષ્યોના ઉપદેશને માટે કૃપા કરીને આપ ભગવાને પોતે વહેતું મૂકેલું શાસ્ત્ર આપ ભગવાનનાં પોતાનાં શાસનોના સંગ્રહભૂત હોવાથી આ વિશ્વમાં પ્રત્યક્ષ આદિ સર્વે પ્રમાણોમાં શિરોમણિ જેવું પ્રમાણ છે.

આપ ભગવાને અસ્તિત્વમાં આણેલો વિશ્વસમુદાય સર્વથા આપ ભગવાનનેજ પરવશ હોવો જોઇએ અને એમ હોવાથી તો આપ ભગવાન્ વિશ્વના ઇશ્વર એવા વિશ્વેશ્વર વા વિશ્વનાથ કહેવાઓ છો.

છતા હે મહામાયાના પતિ પરમેશ્વર ! આ વિશ્વનો પ્રત્યેક અભિમાની જાણે પોતે કોઇ સ્વતંત્ર કર્તા કારવતા તથા ભોક્તા છે એમ માની કરવા જેવી તથા ન કરવા જેવી અનેક પ્રવૃત્તિઓમાં રાત-દિવસ નિરત રહે છે અને તેમ કરતા કોઇ તો ધાર્યું પામવાના યશને પણ પામે છે અને મોટે ભાગે તો સર્વે નિષ્ફળતાના અપયશનીજ-આપત્તિથી ખિન્ન રહે છે

છતાં હે શ્રીસદ્‌ગુરો ! આશ્ચર્યની વાત તો એ છે કે આ વિશ્વ આપ ભગવાનની એક માયા છે અને પોતે સર્વ એ માયાના પતિ એવા આપ પરમેશ્વરને સર્વથા પરાધીન છે એમ વિચારી આપ ભગવાનનું શરણ કરવાના નિશ્ચયને બહુધા કોઇ સાધી શકતું નથી !

આપ ભગવાનનાં શાસનોને સર્વથા અનુસરતું એવું આખા વિશ્વનું જીવનબંધારણ બાંધી એ જીવનબંધારણને અનુકૂળ જીવન વિશ્વનાં સર્વે મનુષ્યો જીવતાં થાય તોજ આ વિશ્વમાં શાંતિ અને સ્થિરતા શક્ય થાય

પણ આ વિશ્વની માયામાં બહુધા પ્રત્યેક અભિમાનીનાં સ્વભાવ પ્રકૃતિ રહેણી-કરણી અને રુચિ આદિ સર્વ અન્ય સર્વના સ્વભાવ આદિથી ભિન્ન જ રહેતાં હોવાથી આ વિશ્વમાં શાંતિની અને સ્થિરતાની આશા લગભગ નિષ્ફળ જેવી છે એમ લાગ્યા વિના રહેતું નથી

એમ છતાં સર્વેને તેમના પોતપોતાના પુણ્યના તથા પાપના સમૂહને અનુસરીને

તેમને યથાસમય સુખદુઃખ મળતાં રહેવાનો ન્યાય તથા નીતિ પણ આપ ભગવાનની આ વિશ્વરૂપ માયામાં અપ્રતિહતપણે ઉપસ્થિત છે.

અને ઉપદેશવડે પોતાનું હિત સાધી શકે એવાંઓના ઉપદેશને માટે પણ સુયોગ્ય વ્યવસ્થા આપ ભગવાને વિશ્વની રચનામાં રાખેલીજ છે.

આ આનંદાશ્રમપત્ર પણ આપ ભગવાનના એવાજ કોઇ સંકેતને અનુસરીને વહેતું થયેલું છે. તે આજ સત્તરમા વર્ષમાં પ્રવેશ કરે છે. તે શુભ અવસરના મંગલાચરણમાં અમે આપ ભગવાનનું વેદોક્ત વિધિથી પૂજન અર્પણ કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીએ છીએ તેનો સ્વીકાર કરી હે પ્રણતપાલ! હે કૃપાસિંધુ સદ્દગુરુદેવ! આપ ભગવાનના સ્વાભાવિક પ્રસન્ન એવા વિશાળ વદનકમળના સસ્નેહ સ્મિતપૂર્વક કૃપામૃતભરેલાં આપ ભગવાનનાં સ્વરૂપ-શુચિ ચક્ષુઓમાંથી આત્મરશ્મિઓનો પ્રવાહ અમારા ઉત્તમ અંગોપર વહેવડાવવા અમે આપ ભગવાનને અમારી પ્રેમનિર્ભર વાણીવડે પ્રાર્થના કરીએ છીએ.

જય નાથ!

---

## મદાલસા

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંકના પૃષ્ઠ ૧૮૦ થી )

अनन्तरैश्च सम्श्लेषमभ्येत्य तदनन्तरं ।
तेषामन्यतरैर्भृत्यैः समाक्रम्यानयद्वशं ॥

વચ્ચેની સરહદવાળાઓ સાથે ભેગા કરીને તથા તેપછી તેમના ચોકીયાતો સાથે સામસામા આવી જઇને તેમને સર્વેને વશ કર્યા.

अपीडयंश्च सामन्तांस्तस्य राष्ट्रोपरोधनैः ।
तथा दुर्गान्तपालांश्च चक्रे चाटविकान् वशे ॥

અલર્કના સામંતોને કાંઈ પીડા કરી નહિ પણ તેના સમગ્ર રાષ્ટ્રને ઘેરો ઘાલવા આદિ પ્રયોગોવડે તેમને સર્વેને તથા સીમાના રખેવાળોને તથા કોટવાળોને તથા વન-રક્ષકોને વશ કર્યા.

कांश्चिच्चोपप्रदानेन कांश्चिद्भेदेन पार्थिवान् ।
साम्नै वान्यान् वशं निन्ये निभृतास्तस्य येऽभवन् ॥

જે રાજાઓ અલર્કને વળગી રહ્યા હતા તેમાંના કેટલાકને લાંચ રૂશવત આપીને કેટલાકને માંહોમાંહે વઢાવીને અને કેટલાકને સમજાવીને વશ વર્તાવ્યા.

ततः सोऽल्पबलो राजा परचक्रावपीडितः ।
कोपक्षयमवापोच्चैः पुरं चारुध्यतारिणा ॥

એમ અલર્ક રાજાનું બળ ભાંગી પડ્યું. શત્રુનાં સૈન્યવડે તે પીડા પામ્યો. ધનનો ક્ષય મોટો થયો, અને રાજધાની શત્રુઓવડે ઘેરાઇ ગઈ.

इत्थं संपीड्यमानस्तु क्षीणकोषो दिने दिने ।
विषादमागात् परमं व्याकुलत्वं च चेतसः ॥

આ પ્રમાણે તે પીડા પામતો રહ્યો. કોષ પ્રતિદિન ક્ષય પામતો રહ્યો આથી, અલર્ક રાજા બહુ વિષાદ પામ્યો અને ચિત્તની વ્યાકુળતાને પણ પામ્યો

आर्ति स परमां प्राप्य सस्मारांगुलीयकं ।
यदुद्दिश्य पुरा प्राह माता तस्य मदालसा ॥

તે અલર્કરાજા મોટા દુ:ખને પામતા તેને વીંટીમા રાખેલું તે શાસનપટ સાંભર્યું કે જેને ઉદ્દેશીને તેની મા મદાલસાએ પ્રથમ કહ્યું હતું.

तत स्नातः शुचिर्भूत्वा वाचयित्वा द्विजोत्तमान् ।
निष्कृष्य शासनं तस्माद् ददृशे प्रस्फुटाक्षरं ॥

પછી સ્નાન કરી પવિત્ર થઈ બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવી વીંટીમાથી શાસન કાઢીને જોયુ તો તે ઘણુાજ સ્ફુટ અક્ષરે લખેલું વચાણુ

तत्रैव लिखितं मात्रा वाचयामास पार्थिवः ।
प्रकाशपुलकांगोऽसौ प्रहर्षोत्फुल्ललोचन ॥

અલર્કરાજાએ એ શાસનપટ્ટમાજ જે લખેલું હતુ તે પુરેપુરુ વાચ્યુ, અને વાચતાંજ જાણે કાંઈ નવો પ્રકાશ પડ્યો હોય એમ તેના રુવાડા ઉભા થઈ ગયાં અને હર્ષવડે તેના લોચન ફટાક ઉઘડી ગયાં. ( ચાલુ )

## भ्रान्ति

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

( સંપાદક-શ્રી પોપટલાલ તારાચંદ વકીલ )

વ્યવહાર પરમાર્થનાં હિતકર સાધનોને અહિતકર માનનારી, ને વ્યવહાર પરમાર્થનાં અહિતકર સાધનોને હિતકર માનનારી, અંત:કરણાદિના શુભ ગુણોને દોષરૂપ માનનારી ને તેમના દોષોને ગુણોરૂપ માનનારી, વ્યવહાર પરમાર્થના હિતેચ્છુઓને શત્રુઓ માનનારી ને વ્યવહાર પરમાર્થનું અનિષ્ટ ઇચ્છનારાઓને હિતેચ્છુઓ માનનારી, સદ્ગુરુના ઉપદેશમા આદર ન રાખનારી ને પોતાના રાજસતામસ સ્વભાવવાળા મનના, વિચારમાં આદર રાખનારી અંત:કરણની જે દુષ્ટ વૃત્તિ તે ભ્રાંતિ કહેવાય છે આ ભ્રાંતિ મનુષ્યના પ્રાપ્ત વ્યવહારમાં સુધારો કરવા દેતી નથી, તેનું શરીર સારૂ રહેવા દેતી નથી, ઇંદ્રિયોને વશ વર્તાવવાનું બલ પ્રાપ્ત થવા દેતી નથી, અંત:કરણની યોગ્યતામા વધારો કરવા દેતી નથી, સદ્ગુરુની ને ઇશ્વરની કૃપાની પ્રાપ્તિ કરવા દેતી નથી, જીવને જ્ઞાન, યોગ કે ભક્તિનાં સાધનોનું નિર્ભયપણે અનુષ્ઠાન કરવા દેતી નથી અને પરમ પુરુષાર્થરૂપ મોક્ષનો લાભ પણ થવા દેતી નથી

હે સજ્જનો ! હે સુમતિવાળાઓ ! તમે તમારા આ લોકના ને પરલોકના ભલા માટે અવશ્ય એ વિકરાળ મહાડાકિનીરૂપ ભ્રાંતિથી ઘણામાં ઘણાં દૂર રહેજો

——[ * ]——

# योगसूत्रो

[ અનુવાદકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

## પ્રથમ પાદ

### પરિચ્છેદ ૧

**अथ योगानुशासनम् ॥ १ ॥**

ગુર્જરીઃ—હવે પરંપરાથી સાંપડેલા યોગશાસ્ત્રનો ઉપદેશ કરવામાં આવે છે.

પદબોધિનીઃ—**अथ आरंभे ।** अथ પદ આરંભ દર્શાવવા માટે છે. **योगः समाधिः ।** योगः પદનો અર્થ સમાધિ છે. **युज् समाधौ धातुः ।** કારણકે युज् ધાતુ અહિ સમાધિના અર્થમાં વાપરેલો છે. **तस्य अनुशासनम् उपदिष्टस्य तस्य पुनः उपदेशः ।** તેનું અનુશાસન એટલે એક વાર ઉપદેશાયેલા તેનો પાછો ઉપદેશ. **हिरण्यगर्भादिभिरुपदिष्टं योगशास्त्रमारभ्यत इति सूत्रार्थः ।** હિરણ્યગર્ભ આદિએ ઉપદેશ કરેલા યોગશાસ્ત્રના ઉપદેશનો આરંભ કરાય છે એવો સૂત્રનો અર્થ છે.

ભાષ્યઃ—**अथेत्ययमधिकारार्थः ।** अथ એમ આ શબ્દ આરંભ દર્શાવવાના અર્થવાળો છે. **योगानुशासनम् शास्त्रमधिकृतं वेदितव्यम् ।** યોગનું અનુશાસન એટલે શાસ્ત્ર જેના ઉપદેશનો આરંભ થાય છે તે ઉપદેશ કરવા યોગ્ય છે. **योगः समाधिः ।** યોગ એટલે સમાધિ. **स च सार्वभौमश्चित्तस्य धर्मः ।** અને તે ચિત્તની સર્વ અવસ્થાઓમાં હોનારો ચિત્તનો ધર્મ છે. **क्षिप्तं मूढं विक्षिप्तमेकाग्रं निरुद्धमिति चित्तभूमयः ।** ક્ષિપ્ત, મૂઢ, વિક્ષિપ્ત, એકાગ્ર ને નિરુદ્ધ એમ ચિત્તની અવસ્થાઓ છે. **तत्र विक्षिप्ते चेतसि विक्षेपोपसर्जनीभूतः समाधिर्न योगपक्षे वर्तते ।** ત્યાં વિક્ષિપ્ત અવસ્થાવાળા ચિત્તનો જે સમાધિ હોય તે વિક્ષેપવડે ગ્રસ્ત થયેલો હોવાથી તે સમાધિ યોગના પક્ષનો સમાધિ ન હોય. **यस्त्वेकाग्रे चेतसि सद्भूतमर्थं प्रद्योतयति क्षिणोति च क्लेशान् कर्मबन्धनानि श्लथयति निरोधमभिमुखं करोति स संप्रज्ञातो योग इत्याख्यायते ।** પણ એકાગ્ર અવસ્થાવાળા ચિત્તનો સમાધિ તો સમાધિના વિષયભૂત પદાર્થના ખરા સ્વરૂપનો ચિત્તમાં સાક્ષાત્કાર કરાવે, ક્લેશને ક્ષીણ કરે, કર્મનાં બંધનોને ઢીલાં કરે અને નિરોધ અવસ્થાને સમીપ લાવે. તેથી તે સમાધિ સંપ્રજ્ઞાત યોગ એમ કહેવાય છે. **स च वितर्कानुगतो विचारानुगत आनन्दानुगतोऽस्मितानुगत इत्युपरिष्टात् वदिष्यामः ।** અને તે સંપ્રજ્ઞાત સમાધિ વિતર્કને અનુગત, વિચારને અનુગત, આનંદને અનુગત અને અસ્મિતાને અનુગત એમ ચાર પ્રકારનો છે તે અમે આગળ કહીશું. **सर्ववृत्ति निरोधे त्वसंप्रज्ञातः समाधिः ॥** અને સર્વે વૃત્તિઓના નિરોધભૂત જે સમાધિ નિરોધ અવસ્થાવાળા ચિત્તમાં હોય છે તે સમાધિના વિષયભૂત કોઈ પદાર્થ ન હોવાથી કોઈ પદાર્થની પ્રજ્ઞા તે સમાધિમાં થનારી ન હોય તેથી એકાગ્ર અવસ્થાવાળા ચિત્તના સંપ્રજ્ઞાતયોગની અપેક્ષાએ આ નિરોધ અવસ્થાવાળા ચિત્તનો સમાધિ અસંપ્રજ્ઞાતયોગ કહેવાય છે.

અનુવાદઃ—સૂત્રના આરંભનો જે अथ શબ્દ છે તેનો સૂત્રના વાક્ય સાથે કોઈ સંબંધ નથી.

જળભરેલો કુંભ સામો મળવાથી પ્રવાસીને જેમ શુભ શુકન થયું ગણાય છે તેમ ઉપદેશનો આરંભ કરતાં કરેલો अथ શબ્દનો ઉચ્ચાર સ્વતંત્રપણે મંગલાચરણનો અર્થ સારે છે.

તેથી **અથ** શબ્દના ઉચ્ચારવડે અહિ પ્રથમ તો મંગલાચરણની સિદ્ધિ થતાં શિષ્ટાચારનું પાલન કરવામાં આવેલું છે.

ઉપદેશનો આરંભ કરતાં કરેલો **અથ** શબ્દનો ઉચ્ચાર ઉપદેશકાર્યનો આરંભ થતો હોવાનું પણ સ્વતન્ત્રપણે સૂચન કરનારો હોવાથી અહિ એ શબ્દના ઉચ્ચારવડે ઉપદેશકાર્યનો આરંભ થતો હોવાનું સૂચન પણ કરવામાં આવેલું છે.

અને ઉપદેશકાર્યના આરંભમા કરેલા **અથ** શબ્દનો ઉચ્ચાર શ્રોતાઓને અન્ય વ્યવસાયથી વિમુખ થઇ શ્રવણને અભિમુખ થઇ રહેવાનો સ્વતંત્રપણે આદેશ આપનારો હોવાથી અહિ એ શબ્દના ઉચ્ચારવડે શ્રોતાઓને અન્ય વ્યવસાયથી વિમુખ થઇ શ્રવણને અભિમુખ થઇ રહેવાનો આદેશ પણ આપવામાં આવેલ છે.

ઉપદેશને શાસન પણ કહેવામા આવે છે અને શાસનના સંગ્રહને શાસ્ત્ર કહેવામાં આવે છે
શાસ્ત્ર શાસનોનો સગ્રહ હોવાથી ક્વચિત્ શાસ્ત્રને પણ શાસન કહેવામાં આવે છે.
અને પરંપરાથી સાંપડેલા શાસ્ત્રને અનુશાસન કહેવામાં આવે છે

સૂત્રમા **योगानुशासनम्।** એ પદવડે અહિ ઉપદેશ કરવાનું શાસ્ત્ર યોગનું છે તથા તે શાસ્ત્ર પરંપરાવડે સાંપડેલું શાસ્ત્ર છે એમ દર્શાવવા એ પદની યોજના કરવામાં આવી છે

પુરુષ પોતે ચૈતન્યરૂપ છતા જડ પ્રકૃતિના કાર્યભૂત ચિત્ત, જે પુરુષરૂપ ચૈતન્યના સંનિધિથી ચેતનાવાળું થતાં ચિત્ત કહેવાય છે, તેની સાથે સયોગ પામી ચિત્તની વૃત્તિઓ સાથે પોતાની સરૂપતાને ધારણ કરે છે.

પુરુષની આ સ્થિતિ પુરુષને દુઃખ ઉપજાવનારી છે.

હવે કોઇ પણ ઉપાયે ચિત્તની વૃત્તિ થતી અટકે તો પુરુષ ચિત્તથી છૂટો પડી પાછો પોતાના મૂળ સ્વરૂપમા અવસ્થાન કરી રહે અને તો તેના દુઃખની નિવૃત્તિ થાય

ચિત્તની વૃત્તિ થતી અટકે એમ કરવાનો ઉપાય યોગ છે. યોગ શબ્દના મૂળભૂત **युज्** ધાતુના અનેક અર્થ છે પણ અહિ સમાધિના અર્થમાં તેનો ઉપયોગ કરવામાં આવેલો છે

ચિત્તના સપૂર્ણ આધાનને સમાધિ કહેવામા આવે છે ચિત્તનું કોઇ પણ પ્રત્યયઉપર એવું સપૂર્ણ સ્થાપન કરવું કે જેથી તે તે પ્રત્યયની તદાકારતા પામી જાય તે સમાધિ કહેવાય છે

જેમ નિર્મળ મણિ પોતે સ્વરૂપે સ્વચ્છ છતા જેવા રંગનું પુષ્પ તેની પાછળ મૂકવામા આવે તેવા રંગવાળો તે જણાય છે તેમ ચિત્તને જે પ્રત્યયમાં સ્થાપન કરવામાં આવે તેની તદાકારતાને તે પામી જાય એટલી હદ સુધી ચિત્તને તે પ્રત્યયમાં લાગુ કરી રાખવાના પ્રયત્નને સમાધિ કહેવામાં આવે છે

ચિત્તની વૃત્તિને સમાધિમાટે અવલબ કરવાના વિષયને પ્રત્યય કહેવામાં આવે છે

ચિત્તની વૃત્તિ થતી અટકે એવી ચિત્તની સ્થિતિ કરવા મુખ્યપણે તો ચિત્તની વૃત્તિના વિરામને ચિત્તની સમાધિનો પ્રત્યય કરવો જોઇએ છે.

પણ કોઇ ને કોઇ વિષયને આકારે વૃત્તિઓ કર્યા કરવાની ટેવવાળા ચિત્તની વૃત્તિનો વિરામ સર્વેને સહજમાપ્ય ન હોય તેથી ચિત્તની વૃત્તિના વિરામને પ્રત્યય કરવાનું સર્વેને સહજ સુગમ ન થાય, માટે પ્રથમ કોઇ ને કોઇ વિષયને પ્રત્યય કરી તેના ઉપર ચિત્તનો સમાધિ કરવાનું આવશ્યક થય છે તેથી પ્રથમ કોઇ પદાર્થને પણ ગૌણપણે ચિત્તના સમાધિનો પ્રત્યય કરવામા આવે છે

કોઈ પણ પદાર્થને પ્રત્યય કરી તેના પર કરેલા ચિત્તના સમાધિનો પરિપાક થતાં તે પ્રત્યયભૂત પદાર્થના અશેષ-વિશેષ સ્વરૂપનો પુરુષને સાક્ષાત્કાર થાય છે તેથી તે સમાધિને સંપ્રજ્ઞાત સમાધિ કહેવામાં આવે છે.

અને વિરામને પ્રત્યય કરી કરેલા સમાધિના પરિપાકે કોઈ પ્રજ્ઞા થવાનો સંભવ નહિ હોવાથી સંપ્રજ્ઞાત સમાધિની અપેક્ષાએ તેને અસંપ્રજ્ઞાત સમાધિ કહેવામાં આવે છે.

ચિત્તના બંધારણમાં સત્ત્વ રજસ્ ને તમસ્ ભાવો રહેલા હોવાથી ચિત્તમાં જ્યારે જે ભાવની પ્રધાનતા હોય તે ભાવને અનુરૂપ વૃત્તિઓ સહજ ઉપજ્યા કરે.

ચિત્તમાં રહેલા સંચિત પ્રાક્તન સંસ્કારોને અનુરૂપ વૃત્તિઓ પણ તે તે સંસ્કારની ઠેલ લાગતાં થયા કરે.

અને વિષયોના સંસર્ગથી ચિત્તનું ખેંચાણ થતાં તે તે વિષયાકાર વૃત્તિઓ પણ ઉપજ્યા કરે.

એમ ચિત્ત તો વૃત્તિઓરૂપ મોજાંને ઉપજી ઉપજીને શમાવાના અધિષ્ઠાનભૂત જાણે એક સમુદ્રજેવું છે.

તમસ્‌ની પ્રધાનતા હોય ત્યારે ચિત્તમાં બહુધા સ્તબ્ધતા જડતા આદિની વૃત્તિઓ થયા કરે.

રજસ્‌ની પ્રધાનતા હોય ત્યારે ચિત્તમાં બહુધા ચંચળતાની વિષયાકાર વૃત્તિઓ થયા કરે.

અને સત્ત્વની પ્રધાનતા હોય ત્યારે ચિત્તમાં બહુધા શાંતિની ને સ્થિરતાની વૃત્તિઓ ઉપજ્યા કરે.

ચિત્તની જે અવસ્થામાં તમસ્ અધિક ભાવે વર્તતો હોય તે અવસ્થાને મૂઢ અવસ્થા કહેવામાં આવે છે.

ચિત્તની જે અવસ્થામાં રજસ્ અધિક ભાવે વર્તતો હોય તે અવસ્થાને ક્ષિપ્ત અવસ્થા કહેવામાં આવે છે.

અને ચિત્તની જે અવસ્થામાં સત્ત્વ અધિક ભાવે વર્તતો હોય તે અવસ્થાને વિક્ષિપ્ત અવસ્થા કહેવામાં આવે છે.

ક્ષિપ્ત અવસ્થામાં ચિત્ત બહુધા ચંચળપણે વિષયોમાં પડ્યા કરતું હોઈ તે અવસ્થાને ક્ષિપ્ત અવસ્થા કહેવામાં આવે છે.

અને વિક્ષિપ્ત અવસ્થામાં ચિત્ત બહુધા શાંત અને સ્થિર રહેવાના ભાવમાં હોય છતાં અંતરના પ્રાક્તન સંસ્કારની ઠેલથી તથા બહારથી વિષયના ખેંચાણથી ચિત્તમાં વિષયાકાર વૃત્તિઓ ઉપજે તેથી ચિત્તની શાંત ને સ્થિર સ્થિતિમાં વિક્ષેપ ઉપજે તેની અપેક્ષાએ એ અવસ્થાને વિક્ષિપ્ત અવસ્થા કહેવામાં આવે છે.

ચિત્તની મૂઢ, ક્ષિપ્ત ને વિક્ષિપ્ત અવસ્થાઓમાં પણ એક વૃત્તિ ઉપજીને શમી ગયા પછી બીજી વૃત્તિ ઉપજે તેટલા અંતરમાં ચિત્તનો સ્વાભાવિક વૃત્તિના વિરામભૂત સમાધિ હોય પણ એ સમાધિ જાણપૂર્વકનો ને સ્વાધીન ન હોવાથી એ સમાધિને યોગનો સમાધિ કહેવામાં આવતો નથી.

એકાગ્ર અવસ્થાનો સમાધિ જાણપૂર્વક ઉપસ્થિત કરેલો અને સ્વાધીન હોવાથી યોગ-પક્ષનો સમાધિ કહેવાય છે.

અને યોગપક્ષનો ખરેખરો કહી શકાય એવો વૃત્તિના કેવળ વિરામભૂત સમાધિ તો નિરોધ અવસ્થાનો સમાધિ છે.

યોગપક્ષના સંપ્રજ્ઞાત તથા અસંપ્રજ્ઞાત એવા બે સમાધિ છે તેમાં અસંપ્રજ્ઞાત સમાધિ મુખ્ય સમાધિ છે અને સપ્રજ્ઞાત સમાધિ ગૌણ સમાધિ છે.

આ આદિ જાણવા જેવી સર્વે વાતો સૂત્રકારથી પોતે આગળ યોગ્ય સ્થાને કહે છે.

આ સૂત્રથી તો માત્ર એટલું કહેલું છે કે હવે પરંપરાવડે પ્રાપ્ત થયેલા યોગશાસ્ત્રનો ઉપદેશ કરવામાં આવે છે માટે શ્રોતાઓએ અન્ય વ્યવસાયોથી વિમુખ થઇને શરીર, ઇંદ્રિયો તથા ચિત્તને સ્વસ્થ રાખી સર્વેએ શ્રવણને અભિમુખ થઇ રહેવું

——[ * ]——

## कथन

[ આલેખક.—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

કૃપાનાથનું નાનામા નાનું કથન પણ એક કલ્યાણરૂપી કયારૂપ હતું-જીવાત્માને શાંતિ ને સમાધાન આપનારુ થઈ રહેતું…!

કૃપાનાથના પ્રત્યેક કથનમાં આશ્વાસન, આશા ને ઉત્સાહ પ્રકટાવવાનું બળ હતું…!

× × × × ×

કુતિયાણાની ધર્મશાળામાં કૃપાનાથ બિરાજતા હતા-ત્યારે એક બહેને ફરિયાદના રૂપમાં વાત મૂકી.—

"કોઈ કોઈ સગાસબંધી વિના વાંકે ગાળો કાઢે છે-એટલે-સંતાપ બહુ થાય છે… શું કરવું?"

કૃપાનાથ શાંતિથી ને સહાનુભૂતિપૂર્વક દરેકની વાત સાંભળતા અને પછી થોડી ક્ષણ શાંત રહીને સલાહસૂચના આપતા

એ પ્રમાણે આ બહેનને પણ કહ્યું કે—"જાકી જૈસી બુદ્ધ હે, તૈસો કહે બનાય; વાકો બુરો ન માનીએ, લેન કહાંસે જાય?"

જેની જેવી બુદ્ધિ, તે પ્રમાણે તે બોલે ને વર્તે-તેમાં તેનું શું માઠું લગાડવું?-કેમકે, બીજી બુદ્ધિ તે કયાંથી લાવે?

× × × × ×

ત્યાં બીજાં એક બહેને પોતાના સાસુસબંધી ફરિયાદ કરી-એનું સમાધાન કૃપાનાથે આમ કર્યું—

"સાસરિયામાં-'બગરી જેમ,'-થઇને રહેવું-ગમે તેટલો વરસાદ વરસે, તોપણ આકુળ-વ્યાકુળ થવું નહિ-એટલે પછી-સઘળું શાંત થઈ જશે-તમને પણ શાંતિ રહેશે…!"

× × × × ×

બાંટવાના-દવાખાનામાં ડાકતર સાહેબના મકાનમાં કૃપાનાથ બિરાજતા હતા, ત્યારે એક ભાઇને આર્યવાણીમાં ગંભીરતાપૂર્વક કહેલું કે:—

"તમને ખબર છે?…કે…મહાપુરુષની આજ્ઞાના પાલનથી ઘેંસ ઘેવર બની જાય છે-સૂકો રોટલો મિઠાઈ બની જાય છે…!"

અને બન્યું પણ તેમજ-કે-કૃપાનાથની આજ્ઞાના પાલનથી તે ભાઈનો જીવનનો સંતાપ સદાને માટે શમી ગયો...!

× × × × ×

બાંટવામાં માણાવદર રાજ્યના ઉતારામાં કૃપાનાથ બિરાજતા હતા-તે સમયનો આ પ્રસંગ છેઃ—

રાત્રિના શયનમાટે પાટઉપર બિરાજતાં બિરાજતાં બારીમાં-જાળીમાં પ્રકાશમાટે દીપક લઈને ઉભેલા એક ભાઈને કૃપાનાથે દયાબીની ભાષામાં સંબોધન કરેલું કેઃ—

"...તમારા જીવાત્માઉપર દયા રાખજો...!"

સમગ્ર શાસ્ત્રોનો મર્મ આ બે શબ્દોમાં કૃપાનાથે ઉપદેશી દીધો...!

× × × × ×

સમૃદ્ધ એવી આચાર્યસ્થિતિમાં પણ અવારનવાર લીંબુડા જેવાં નાનાં ગામડાંઓમાં કૃપાનાથ પધારતા ને સ્થિતિ કરતા તથા ગ્રામજનતાને જીવનનો મર્મ સમજાવતા...!

લીંબુડામાં કૃપાનાથનો ઉતારો કુંભાર ભગત મૂળજીભાઈને ત્યાં-એટલે-પછી-મૂળજીભગતના દીકરા કરશન ભગતને ત્યાં-રહેતો.

ત્યાં-અને-બીજાં સ્થળોએ પણ-કૃપાનાથ સમજણાં બાળકોને આ મંત્ર યાદ રાખીને રટવાનું ખાસ કહેતાઃ—

"શ્રેષ્ઠ પ્રતાપી પ્રભુતણું, ધરું છું મનમાં ધ્યાન;
જે પ્રભુ દે છે મુજને, સદા સુમતિનું દાન."

× × × × ×

આનંદાશ્રમ-પો. બીલખા-એ-કૃપાનાથનું મુખ્ય નિવાસસ્થાન. ત્યાં નિજમંદિરમાં ઉભા ઉભા કૃપાનાથ નાના રૂમાલથી પરમશાંતિથી હાથમો લૂછતા-તે વખતે-એઓશ્રીની અવધૂત મુદ્રા પૂર્ણકલાએ ખીલતી ને એઓશ્રીનું દિવ્યમાધુર્ય પમરી રહેતું...!

સેવામાં પાસે ઉભેલાં નિજજનમંડળ આગળ એઓશ્રીથી મસ્તવાણી કોઈવાર ઉચ્ચારાઈ જતી કેઃ—

"આપ ખડા, નજરોં નહીં આતા, ઐસા રામ હમારા...રે...!"

× × × × ×

જૂનાગઢના અનંત ધર્માલયમાં કૃપાનાથ બિરાજતા હતા-ત્યારે-એક જિજ્ઞાસુની શંકાના સમાધાનમાં એઓશ્રીએ સમજાવેલું કેઃ—

"...તાવ, ઉધરસ આદિ સ્થૂલ રોગના જેમ વૈદ્ય-ડૉક્ટર ને ઉપચાર-ઈલાજ હોય છે, તેમ કામ, ક્રોધ, લોભ આદિ સૂક્ષ્મ રોગના પણ વૈદ્ય-ડૉક્ટર ને ઉપચાર-ઈલાજ હોય છે...સૂક્ષ્મ રોગના વૈદ્ય-ડૉક્ટર સંતપુરુષો છે...અને...સંતપુરુષોએ બતાવેલાં સાધનના અનુષ્ઠાનથી સઘળા સૂક્ષ્મ રોગો અવશ્ય મટી જાય છે...!"

× × × × ×

અમદાવાદ-રાયપુર-હવેલીની પોળ-શ્રી. ગણપતરામશાસ્ત્રીની હવેલીમાં કૃપાનાથ બિરાજતા હતા-ત્યારે-અમુક પ્રકરણના અનુસંધાનમાં એઓશ્રી ગંભીરતાપૂર્વક બોલેલા કેઃ—

"...શરીરને બહુ પંપાળવું નહિ...તેની પાસેથી વિહિત કામ બરાબર લેવું...!"

ભક્તિભાવપૂર્ણ મુખમુદ્રાસાથે આકાશતરફ ઉંચી આંગળી કરીને એક બીજા પ્રસંગે કૃપાનાથે ગભીરભાવથી ઉદ્‌ગાર કાઢેલા કે.—

"ટેકો... એક... પરમાત્માનો...છે...!"

× × × × ×

મુંબઈ-ચોપાટી-ફ્રેન્ચ રોડ-શેઠ જેઠાભાઈના બંગલામા-કૃપાનાથ બિરાજતા હતા-ત્યારે -તથા-બીજાં સ્થળોએ પણ-વ્યાખ્યાનમાં કહેતા કે:—

"કમ ખાના ઔર ગમ ખાના"-એટલે:—

પચે તેટલુંજ ખાવું-પરિમિત આહાર લેવો-સહનશીલ થવું-આવેશને વશ થઈ ન જવું-ઉશ્કેરાઈ ન જવું..!

"જિતકા વ્યાપ તિતકા સંતાપ"-એટલે:—

જેટલો વ્યવહારનો વિસ્તાર થાય છે, એટલી ઉપાધિ વધે છે-ને-એટલો સંતાપ પણ અનુભવવો પડે છે—

માટે-વ્યવહાર પણ પરિમિત ને પ્રયોજન જેટલોજ રાખવો-કે-જેથી-આત્મ-વિકાસમાં અડચણ આવે નહિ...!

"Count Ten-" "કાઉન્ટ ટેન"-એટલે.—

દશ ગણો-ક્રોધનું કારણ ઉપસ્થિત થાય ત્યારે-દશ ગણવા એટલે થોડો સમય જવા દેવો-તેથી વિચાર કરવાનો વખત રહે છે અને વિવેકવડે પ્રતિક્રોધની વૃત્તિનું શમન થઈ શકે છે-અને-એ-રીતે-ક્રોધના આવેશમાંથી અને તેનાં માઠા ફળમાંથી ઉગરી શકાય છે...!

"પૃથ્વીપર કાંટા હોય તો પૃથ્વીને ચામડાથી મઢાવવાનો હાસ્યાસ્પદ પ્રયત્ન કરવા કરતાં પોતેજ પગરખાં પહેરી લેવા એ ડહાપણનું કામ છે-આ દૃષ્ટાંતઉપરથી સિદ્ધાંત એ છે કે —

બીજાઓને સુધારવા નીકળી પડવા કરતાં પોતે સુધરવા મડવું-એમાં ડહાપણ છે આત્મસુધારણા સાધો, એટલે-પરસુધારણા આપમેળે પ્રમાણમાં સધાયા કરશે

આ દુનિયામાં વિપત્તિ ને વિકારો વિસ્તરેલા પડ્યા છે-એટલે-આત્મબળ કે પરમાત્મબળરૂપી કવચ ધારણ કરી લો,-કે જેથી વિકારો ભેદી,-ચળાવી શકે નહિ ને વિપત્તિ મુંઝવી શકે નહિ...!"

——[ * ]——

## नारायणमय जगत्

[ લેખક-શાસ્ત્રી હરદત્ત રેવાશંકર જોશી ]

એક સમયે ભક્ત તુકારામ વૃંદાવનની યાત્રાએ પગે ચાલીને જતા હતા તેઓના હૃદયમા અહર્નિશ શ્રીકૃષ્ણચંદ્ર પરમાત્માનું અખંડ સ્મરણ થયા કરતું હતું તદનુસાર માર્ગમાં પણ શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનું સ્મરણ ભક્ત કર્યે જતા હતા ભક્ત તુકારામનું મન શ્રીકૃષ્ણચંદ્ર

પ્રભુનું સ્મરણ કરતાં કરતાં એવું નિર્મલ થઇ ગયું હતું કે તેને 'सर्वं नारायणमयं जगत्' દેખાતું હતું. જગતને નારાયણમય-બ્રહ્મમય જોવા માટે અવિશ્રાંત બ્રહ્મચિંતનની જરૂર છે. એકાદ બે દિવસના પ્રયાસથી સાધકની દૃષ્ટિ જગતને બ્રહ્મમય જોઇ શકતી નથી. માટેજ શાસ્ત્રોમાં તેને માટે કર્તવ્યનો ઉપદેશ આપતાં જણાવ્યું છે કે 'सुप्तेरुत्थाय सुप्त्यन्तं ब्रह्मैकं प्रविचिन्त्यताम्' નિદ્રામાંથી જાગ્રત્ થઇ પુનઃ નિદ્રા આવે ત્યાં સુધી બ્રહ્મનુંજ ચિંતન કર્યા કરો. તે પ્રમાણે જ્યારે જાગ્રત્ અવસ્થામાં ચિંતન થવા માંડે છે, ત્યારે નિદ્રાવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં પણ અંતઃકરણ બ્રહ્મમયતાનાજ સંસ્કારોનો અનુભવ કરે છે. નહિતર અનંત જન્મોના સંસ્કારો જીવને જે સંસારાભિમુખ વૃત્તિના છે, તે સાધારણ પ્રયત્નમાં બદલી શકાતા નથી.

સાધારણ પ્રયત્નવડે પ્રથમ મનમાં ભ્રાંતિથી કયારેક એમ જણાય છે કે હવે આપણી વૃત્તિ બ્રહ્મમય થઇ ગઇ છે, પરંતુ કંઇક કસોટીનો પ્રસંગ ઉત્પન્ન થતાં એ સ્પષ્ટ થઇ જાય છે કે હજી મનની વૃત્તિ સંસારના વિષયો તરફ ખેંચાય છે, અને આપણે માની લીધેલું આપણી વૃત્તિનું બ્રહ્મમયપણું ભૂલભરેલું છે. ખરી નિષ્ઠા વિનાના કેવળ બ્રહ્મની વાતો કર્યા કરનારાઓ માટે ટકોર કરતાં કહ્યું છે કેઃ—

कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।
तेऽप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥

બ્રહ્મની ચર્ચા કરવામાં કુશલ પણ બ્રહ્મનિષ્ઠાથી રહિત અને સંસારાભિમુખરાગવાળી વૃત્તિવાળા માણસો જન્મમરણના ચક્રમાં ફર્યા કરે છે, પણ મોક્ષને પ્રાપ્ત કરી શકતા નથી.

નિર્મલ અંતઃકરણ અને શ્રીગુરુકૃપાવિના શાસ્ત્રોક્ત ફલાર્થો મનુષ્યને ફલિત થતા નથી. સાધકનું મન શ્રીસદ્ગુરુકૃપાવિના શાસ્ત્રો વાંચી તર્કવિતર્કે ચઢી જાય છે, અને ક્રમશઃ શ્રદ્ધાહીન બની જાય છે. ઘણી વેળા તો તેવા માણસો પ્રપંચો કરી અન્યની પ્રતારણા કરવામાં પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરવા માંડે છે.

ભક્ત તુકારામજીનું મન તો શ્રીગુરુકૃપા અને અહર્નિશ શ્રીઇશના ચિંતનથી યથાર્થ રીતે જગતને નારાયણમય જોવાવાળું થઇ ગયું હતું. વૃંદાવન પહોંચવાને બે દિવસ બાકી હતા. ભક્ત વનોપવનની સુંદર શોભા નિહાળતા નિહાળતા ચાલ્યા જતા હતા અને

'जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके ।
ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥'

જલમાં સ્થલમાં પર્વતના મસ્તકમાં અને અગ્નિની જ્વાલામાં પણ વિષ્ણુ છે. કયાં સુધી વર્ણન કરવામાં આવે, સર્વ દશ્યમાન જગત્ વિષ્ણુમય-બ્રહ્મમય છે. એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણેની ભાવના કર્યા કરતા હતા.

આજે તેઓ ગામના પાદરમાં વહન કરતી સુંદર સરિતાતટે એક વટવૃક્ષની નીચે વિશ્રાંતિ લઇ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરી રસોઇ બનાવી રોટલીઓ ચોપડવાની તૈયારી કરતા હતા, અને ઘીને અગ્નિ ઉપર ગરમ કરી રહ્યા હતા. ત્યાં પાછળથી એક કુતરો આવ્યો અને રોટલી મોઢામાં લઇ ચાલતો થઇ ગયો. તુકારામજીની નજર તુરતજ તે કુતરા તરફ ગઇ. તુકારામજીને મન તો યથાર્થમાં સર્વ જગત્ નારાયણમય હતું. તેઓએ માન્યું કે મારા પ્રભુ વિઠોબાએ પ્રસાદ સ્વીકારવામાં જરા ઉતાવળ કરી છે, અને ચાળ રોટલી ચોપડ્યા વિનાજ લઇ લીધો છે. મારા પ્રભુને રોટલી ચોપડ્યા વિના

ભોજન કેમ આરોગવા દેવાય? ભક્ત તુરતજ ઘીની નાની કળશલી લઈ કુતરા પાછળ દોડવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે ઓ પ્રભુ! ઉભા રહો! ઉભા રહો! રોટલી લુખી છે હું તમોને ઘી ચોપડી દઉં. આમ ઘણે દૂર સુધી કાંટાવાળા વનમાં ઉઘાડા પગે તુકારામજી દોડ્યા જાય છે. આથી શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને ઘટઘટમા નારાયણને નિહાળનાર ભક્ત ઉપર દયા આવી, અને શ્વાનનું રૂપ બદલી જેવી ભક્તની દૃષ્ટિ હતી તેવું શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનુ-વિઠોબાનું સ્વરૂપ ધારણ કરી રોટલી મુખમાં લઈ ઉભા રહ્યા.

ભક્ત તુકારામે ભાવથી પ્રભુને દંડવત્ પ્રણામ કર્યાં, અને ઘીથી રોટલી ચોપડી આપી પ્રભુ ભક્તનો ભાવ પૂર્ણ કરવા તે રોટલી ભક્ત સમક્ષજ આરોગી ગયા.

આ પ્રમાણે દીવાસળી બાકસની પેટી સાથે ઘસાતાં વ્યાપક અગ્નિમાંથી જેમ પ્રત્યક્ષ અગ્નિ પ્રકટ થાય છે તેમ ખરા ભક્તના અંતઃકરણમાંથી પ્રકટ થયેલ ભાવનાનુસાર સર્વત્ર વ્યાપક અને આનંદઘન ઈશ્વર ભક્તની મનોભાવના પૂર્ણ કરવા ભક્તની ઇચ્છાનુસાર પ્રત્યક્ષ રૂપ ધારણ કરે છે.

ભક્ત તુકારામના મનમા શ્રીવિઠોબાનું દૃઢ ચિંતન અને ભાવના હતી તો પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્વાનના શરીરમાં પણ ભક્તને શ્રીવિઠોબારૂપે દર્શન આપ્યાં. આ કલિયુગ છતા જ્યાં સાચી ભક્તિ છે, ત્યાં તો પ્રભુ હાજરજ છે જરૂર છે માત્ર વિષયોના પરિત્યાગપૂર્વકની દંભરહિત સત્ય ભક્તિની.

---

## खेदजनक देहावसान

ભાવનગરવાળા શ્રીમાન્ હીરાલાલ હરગોવિંદ પંડ્યાનાં પૂજ્ય માતુશ્રી ગં. સ્વ. ત્રિવેણીબહેન દીર્ઘાયુષ્ય ભોગવી, વૈશાખ વદિ ૧૩ શનિવારે ભાવનગરમાં કૈલાસવાસી થયાં છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથપ્રતિ ઉચ્ચી શ્રદ્ધાભક્તિવાળાં હોઈ સ્વધર્મપાલનમાં આગ્રહી ને શાંત સ્વભાવનાં હતાં. કૃપાસિંધુ નાથ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો

વાંકાનેરવાળા ગુરુબંધુ શેઠ શ્રી રાજસી જીવરાજનું વૃદ્ધવયે મુંબઈમાં વૈશાખ વદિ ૨૦)) સોમવારે દેહાવસાન થયું છે તેમણે શ્રીગુરુકૃપાવડે સ્વપુરુષાર્થથી દ્રવ્યસંબંધી સારી સ્થિતિ પ્રાપ્ત કરી હતી. તેઓ સાદા, નિર્માની ને પૂજ્યપાદ પ્રભુશ્રીની પાવન સેવામાં ઉચ્ચ શ્રદ્ધાભક્તિવાળા હતા. આનંદાશ્રમમાં નિવાસ કરી સત્સંગનો લાભ લેવામાટે કુટુંબ-સાથે તેઓ વખતોવખત આવતા. તેમની દાનવૃત્તિ પણ પ્રશંસનીય હતી. તેમણે શ્રીપ્રભુની સેવા કરવામાં સારો લાભ લીધો છે કેટલાક વર્ષોથી પાંચે આનંદાશ્રમોમાં અર્પણ કરવા માટે તથા કેટલાક ગુરુબંધુઓને સાહાય્ય આપવા આદિમાટે તેમના તરફથી દર માસે રૂા. ૮૨-૦-૦ બ્યાશી આવતા, ને હાલ રૂા ૭૫-૧૪-૦ નિયમિત રીતે શ્રીઆનંદાશ્રમમાં તેમના તરફથી આવે છે અદ્યાપિપર્યંત તે પ્રબંધ ચાલુ રહ્યો છે. તેમના જેવા દાનપ્રિય પુરુષની શ્રીઆનંદાશ્રમમંડળને ખોટ ગણાય કૃપાર્ણવ પ્રભુશ્રી તેમના આત્માને શાંતિ આપવા દયા કરો!

---

પ્રભુનું સ્મરણ કરતાં કરતાં એવું નિર્મલ થઇ ગયું હતું કે તેને '**सर्वं नारायणमयं जगत्**' દેખાતું હતું. જગતને નારાયણમય-બ્રહ્મમય જોવા માટે અવિશ્રાંત બ્રહ્મચિંતનની જરૂર છે. એકાદ બે દિવસના પ્રયાસથી સાધકની દૃષ્ટિ જગતને બ્રહ્મમય જોઈ શકતી નથી. માટેજ શાસ્ત્રોમાં તેને માટે કર્તવ્યનો ઉપદેશ આપતાં જણાવ્યું છે કે '**सुप्तेरुत्थाय सुप्त्यन्तं ब्रह्मैकं प्रविचिन्त्यताम्**' નિદ્રામાંથી જાગ્રત્ થઈ પુનઃ નિદ્રા આવે ત્યાં સુધી બ્રહ્મનુંજ ચિંતન કર્યા કરો. તે પ્રમાણે જ્યારે જાગ્રત્ અવસ્થામાં ચિંતન થવા માંડે છે, ત્યારે નિદ્રાવસ્થામાં તથા સ્વપ્નાવસ્થામાં પણ અંતઃકરણ બ્રહ્મમયતાનાજ સંસ્કારોનો અનુભવ કરે છે. નહિતર અનંત જન્મોના સંસ્કારો જીવને જે સંસારાભિમુખ વૃત્તિના છે, તે સાધારણ પ્રયત્નમાં બદલી શકાતા નથી.

સાધારણ પ્રયત્નવડે પ્રથમ મનમાં ભ્રાંતિથી ક્યારેક એમ જણાય છે કે હવે આપણી વૃત્તિ બ્રહ્મમય થઈ ગઈ છે, પરંતુ કંઈક કસોટીનો પ્રસંગ ઉત્પન્ન થતાં એ સ્પષ્ટ થઈ જાય છે કે હજી મનની વૃત્તિ સંસારના વિષયો તરફ ખેંચાય છે, અને આપણે માની લીધેલું આપણી વૃત્તિનું બ્રહ્મમયપણું ભૂલભરેલું છે. ખરી નિષ્ઠા વિનાના કેવળ બ્રહ્મની વાતો કર્યા કરનારાઓ માટે ટકોર કરતાં કહ્યું છે કેઃ—

**कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिणः ।**
**तेऽप्यज्ञानतया नूनं पुनरायान्ति यान्ति च ॥**

બ્રહ્મની ચર્ચા કરવામાં કુશલ પણ બ્રહ્મનિષ્ઠાથી રહિત અને સંસારાભિમુખરાગવાળી વૃત્તિવાળા માણસો જન્મમરણના ચક્રમાં ફર્યા કરે છે, પણ મોક્ષને પ્રાપ્ત કરી શકતા નથી.

નિર્મલ અંતઃકરણ અને શ્રીગુરુકૃપાવિના શાસ્ત્રોક્ત ફલાર્થો મનુષ્યને ફલિત થતા નથી. સાધકનું મન શ્રીસદ્‌ગુરુકૃપાવિના શાસ્ત્રો વાંચી તર્કવિતર્કે ચઢી જાય છે, અને ક્રમશઃ શ્રદ્ધાહીન બની જાય છે. ઘણી વેળા તો તેવા માણસો પ્રપંચો કરી અન્યની પ્રતારણા કરવામાં પોતાની બુદ્ધિશક્તિનો ઉપયોગ કરવા માંડે છે.

ભક્ત તુકારામજીનું મન તો શ્રીગુરુકૃપા અને અહર્નિશ શ્રીઈશના ચિંતનથી યથાર્થ રીતે જગતને નારાયણમય જોવાવાળું થઈ ગયું હતું. વૃંદાવન પહોંચવાને બે દિવસ બાકી હતા. ભક્ત વનોપવનની સુંદર શોભા નિહાળતા નિહાળતા ચાલ્યા જતા હતા અને

'**जले विष्णुः स्थले विष्णुः विष्णुः पर्वतमस्तके ।**
**ज्वालामालाकुले विष्णुः सर्वं विष्णुमयं जगत् ॥**'

જલમાં સ્થલમાં પર્વતના મસ્તકમાં અને અગ્નિની જ્વાલામાં પણ વિષ્ણુ છે. ક્યાં સુધી વર્ણન કરવામાં આવે, સર્વ દૃશ્યમાન જગત્ વિષ્ણુમય-બ્રહ્મમય છે. એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણેની ભાવના કર્યા કરતા હતા.

આજે તેઓ ગામના પાદરમાં વહન કરતી સુંદર સરિતાતટે એક વટવૃક્ષની નીચે વિશ્રાંતિ લઈ સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ કરી રસોઈ બનાવી રોટલીઓ ચોપડવાની તૈયારી કરતા હતા, અને ઘીને અગ્નિ ઉપર ગરમ કરી રહ્યા હતા. ત્યાં પાછળથી એક કુતરો આવ્યો અને રોટલી મોઢામાં લઈ ચાલતો થઈ ગયો. તુકારામજીની નજર તુરતજ તે કુતરા તરફ ગઈ. તુકારામજીને મન તો યથાર્થમાં સર્વ જગત્ નારાયણમય હતું. તેઓએ માન્યું કે મારા પ્રભુ વિઠોબાએ પ્રસાદ સ્વીકારવામાં જરા ઉતાવળ કરી છે, અને થાળ રોટલી ચોપડ્યા વિનાજ લઈ લીધો છે. મારા પ્રભુને રોટલી ચોપડ્યા વિના

ભોજન કેમ આરોગવા દેવાય? ભક્ત તુરતજ ઘીની નાની કળશલી લઈ કુતરા પાછળ દોડવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે ઓ પ્રભુ! ઉભા રહો! ઉભા રહો! રોટલી લુખી છે. હું તમોને ઘી ચોપડી દઉં આમ ઘણે દૂર સુધી કાંટાવાળા વનમાં ઉઘાડા પગે તુકારામજી દોડ્યા જાય છે. આથી શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુને ઘટઘટમાં નારાયણને નિહાળનાર ભક્ત ઉપર દયા આવી, અને શ્વાનનું રૂપ બદલી જેવી ભક્તની દૃષ્ટિ હતી તેવું શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુનું–વિઠ્ઠોબાનું સ્વરૂપ ધારણ કરી રોટલી મુખમાં લઈ ઉભા રહ્યા.

ભક્ત તુકારામે ભાવથી પ્રભુને દંડવત્ પ્રણામ કર્યાં, અને ઘીથી રોટલી ચોપડી આપી પ્રભુ ભક્તનો ભાવ પૂર્ણ કરવા તે રોટલી ભક્ત સમક્ષજ આરોગી ગયા.

આ પ્રમાણે દીવાસળી બાક્સની પેટી સાથે ઘસાતાં વ્યાપક અગ્નિમાંથી જેમ પ્રત્યક્ષ અગ્નિ પ્રકટ થાય છે તેમ ખરા ભક્તના અંતઃકરણમાંથી પ્રકટ થયેલ ભાવનાનુસાર સર્વત્ર વ્યાપક અને આનંદઘન ઈશ્વર ભક્તની મનોભાવના પૂર્ણ કરવા ભક્તની ઇચ્છાનુસાર પ્રત્યક્ષ રૂપ ધારણ કરે છે

ભક્ત તુકારામના મનમાં શ્રીવિઠ્ઠોબાનું દૃઢ ચિંતન અને ભાવના હતી તો પ્રભુ શ્રીકૃષ્ણ પરમાત્માએ શ્વાનના શરીરમાં પણ ભક્તને શ્રીવિઠ્ઠોબારૂપે દર્શન આપ્યાં આ કલિયુગ છતાં જ્યાં સાચી ભક્તિ છે, ત્યાં તો પ્રભુ હાજરજ છે જરૂર છે માત્ર વિષયોના પરિત્યાગપૂર્વકની દંભરહિત સત્ય ભક્તિની.

---

## खेदजनक देहावसान

ભાવનગરવાળા શ્રીમાન્ હીરાલાલ હરગોવિંદ પંડ્યાનાં પૂજ્ય માતુશ્રી ગં. સ્વ. ત્રિવેણીબહેન દીર્ઘાયુષ્ ભોગવી, વૈશાખ વદિ ૧૩ શનિવારે ભાવનગરમાં કૈલાસવાસી થયાં છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથપ્રતિ ઉંચી શ્રદ્ધાભક્તિવાળાં હોઈ સ્વધર્મપાલનમાં આગ્રહી ને શાંત સ્વભાવનાં હતાં. કૃપાસિંધુ નાથ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો.

વાંકાનેરવાળા ગુરુબંધુ શેઠ શ્રી રાજસી જીવરાજનું વૃદ્ધવયે મુંબઈમાં વૈશાખ વદિ ૨૦)) સોમવારે દેહાવસાન થયું છે તેમણે શ્રીગુરુકૃપાવડે સ્વપુરુષાર્થથી દ્રવ્યસંબંધી સારી સ્થિતિ પ્રાપ્ત કરી હતી તેઓ સાદા, નિર્માની ને પૂજ્યપાદ પ્રભુશ્રીની પાવન સેવામાં ઉચ્ચ શ્રદ્ધાભક્તિવાળા હતા. આનંદાશ્રમમાં નિવાસ કરી સત્સંગનો લાભ લેવામાટે કુટુંબ-સાથે તેઓ વખતોવખત આવતા. તેમની દાનવૃત્તિ પણ પ્રશંસનીય હતી. તેમણે શ્રીપ્રભુની સેવા કરવામાં સારો લાભ લીધો છે. કેટલાંક વર્ષોથી પાંચે આનંદાશ્રમોમાં અર્પણ કરવા માટે તથા કેટલાક ગુરુબંધુઓને સાહાય્ય આપવા આદિમાટે તેમના તરફથી દર માસે રૂ. ૮૨–૦–૦ બ્યાશી આવતા, ને હાલ રૂ. ૭૫–૧૪–૦ નિયમિત રીતે શ્રીઆનંદાશ્રમમાં તેમના તરફથી આવે છે અદ્યાપિપર્યંત તે પ્રબંધ ચાલુ રહ્યો છે તેમના જેવા દાનપ્રિય પુરુષની શ્રીઆનંદાશ્રમમંડળને ખોટ ગણાય કૃપાર્ણવ પ્રભુશ્રી તેમના આત્માને શાંતિ આપવા દયા કરો!

—)✕(—

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## (વૈશાખ તથા જેઠમાસ)

**મુખ્યભેટ:**—રૂ. ૧૫-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ. રૂ. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી કરાંચીવાળા-જોડિયા. રૂ. ૧૫-૦-૦ શ્રી. મેઘજી રૂ. ભરૂચા. હા. શ્રી. શેઠ મંગલદાસભાઈ. રૂ. ૧૦-૦-૦ બ્હેન સવિતાબેન લલ્લુભાઈ-મુંબઈ. રૂ. ૧૧-૦-૦ શ્રી. નટવરલાલ જેશંકર ત્રિવેદી-વઢવાણ. તેમનાં પુત્રીનાં લગ્ન પ્રસંગની ભેટ. હા. શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી. રૂ. ૧૦-૦-૦ શ્રી. ભગવાનભાઈ મેરામભાઈ શેખવા-ખીજડિયા. રૂ. ૧૦-૦-૦ શ્રીમાન્ શામળદાસ લક્ષ્મીદાસ ગાંધી-જૂનાગઢ. (જેઠમાસ) રૂ. ૧૦-૪-૦ શ્રી. ભાણજી તુલસીદાસ-મુંબઈ. રૂ. ૩૦૧-૦-૦ શ્રી. એમ. એમ. મસાણી-મુંબઈ.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:**—શ્રી. કાનજી પુરુષોત્તમ-વંથલી. શ્રી. મૂળજી પ્રાગજી-ટંકારા. (રુદ્રાભિષેક.) શ્રી. ભાનુશંકર હરિશંકર ત્રિવેદી-મુંબઈ. (લઘુરુદ્ર.)

**ભોજનો:**—રૂ. ૭-૦-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા-ભાવનગર. રૂ. ૧૭-૬-૯ શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ. (કેરીનું ભોજન). રૂ. ૬૭-૩-૬ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-માંગરોળ. રૂ. ૧૦-૦-૦ શ્રી. અરવિંદકુમાર કાંતિલાલ-પોરબંદર. રૂ. ૧૮-૦-૦ શ્રી. શંકરલાલ બાપાલાલ. (અર્પિત રકમના વ્યાજમાંથી.) રૂ. ૧૫-૦-૦ શ્રી. છગનલાલ વજેશંકર. (અર્પિત ભોજન.) રૂ. ૧૩-૩-૩ શ્રી. વીરસિંહ કલ્યાણસિંહ-જૂનાગઢ. રૂ. ૧૦-૦-૦ શ્રી. ગિરધરલાલ નરોત્તમદાસ-ભાવનગર. (અર્પિત ભોજન.)

**થાળો:**—રૂ. ૩-૧૨-૦ શ્રી. ભાનુશંકર હરિશંકર-મુંબઈ. ૧-૪-૦ શ્રી. કરશનદાસ હરજી-આનંદાશ્રમ. રૂ. ૨-૮-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ. (૨ થાળ.) રૂ. ૧-૪-૦ બ્હેન સવિતાબેન-જોરાવરનગર. રૂ. ૨-૮-૦ શ્રી. નથુરામ લક્ષ્મીરામ પંડ્યા-ભાયાવદર. (બે થાળ.) રૂ. ૨-૮-૦ શ્રી. ગુલાબચંદ ગોકળદાસ. (૨ થાળ.) રૂ. ૩-૧૨-૦ શ્રી. લાલજી ઝીણાભાઈ-જૂનાગઢ. (૩ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂ. ૧-૪-૦ શ્રી. કવિવંરરાય દેશાઈ-માંગરોળ. રૂ. ૧-૪-૦ બ્હેન નંદકુંવરબેન વજેશંકર. રૂ. ૧-૪-૦ શ્રી. ગોપાલજી ગૌરીશંકર-અમરેલી. રૂ. ૧-૪-૦ શ્રી. પુરુષોત્તમરાય અનંતરાય-માંગરોળ. રૂ. ૨-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ, (બે થાળ). (જેઠમાસ.) રૂ. ૧-૪-૦ શ્રી. ઉમયાશંકર વલ્લભજી-જામખંભાળિયા. રૂ. ૨-૦-૦ શ્રી. માણેકલાલ દામોદર-ઉમરેઠ. રૂ. ૫-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર. રૂ. ૫-૦-૦ શ્રી. દામજી નાગજી-સાવરકુંડલા. રૂ. ૧-૪-૦ શ્રી. મોહનલાલ ભગવાન-પીપળી. રૂ. ૨-૮-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઈ. (૨ થાળ.) રૂ. ૫-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. (૨ થાળ). રૂ. ૨-૮-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ-મુંબઈ. (૨ થાળ.) રૂ. ૧-૪-૦ બ્હેન નર્મદાબેન રાણા-મુંબઈ. રૂ. ૩-૮-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-ગરેજવાળા તરફથી અર્પિત થાળ. રૂ. ૧-૮-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી અર્પિત થાળ. રૂ. ૫-૪-૦ ગં. સ્વ. ફૈબાબહેન-ખીલખા. (૪ થાળ.) રૂ. ૧-૪-૦ શ્રી. મન્વંતરાય કરશનજી ઓઝા. રૂ. ૧-૪-૦ શ્રી. ભાનુશંકર પ્રભુરામ રાવળ-માણાવદર. રૂ. ૦-૧૨-૦ શ્રી. શેઠ મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ. (અર્પિત થાળ.) રૂ. ૧-૮-૦ શ્રી. સોમનાથ ત્રિકમલાલ અર્પિત થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. કાનજી પુરુષોત્તમ દવે. થાળ. રૂ. ૧-૮-૦ બેન દેવકીબાઈ-કરાંચી. (અર્પિત

થાળ. ) રૂા. ૨-૮-૦ શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહ-જુનાગઢ રૂા. ૨-૮-૦ શ્રી. મૂળજી પ્રાગજી-ટંકારા. રૂા. ૨-૮-૦ શ્રી. રામજી ગીગા-નારી. ( ૨ થાળ ) રૂા ૨-૮-૦ મણિબેન કેશવલાલ-ભાયાવદર. રૂા ૨-૮-૦ શ્રી નથુરામ લક્ષ્મીરામ ઓઝા-ભાયાવદર. ( ૨ થાળ. ) રૂા. ૧-૪-૦ શ્રી ભાનુશંકર હરિશંકર-મુંબઈ. રૂા. ૧-૪-૦ શાંતિલાલ ગાંડાલાલ મહેતા-ઢાંક.

અખંડદીપક—રૂા. ૦-૪-૦ શ્રી ભાનુશંકર હરિશંકર-મુંબઈ. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પડીઆ-મુંબઈ. રૂા ૨-૮-૦ શ્રી ગુલાબચંદ ગોકળદાસ-એડન રૂા. ૦-૪-૦ શ્રી. કરશનદાસ હરજી. રૂા. ૦-૮-૦ શ્રી જટાશંકર જગજીવન-જુનાગઢ. રૂા. ૦-૮-૦ શ્રીમતી રમાગૌરીબહેન અનંતરાય ઓઝા. રૂા. ૫-૪-૦ શ્રી મૂળજી પ્રાગજી-ટંકારા. રૂા ૧-૪-૦ શ્રી શાંતિલાલ ગાંડાલાલ-ઢાંક.

આ માસમા એક ભક્તજન-મુંબઈ, શ્રી શેઠ રવજી દેવજી ગાંધી-જામનગર તથા શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-માંગરોળ તરફથી પ્રભુશ્રીની સેવામા ધરાવવામાટે કેરીના પારસલો આવ્યાં હતાં.

——[ * ]——

## પરચુરણભેટ

### ( સં. ૨૦૦૪ના વૈશાખ તથા જેઠ )

૫-૦-૦ શ્રી. મચેરશા હોરમસજી ભાભા
૧-૪-૦ ,, કનુભા દોલતસિંહ-ભીલખા
૦-૯-૬ પરચુરણ
૮૫-૦-૦ બેન સવિતાબેન લલ્લુભાઈ-મુંબઈ

શ્રીપોરબંદર-આનંદાશ્રમ તરફથી ભેટ—
હા. શ્રી શાસ્ત્રીજી વિશ્વનાથભાઈ.

૧-૪-૦ શ્રી કલ્યાણજી ગોવિંદજી
૧-૪-૦ ,, શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૧-૦-૦ ,, કાલિદાસ કલ્યાણજી
૧-૦-૦ પરચુરણ ભેટ
૦-૪-૦ શ્રી. પુરુષોત્તમ રામજી
૦-૪-૦ ,, નિર્ભયશંકર વિશ્વનાથ
૦-૮-૬ પરચુરણ
૦-૨-૦ શ્રી. ધીરજલાલ
૩-૦-૦ ,, લાલજી કાલાભાઈ ત્રણ માસના ( માસિક ભેટ )
૩-૧-૩ ,, માણેકલાલ નાનજી ચંદારાણા પ્રભુશ્રીને ધોતી ૧ ધરવા માટે
૨-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ-ભાવનગર

૧-૦-૦ બેન જયાબેન ચંદારાણા ભાવનગર
૧-૦-૦ ચિ. ભગવાનજી મનુભાઈના પુત્ર
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૪-૦ ,, મૂળશંકર નરભેરામ પડીઆ
૯-૧૫-૦ મીસીસ ઝીણા દેવશી નાન્યુકી કેન્યા —આફ્રિકા ભેટ

શ્રી શંકરજયંતીના દિવસે પૂજન ભેટ —

૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ,,
૦-૪-૦ પૂ. સ્વ બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામ મૂળજી
૦-૨-૦ શ્રી કરશનદાસ હરજી
૧-૦-૦ સૌ જયાબેન ચંદારાણા
૦-૪-૦ શ્રી. ભગવાનજીભાઈના પુત્ર
૨-૦-૦ ,, ગોકળદાસ પોપટલાલ-જામનગર
૨-૮-૦ ,, ભગવાનજી મનુભાઈ ચંદારાણા તરફથી બે વખતના સત્યનારાયણની કથાની ભેટ

૧-૪-૦ શ્રી ખેચરલાલભાઈ—વર્ધા
૮-૦-૦ ,, ભગવાનજી મનુભાઈ ચંદારાણા -ભાવનગર
૭૫-૧૪-૦ ,, શેઠ રાજસી જીવરાજ—મુંબઈ માસિક સાત્વિક દાન મે માસના હા. શ્રી. અ. હ. પારેખ
૫-૦-૦ ,, સુરેશ અમૃતલાલ ભટ્ટ—મુંબઈ
૧-૦-૦ ,, ભગવાનભાઈ જેરામભાઈ શેખવા—ખીજડીઆ
૦-૫-૦ પરચુરણ
૩-૦-૦ શ્રી. નરભેશંકર ભાઈશંકર—વઢવાણ હા. અં. ભા. ત્રિવેદી
૧૪-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય દેશાઈ સૂર્યમંત્રજપમાટે
૫-૪-૦ ,, કનુભાઈ દોલતસિંહ—ઓખા
૨-૦-૦ ,, લાલજી ઓણાભાઈ—જૂનાગઢ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ—મુંબઈ
૦-૮-૦ ,, કરશનદાસ હરજી
૧-૪-૦ ,, જમનાદાસ કેશવજી
૦-૮-૦ ,, હીરાલાલ જમનાદાસ
૦-૮-૦ ,, રતિલાલ જમનાદાસ

શ્રી લીંબડી આનંદાશ્રમમાં આવેલી ભેટ:—

૧-૪-૦ શ્રી. હરજી કરશન તરફથી રામનવમીની ભેટ
૧-૬-૬ રામનવમીની સમૂહ ભેટ
૧-૧૪-૬ માસિક પરચુરણ ભેટ

---

૪-૯-૦ હા. શ્રી. હરજી કરશન
૧૨-૯-૬ શ્રીઅમદાવાદ આનંદાશ્રમ તરફથી ભેટ:—

૧-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી
૧-૦-૦ શ્રી. ભગવતપ્રસાદ મંગળદાસ
૧-૦-૦ ,, રામસિંહ સમજસિંહ
૦-૮-૦ બેન વિજયાબેન જયેષ્ઠારામ
૦-૯-૬ પરચુરણ

---

૧૨-૯-૬ હા. શ્રી. જયશંકર શાસ્ત્રી
૦-૯-૦ શ્રી મોળીદડ—આનંદાશ્રમમાં શ્રી રામનવમીની ભેટ હા. શાસ્ત્રી હરદત્તભાઈ
૭-૦-૦ પૂ. લઘુ મહંત શ્રી ત્રિકમદાસજી-સૂરજદેવળ
૫-૦-૦ મીસ્ત્રી કાળા વસ્તા—જૂનાગઢ
૫-૦-૦ શ્રી. જમનાદાસ રાઘવજી-પુનાવાળા
૦-૪-૯ પરચુરણ ભેટ મંદિરેથી
૨-૦-૦ શ્રી. ડાહ્યાભાઈ ધનજી—ગોંડલ
૦-૪-૦ ,, અંબારામ—રાજકોટ
૦-૪-૦ ,, જીવનલાલ અંબારામ-રાજકોટ દૂધમાટે
૬૦-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ મે તથા જુન માસના માસિક જપાદિના
૧-૪-૦ ,, ધર્મસુખરાય જેશંકર વસાવડા -માંગરોળ
૫-૧૪-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ
૨-૦-૦ બેન મધુલતાબેન મહારાણીદાસ
૨-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ
૧-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ ,,
૫-૦-૦ ,, વામનરાય જટાશંકર વસાવડા
૧-૦-૦ ,, વિજયરાય
૨-૮-૦ ,, શરદકુમાર પુરુષોત્તમરાય
૨-૮-૦ ,, યોગેંદ્રરાય પુરુષોત્તમરાય
૧-૦-૦ ,, મૃગેંદ્રરાય ઉપેંદ્રરાય
૧-૦-૦ ,, કુલીનચંદ્ર હર્ષદરાય દેશાઈ
૧-૦-૦ ,, યોગીંદ્રરાય મહારાણીદાસ દેશાઈ
૧-૦-૦ ,, કવિવરરાય હર્ષદરાય ,,
૧-૦-૦ ,, હરિવરરાય હર્ષદરાય ,,
૧-૦-૦ ,, ઉપેંદ્રરાય મહારાણીદાસ ,,
૨-૦-૦ બેન મધુલતાબેન મહારાણીદાસ ,,



૧-૦-૦ શ્રી. પ્રબોધચંદ્ર વામનરાય, વસાવડ
૧-૦-૦ ,, યાજ્ઞવલ્કયરાય વામનરાય ,,
૧-૦-૦ બેન પન્નાબેન વામનરાય
૧-૦-૦ શ્રી. કવિવરરાય હર્ષદરાય દેશાઈ
૧-૦-૦ સૌ. પદ્મિનીબેન કવિવરરાય ,,
૧-૦-૦ બેન કલ્પલતાબેન મહારાણીદાસ ,,
૧-૦-૦ શ્રી. વિ. જયેંદ્રરાય ઉપેંદ્રરાય ,,
૧-૦-૦ બેન અલકનંદા ઉપેંદ્રરાય ,,
૦-૪-૦ શ્રી. અરવિંદરાય ઉપેંદ્રરાય
૦-૪-૦ બેન હસાબેન ઉપેંદ્રરાય
૧-૦-૦ ,, કાદમ્બરી હર્ષદરાય
૨-૦-૦ ,, ઊર્મિલાબેન હર્ષદરાય
૧-૦-૦ ,, સરસ્વતીબેન
૦-૨-૦ શ્રી. કિશોરરાય જનકરાય
૧-૦-૦ બેન માલતીબેન યોગીંદ્રરાય
૧-૦-૦ બેન સત્યભામા જતુભાઈ
૦-૪-૦ ,, પ્રભાકુંવરબેન
૦-૨-૩ આરતીના
૧-૦-૦ શ્રી. છોટાલાલ મોરારજી
૧-૨-૦ બેન રાધાબેન લક્ષ્મીદાસ હા. તેમના પુત્ર શ્રી શામળદાસ ગાંધી
૦-૮-૦ વિ નારણજી જૂઠા-મચારી
૦-૯-૬ પરચુરણ
૧-૪-૦ બેન કસ્તુરબેન-ખીલખા
૩-૦-૦ શ્રી. દામજી નાગજી-કુતિયાણા
૧-૦-૦ ,, ભગવાનજી ભીમજી ,,
૦-૮-૦ બેન ત્રિવેણીબેન-વીસાવદર
૧-૦-૩ શ્રી. હરજીવન ડાહ્યાભાઈ-કલ્યાણ
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા

શ્રીપોરબંદર-આનંદાશ્રમમાં પરચુરણ ભેટ હા. ધ્વ દલપતરામજી

૦-૬-૦ શ્રી. ધીરજલાલ વિશ્વનાથ
૧-૦-૦ ,, લાલજી ડાહ્યાભાઈ
૦-૨-૦ બેન જાનબાઈ-રાણાવાવ
૨-૦-૦ શ્રી. કરણસિંહ લાલસિંહ
૨-૦-૦ શ્રી. કરણસિંહભાઈના વડીલ બંધુ
૨-૦-૦ ,, લાલસિંહ ગંગાસિંહ
૩-૧૦-૩ જાનનાં માણસો તરફથી.
૦-૪-૦ પુજારી દલપતરામજી

---

૧૧-૬-૩

૧-૪-૦ શ્રી. નરહરિપ્રસાદ અંબાશંકર શુક્લ-વઢવાણ
૪-૮-૦ શ્રી. ગુણવંતસિંહ જાલમસિંહ નિલદાનના
૨-૦-૦ ,, કરણસિંહ લાલસિંહજી ઠાકોર
૨-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૧૩-૦-૯ શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈમાં શ્રીશંકરજયંતીના પૂજનભેટના

૧-૦-૦ શ્રી. રામસિંહ સબળસિંહ
૧-૦-૦ ,, મોહનસિંહ જીવણસિંહ
૧-૦-૦ ,, કરણસિંહ લાલસિંહ
૧-૦-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, દયાળસિંહ લાલસિંહ
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૧-૦-૦ ,, નરેંદ્રસિંહ દયાળસિંહ
૩-૦-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૦-૮-૦ બેન ગીતા શિવસિંહ
૦-૧-૦ શ્રી. રતનજી રામજી લાખાણી

---

૧૩-૯-૦ હા. શ્રીમનાથસત્સંગમંડળ -મુંબઈ

૦-૧૫-૬ પરચુરણ મંદિરેથી
૨-૮-૦ શ્રી. અનંતરાય કરસનજી-અમલનેર
૫-૦-૦ ,, રસિકલાલ ચૂનીલાલ-આમોદવાળા
૨-૫-૦ ,, રતિલાલ છગનલાલ-ચંદવાણા
૨-૦-૦ ,, કાનજી પુરુષોત્તમ-વચલી
૦-૬-૦ ,, ,, ,, [illegible] ને ભેટ

Reg. No. B. 3087.

સને ૧૯૪૮ તા. ૨૫ જુલાઇ

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ થશે. પુસ્તકો બીલખાના ભાવથી મળશે. સંધ્યાદિ નિત્યકર્મ વિનામૂલ્યેથી ને પુસ્તકો ઘેર વાંચનમાટે ફ્રી. મળશે.

લિ. શ્રીમન્નાથસત્સંગમંડળ
નં. ૭૪ ડીસોઝા સ્ટ્રીટ, વડગાદી—મુંબઈ-૩

——[ * ]——

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા-(કાઠિયાવાડ)
તરફથી
પ્રકટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar-India)
આનંદાશ્રમ

પર૮ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

૨-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ફેરીઓ ધરવા માટે
૦-૧૨-૦ શ્રી. મૂળજી આગજી-ટંકારા. ભેટ પૂજાપાના.
૧-૮-૦ શ્રી. મૂળજી આગજી-ટંકારા
૦-૧૨-૦ ,, પ્રેમજી કરશન-જૂનાગઢ
૦-૮-૦ ,, હરિલાલ લક્ષ્મીશંકર મહેતા.
૫-૦-૦ ,, કુસુમરાય જીવાભાઈ મામલતદાર સાહેબ-જેતપુર
[illegible] ,, રામજી ગીગા-નારી
[illegible] બેન ભાનુમતિદેવી-આયાવદર
૧-૪-૦ શ્રી. છોટાલાલ નથુરામ, પંજા ,,
૦-૮-૦ શ્રી. બીખાલાલ જમનાદાસ-જૂનાગઢ
૦-૮-૦ ,, ધનજી જમુનાદાસ ,,
૦-૮-૦ ,, હંસરાજ પુરુષોત્તમ ,,
૦-૩-૦ ,, મંદિરથી ભેટ
૧-૪-૦ ,, ભાનુશંકર હરિશંકર-મુંબઈ
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૦-૧૦-૦ ,, ભાનુશંકર હરિશંકર ત્રિવેદી લઘુરુદ્રના પૂજાપો-ભેટના
૨-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર-જૂનાગઢ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ-મુંબઈ
૦-૨-૦ બેન જેકુંવર જીવરામ-રંગપુર

(જેઠ વદિ ૮/૨૦૦૪ સુધી)

——[ * ]——



श्रीदक्षिणामूर्ति नाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૭ મું ] સંવત્ ૨૦૦૪ આષાઢ [ અંક ૨ જો

# सुखमय निर्मळ तत्त्व

[ લે. શ્રી દેવી ]

( વેદાંત, કાવ્યતીર્થ...નિર્મળકુમારી 'રેણુ' )

( પ્રભાતિયું )

સુખસ્વરૂપ આતમા તુંજ પોતે ખરી,
સચ્ચિદાનંદ તું નિત્ય પોતે,
ભવનું બંધન નહિ કેંય તુંમાં ખરું,
સ્થૂલ કારણ ન કે સૂક્ષ્મ દેહે. ૧

માત્ર માયા બધું જગત આ જાણજે,
તે તણો સ્નેહ તું તુરત ત્યજજે,
શાંત સુખ સ્વરૂપનું માણજે તું સદા,
સુખતણા સિંધુમાં નિત્ય ન્હાજે. ૨

ચિત્તની વૃત્તિની શાંતિથી ક્રમવડે,
માણજે નિજસુખે નિત્ય સુખને,
ધોઈ માયાતણા મળ બધા હૃદયથી,
બ્રહ્મના સ્વરૂપને સતત જોજે. ૩

हराम्यहम्' ॥ (-જેના ઉપર હું અનુગ્રહ કરવા ઇચ્છું છું તેનું સર્વે માયિક હું હરિ લઉં છું.)

સંસારસુખને ઇચ્છે તે સંસારસુખના ભક્તો છે, ઇશ્વરના ભક્તો નથી ઇશ્વર પોતાના ભક્તોને ઘણીવાર નિષ્કિંચન રહેવા દે છે, કે જેથી તેને સંસારમા આસક્તિ ન થાય એવી નિષ્કિંચન સ્થિતિમાં પણ ઘણા ભક્તોએ આત્મભોગ સર્વભોગ-આંપીને પોતાનો ધર્મ બરાબર બજાવ્યો છે. રંતિદેવરાજા વગેરેનાં દષ્ટાંતો આ સંબંધે વિચારવા જેવાં છે

જે વિનાશી, ક્ષણભંગુર, દુઃખદ ને પરનું છે તેને અવિનાશી, શાશ્વત સુખદ ને પોતાનું માની લેવું એ સમજુનું કામ નથી

ઈશ્વરની રચના અનુસાર જીવનું પ્રારબ્ધકર્મ તેનો વ્યવહાર ચલાવે છે. અમુક પ્રકારે જ મારો વ્યવહાર ચાલવો જોઇએ એવો આગ્રહ પ્રારબ્ધકર્મવડે પરતંત્ર જીવ બાંધી શકે નહિ.

ઈશ્વર અકારણ ઉપકાર કરનારા છે તેનો અર્થ તે પોતાના કાંઇ પણ સ્વાર્થવિના જીવોને તેના સત્કર્મ પ્રમાણે શુભ ફલ આપનારા છે એવો છે જો જીવના સત્કર્મવિના ઈશ્વર શુભ ફલ આપે તો તેઓ અન્યાયી ઠરે કારણવિના કાર્ય ઉત્પન્ન ન જ થાય ઈશ્વરની કૃપા થવામાં પણ જીવનો શુભ પુરુષાર્થ કારણરૂપ છે.

શ્રીઅંતર્યામિપ્રભુ મનુષ્યના અંતરમાં રહીને આ શુભ કરવું, ને આ અશુભ ન કરવું એવી પ્રેરણાઓ સર્વદા આપ્યા કરે છે, આને દૈવીપ્રેરણા વા ઐશ્વરી પ્રેરણા કહે છે મનુષ્યને પોતાના પાપકર્માનુસાર અંતરમાં અશુભ કર્મ કરવાના વિચારો પણ ઊઠે છે, આને આસુરીપ્રેરણા કહે છે

જીવના અંતઃકરણમાં ઐશ્વરીપ્રેરણાનું ને આસુરીપ્રેરણાનું યુદ્ધ ચાલ્યા કરે છે. જે જીવ દૃઢ નિશ્ચયવડે પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિને દબાવીને શાસ્ત્રોક્ત દૈવિસંપત્તિને અનુસરી શુભકર્મ કરે છે તેને તેનુ શુભ ફલ મળે છે, ને જે જીવ પોતાની નબળાઇથી આસુરીસંપત્તિને અનુસરી અશુભ-કર્મ કરે છે તેને તેનું અશુભ ફલ મળે છે.

મનુષ્યને જે કાંઈ સુખદુઃખ થાય છે તે આ પ્રમાણે પોતે ઇચ્છાપૂર્વક કરેલા શુભાશુભકર્મનું ફલ હોય છે પછી તેને તે વાત પ્રત્યક્ષ જાણવામાં ન આવે તોપણ તેણે સમજી લેવુ જોઇએ કે આ સુખદુઃખ એ પોતે કરેલાં કર્મનું જ ફલ છે

મનુષ્યને તેના કર્મનું ફલ કહેવાને ઈશ્વર ઘેર ઘેર પ્રત્યેક સમયે પોતાનો મૂર્તિમંત ન્યાયાધીશ હાજર રાખે એવી ઇચ્છા કરવી એ અયુક્ત છે. જો મનુષ્ય સમજે તો અંતર્યામિરૂપ-ઈશ્વરરૂપ-ન્યાયાધીશ તેના અંતઃકરણમાં સર્વદા વિરાજી રહ્યા છે, તે અપરાધની શિક્ષા અપરાધ થયાની ઉત્તર ક્ષણેજ ચાલુ કરી દે છે. અપરાધ કરનારનું હૃદય ડંખવા મંડે છે, ને તેને ક્યાંઈ ચેન પડતું નથી આ અંતર્યામિપ્રભુની શિક્ષા છે (ચાલુ)

——[ * ]——

હરામ્યહમ્' ॥ (-જેના ઉપર હું અનુગ્રહ કરવા ઈચ્છું છું તેનું સર્વ માયિક હું હરિ લઉં છું.)

સંસારસુખને ઇચ્છે તે સંસારસુખના ભક્તો છે, ઇશ્વરના ભક્તો નથી ઇશ્વર પોતાના ભક્તોને ઘણીવાર નિષ્કિંચન રહેવા દે છે, કે જેથી તેને સંસારમાં આસક્તિ ન થાય એવી નિષ્કિંચન સ્થિતિમાં પણ ઘણા ભક્તોએ આત્મભોગ સર્વભોગ-આંપીને પોતાનો ધર્મ બરાબર બજાવ્યો છે. રંતિદેવરાજા વગેરેનાં દૃષ્ટાંતો આ સંબંધે વિચારવા જેવાં છે

જે વિનાશી, ક્ષણભંગુર, દુઃખદ ને પરનું છે તેને અવિનાશી, શાશ્વત સુખદ ને પોતાનું માની લેવું એ સમજુનું કામ નથી

ઈશ્વરની રચના અનુસાર જીવનું પ્રારબ્ધકર્મ તેનો વ્યવહાર ચલાવે છે. અમુક પ્રકારે જ મારો વ્યવહાર ચાલવો જોઇએ એવો આગ્રહ પ્રારબ્ધકર્મવડે પરતંત્ર જીવ બાંધી શકે નહિ.

ઈશ્વર અકારણ ઉપકાર કરનારા છે તેનો અર્થ તે પોતાના કાંઇ પણ સ્વાર્થવિના જીવોને તેના સત્કર્મ પ્રમાણે શુભ ફલ આપનારા છે એવો છે જો જીવના સત્કર્મવિના ઈશ્વર શુભ ફલ આપે તો તેઓ અન્યાયી ઠરે કારણવિના કાર્ય ઉત્પન્ન ન જ થાય ઈશ્વરની કૃપા થવામાં પણ જીવનો શુભ પુરુષાર્થ કારણરૂપ છે.

શ્રીઅંતર્યામિપ્રભુ મનુષ્યના અંતરમાં રહીને આ શુભ કરવું, ને આ અશુભ ન કરવું એવી પ્રેરણાઓ સર્વદા આપ્યા કરે છે, આને દૈવીપ્રેરણા વા ઐશ્વરી પ્રેરણા કહે છે મનુષ્યને પોતાના પાપકર્માનુસાર અંતરમાં અશુભ કર્મ કરવાના વિચારો પણ ઊઠે છે, આને આસુરીપ્રેરણા કહે છે

જીવના અંતઃકરણમાં ઐશ્વરીપ્રેરણાનું ને આસુરીપ્રેરણાનું યુદ્ધ ચાલ્યા કરે છે જે જીવ દૃઢ નિશ્ચયવડે પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિને દબાવીને શાસ્ત્રોક્ત દૈવિસંપત્તિને અનુસરી શુભકર્મ કરે છે તેને તેનું શુભ ફલ મળે છે, ને જે જીવ પોતાની નબળાઇથી આસુરીસંપત્તિને અનુસરી અશુભ-કર્મ કરે છે તેને તેનું અશુભ ફલ મળે છે.

મનુષ્યને જે કાંઈ સુખદુઃખ થાય છે તે આ પ્રમાણે પોતે ઇચ્છાપૂર્વક કરેલા શુભાશુભકર્મનું ફલ હોય છે. પછી તેને તે વાત પ્રત્યક્ષ જાણવામાં ન આવે તોપણ તેણે સમજી લેવું જોઇએ કે આ સુખદુઃખ એ પોતે કરેલાં કર્મનું જ ફલ છે

મનુષ્યને તેના કર્મનું ફલ કહેવાને ઈશ્વર ઘેર ઘેર પ્રત્યેક સમયે પોતાનો મૂર્તિમંત ન્યાયાધીશ હાજર રાખે એવી ઈચ્છા કરવી એ અયુક્ત છે. જો મનુષ્ય સમજે તો અંતર્યામિરૂપ-ઈશ્વરરૂપ-ન્યાયાધીશ તેના અંતઃકરણમાં સર્વદા વિરાજી રહ્યા છે, તે અપરાધની શિક્ષા અપરાધ થયાની ઉત્તર ક્ષણેજ ચાલુ કરી દે છે. અપરાધ કરનારનું હૃદય ડંખવા મંડે છે, ને તેને ક્યાંઈ ચેન પડતું નથી આ અંતર્યામિપ્રભુની શિક્ષા છે (ચાલુ)

——[ * ]——

ઊઠતાં બેસતાં હાલતાં ચાલતાં,
સર્વવ્યાપી સદા બ્રહ્મ ભાળે;
એ સ્થિતિ સહજ બ્હેની બને તાહરી,
ભવતણાં દુઃખ ત્યારે વિલાશે. ૪

સુખસ્વરૂપ તાહરું નિત્ય સંભારતાં,
જીવતાં મુક્તસુખ સહેજ થાયે;
દેહના પાતથી અંત કૈવલ્ય જે,
કોટિ બ્રહ્માંડ તેમાં સમાયે. ૫

આશા કોની કહે દેવિ! તારે પછી,
એમ વિચારતી શાંત થાજે;
સુખ ભર્યાં ભરચક નિર્મળા રૂપમાં,
સતત ભોગવ નહિ થાક લાગે. ૬

---

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીસન્નાથભગવાન્ ]

શ્રીઇશ્વરે જીવોનાં પૂર્વકર્મો ઉપર આવરણ રાખ્યું છે તેમાં પણ તેમની કૃપા છે. જો સામાન્ય જીવો પોતાનાં પૂર્વનાં કર્મોને સર્વદા જોઇ શકતા હોત તો તો તેના ફલરૂપ ભવિષ્યના દુઃખના ભયવડે સર્વદા દુઃખી રહેત. ઇશ્વરી રચનામાં ભૂલ નજ હોય.

ભક્ત પોતાનું હિત સમજે તેનાં કરતાં પ્રભુ તેનું હિત વધારે સમજે છે. અનન્યભક્તે પ્રભુની ઇચ્છાને સર્વદા માન આપતા શીખવું જોઇએ. મીરાંબાઇ ને નૃસિંહમહેતા વગેરે પરમભક્તોનાં જીવન અનન્યભક્ત થવા ઇચ્છનારે વિચારવા જેવાં છે.

મનમાં આવેશ પ્રકટે તો તે વિવેક વિરાગવડે દૂર કરતા રહેશો.

શાંતિ રાખવામાં સુખ છે. પરિતાપમાં સુખ નથી, માટે પરિતાપ પામતા અંતઃકરણને પુનઃ પુનઃ પ્રબોધ આપી, તથા વૃત્તિને શ્રીઇષ્ટદેવના સ્વરૂપમાં સ્થાપવાવડે વિશ્રાંતિ આપતા રહી શાંત થાઓ, અને તમારા કુટુંબીજનોને પણ ધીરજ આપશો.

મુમુક્ષુએ આશા એક પરમાત્માના સગુણ વા નિર્ગુણ સ્વરૂપને પ્રાપ્તિની જ કરવી, કે જે આરંભમાં કષ્ટજનક છતાં પરિણામે પરમસુખને આપનારી થાય છે.

વિશ્વના સર્વ બનાવોમાં ઇશ્વરની દરમ્યાનગીરી છે, એટલે તેમના નિયમાનુસાર સર્વ કાંઈ જીવોનાં કર્મ પ્રમાણે થયાજ કરે છે.

ઇશ્વર પોતાના ખરા ભક્તોને સંસારનું મિથ્યાસુખ આપતા નથી, કેમકે તેથી તેઓ તેમાં બંધાઇ રહી, પોતાના વાસ્તવિક કલ્યાણને સાધી ન શકે. શ્રીભગવાન્ એના સંબંધમાં કહે છે કેઃ—'यस्यानुग्रहमिच्छामि तस्य सर्वं

हराम्यहम्' ॥ (-જેના ઉપર હું અનુગ્રહ કરવા ઈચ્છું છું તેનું સર્વ માયિક હું હરિ લઉં છું.)

સંસારસુખને ઇચ્છે તે સંસારસુખના ભક્તો છે, ઇશ્વરના ભક્તો નથી ઇશ્વર પોતાના ભક્તોને ઘણીવાર નિષ્કિંચન રહેવા દે છે, કે જેથી તેને સંસારમા આસક્તિ ન થાય એવી નિષ્કિંચન સ્થિતિમાં પણ ઘણા ભક્તોએ આત્મભોગ સર્વભોગ-આપીને પોતાનો ધર્મ બરાબર બજાવ્યો છે. રંતિદેવરાજા વગેરેનાં દૃષ્ટાંતો આ સંબંધે વિચારવા જેવાં છે

જે વિનાશી, ક્ષણભંગુર, દુઃખદ ને પરનું છે તેને અવિનાશી, શાશ્વત્ સુખદ ને પોતાનું માની લેવું એ સમજુનું કામ નથી

ઈશ્વરની રચના અનુસાર જીવનું પ્રારબ્ધકર્મ તેનો વ્યવહાર ચલાવે છે. અમુક પ્રકારે જ મારો વ્યવહાર ચાલવો જોઇએ એવો આગ્રહ પ્રારબ્ધકર્મવડે પરતંત્ર જીવ બાંધી શકે નહિ

ઈશ્વર અકારણ ઉપકાર કરનારા છે તેનો અર્થ તે પોતાના કાંઇ પણ સ્વાર્થવિના જીવોને તેના સત્કર્મ પ્રમાણે શુભ ફલ આપનારા છે એવો છે જો જીવના સત્કર્મવિના ઈશ્વર શુભ ફલ આપે તો તેઓ અન્યાયી ઠરે. કારણવિના કાર્ય ઉત્પન્ન ન જ થાય ઈશ્વરની કૃપા થવામાં પણ જીવનો શુભ પુરુષાર્થ કારણરૂપ છે.

શ્રીઅંતર્યામિપ્રભુ મનુષ્યના અંતરમાં રહીને આ શુભ કરવું, ને આ અશુભ ન કરવું એવી પ્રેરણાઓ સર્વદા આપ્યા કરે છે, આને દૈવીપ્રેરણા વા ઐશ્વરી પ્રેરણા કહે છે મનુષ્યને પોતાના પાપકર્માનુસાર અંતરમાં અશુભ કર્મ કરવાના વિચારો પણ ઊઠે છે, આને આસુરીપ્રેરણા કહે છે

જીવના અંતઃકરણમાં ઐશ્વરીપ્રેરણાનું ને આસુરીપ્રેરણાનું યુદ્ધ ચાલ્યા કરે છે જે જીવ દૃઢ નિશ્ચયવડે પોતાના અંતઃકરણમાં રહેલી આસુરીસંપત્તિને દબાવીને શાસ્ત્રોક્ત દૈવિસંપત્તિને અનુસરી શુભકર્મ કરે છે તેને તેનું શુભ ફલ મળે છે, ને જે જીવ પોતાની નબળાઇથી આસુરીસંપત્તિને અનુસરી અશુભ-કર્મ કરે છે તેને તેનું અશુભ ફલ મળે છે

મનુષ્યને જે કાંઈ સુખદુઃખ થાય છે તે આ પ્રમાણે પોતે ઈચ્છાપૂર્વક કરેલા શુભાશુભકર્મનું ફલ હોય છે. પછી તેને તે વાત પ્રત્યક્ષ જાણવામાં ન આવે તોપણ તેણે સમજી લેવુ જોઇએ કે આ સુખદુઃખ મેં પોતે કરેલાં કર્મનું જ ફલ છે

મનુષ્યને તેના કર્મનું ફલ કહેવાને ઈશ્વર ઘેર ઘેર પ્રત્યેક સમયે પોતાનો મૂર્તિમંત ન્યાયાધીશ હાજર રાખે એવી ઈચ્છા કરવી એ અયુક્ત છે જો મનુષ્ય સમજે તો અંતર્યામિરૂપ-ઈશ્વરરૂપ-ન્યાયાધીશ તેના અંતઃકરણમાં સર્વદા વિરાજી રહ્યા છે, તે અપરાધની શિક્ષા અપરાધ થયાની ઉત્તર ક્ષણેજ ચાલુ કરી દે છે. અપરાધ કરનારનું હૃદય ડંખવા મંડે છે, ને તેને ક્યાંઈ ચેન પડતું

# હિંદુકોડ

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

ભારતવર્ષની પ્રાચીન જનતા જે આજપૂર્વે આર્ય કહેવાતી તે કાળક્રમે આજ કેટલોક સમય થયાં હિંદુ કહેવાય છે.

આ આર્યજનતાના આચાર વિચાર ને વ્યવહાર આદિમાટે મનુ અને યાજ્ઞવલ્ક્ય આદિ ઋષિમુનિઓવડે પ્રણીત એવી સ્મૃતિઓ પ્રમાણભૂત હતી.

એ સ્મૃતિઓનું પણ મૂળ તો વેદની શ્રુતિઓમાંજ રહેલું છે.

તથી તો સ્મૃતિનો જે ઉપદેશ વેદની શ્રુતિના ઉપદેશથી વિરોધવાળો જણાતો હોય તેના પ્રસંગમાં સ્મૃતિના ઉપદેશને પ્રમાણભૂત નહિ ગણતાં વેદનીજ શ્રુતિના ઉપદેશને બળવત્તર ગણી પ્રમાણભૂત ગણવાનો શિષ્ટાચાર હતો.

પણ સ્મૃતિનો ઉપદેશ વેદની શ્રુતિના ઉપદેશથી વિરોધવાળો હોવાનો પ્રસંગજ ક્વચિત્ હોય વા નજ હોય.

એટલે આર્યજનતાના આચાર વિચાર તથા વ્યવહાર આદિનું નિયમન બહુધા સ્મૃતિનાજ પ્રમાણપર થતું રહેતું હતું.

આર્યજનતાના આચાર વિચાર તથા વ્યવહાર આદિના વિષયમાં રાજ્યનું શાસન પણ સ્મૃતિનાજ પ્રમાણને બહુધા અનુસરતું.

કાળક્રમે રાજ્યની ક્રાંતિઓ થવા લાગતાં છેવટે આંગ્લજનતાનું રાજ્યશાસન આર્યજનતાપર થયું હતું.

તે આંગ્લ રાજ્યશાસનમાં પણ આર્યજનતાના આચારવિચાર તથા વ્યવહાર આદિનું નિયમન બહુધા સ્મૃતિનાજ આધારે થતું હતું.

અને શાસનની સુગમતામાટે તેના નિયમોનો ( ધારાઓનો ) એકત્ર સંગ્રહ કરવામાં આવ્યો હતો જે હિંદુ લૉના નામે પ્રસિદ્ધ હતો.

કાળક્રમે આર્યજનતાના આચાર વિચાર તથા વ્યવહાર આદિમાં પરિવર્તન થતું ચાલ્યું હતું.

જનતાના આચાર વિચાર તથા વ્યવહાર આદિ સ્મૃતિનાજ શાસનને અનુસરતા નહિ રહેતાં જે તે સમયની પરિસ્થિતિને અનુસરતા સુધારા ચાલુ નિયમોમાં કરતા રહેવાની અગત્ય જણાતાં સમયે સમયે તેવા સુધારા થતા રહેવા લાગ્યા.

શાસનના નિયમોમાં સુધારાવધારા થતા રહેવાથી સ્મૃતિનાજ શાસનને અનુસરતા આચારવિચાર તથા વ્યવહાર આદિ રાખી રહેવાની જનતાની જવાબદારી ઢીલી થતી જવા લાગી અને જનતા ઉત્તરોત્તર સ્મૃતિના શાસનની વધારે ને વધારે અવગણના કરતી રહેવા લાગી.

જનતા જેમ જેમ સ્મૃતિના શાસનથી છૂટી પડવા લાગી તેમ તેમ રાજ્યશાસનના નિયમોમાં વધારે ને વધારે સુધારાવધારા કરતા રહેવાની અગત્ય જણાતી ચાલી તથા તેથી

અનેક સુધારાવધારા રાજ્યશાસનમાં કરતા રહેવાનું વલણ રાખ્યુ

એમ આજસુધીમા અનેક સુધારાવધારાઓ રાજ્યશાસનના હિંદુ લૉમાં થઇ ચૂક્યા છે, તે ઉપરાંત પણ અધિક સુધારાવધારા કરી એક નવો હિંદુ કોડ રાજ્યશાસન માટે તૈયાર કરવાની પ્રવૃત્તિ હાથપર હતી તે પૂરી થાય તે પહેલા આંગ્લજનતા રાજ્યનું શાસન આર્યજનતાના નેતાઓના હાથમા સુપરદ કરી કાળબળે સ્વદેશ સીધાવી

.એ કારણે હવે પ્રસ્તુત નવો સંગ્રહ કરવાનું કામ આપણા નેતાઓનાજ હાથમાં આવ્યું છે

આપણા પ્રસ્તુત નેતાઓ પણ અર્વાચીન શિક્ષણ પામેલા હોવાથી તથા વર્તમાનમાં ભૂમડળઉપર વિદ્યમાન અન્ય સર્વ રાષ્ટ્રોની બરાબરીમા સમાનજેવી સ્થિતિમા ભારતવર્ષને પણ રાખવાનું તેમને ઉચિત જણાયાથી રાજ્યશાસનના હેતુમાટે પ્રસ્તુત કોડ પ્રસિદ્ધ કરી તેનેજ પ્રમાણભૂત ગણાવવાનું તેમને પણ ઇષ્ટ જણાય છે

સ્મૃતિના શાસનને બદલીને કોઇ વિષયમાં નવુ શાસન ન કરવુ પડે એમાટે સ્મૃતિનાજ આદેશોને અનુસરતો જીવનક્રમ રાખવા તેઓ આર્યજનતાને આદેશ આપવા અસમર્થ છે એટલુ જ નહિ પણ તેમ કરવાનું તેમને પોતાને ગમતું જણાતું નથી.

પ્રસ્તુત પાછા કોઈ સુધારા ન કરવા પડે એ વિચારથી બુદ્ધિ પહોચે ત્યાંસુધી પ્રત્યેક પ્રકરણમા અર્વાચીન પરિસ્થિતિનેજ અનુકૂળ થઇ પડે એવોજ જીવનક્રમ તેઓ આર્યજનતામાટે પ્રસ્તુત સંગ્રહમાં નિર્માણ કરવા ધારે છે

જેઓ સ્મૃતિના શાસનને અનુરૂપ જીવનક્રમ રાખી રહેવાના લાભને જાણનારા છે તેમને આથી ઘણુ દુ:ખ થાય છે તથા તેથી તેઓ પ્રસ્તુત સંગ્રહ ઉપસ્થિત કરવા સામે ઘણુ મથન કરે છે એ સ્વાભાવિક છે.

પણ આજના પ્રસિદ્ધ જીવનક્રમને પહોંચેલી આર્યજનતા પાછી વળીને સ્મૃતિના શાસનને અનુસરતો જીવનક્રમ પાછો જીવવાના નિશ્ચયવાળી ન થાય તો અને ત્યાંસુધી પરંપરાના સ્મૃતિશાસનના જીવનક્રમમા માનનારાઓનું વિરોધનું મથન વ્યર્થજ નીવડવાનો સંભવ દેખાનો છે.

આવી સ્થિતિમા જો આપણાજ નેતાઓ પ્રસ્તુત સંગ્રહ ઉપસ્થિત કરવાનુ આર્યજનતાના હિતમાં માનતા હોય તો તે સામે વિરોધના આંદોલનો વહેતાં મૂકી પરસ્પર વૈમનસ્ય ઊભુ ન કરતાં જનતા પોતે પાછી વળી સ્મૃતિના શાસનનેજ અનુસરતો જીવનક્રમ જીવતી થાય એવાં આંદોલનો વહેવડાવી તેની સિદ્ધિ મેળવવામા સ્મૃતિના શાસનને હિતકર માનનારાઓએ પોતાના સર્વે સામર્થ્યનો ઉપયોગ કરવો જોઇએ એજ તેમને માટે ઇષ્ટ કરનારુ છે.

આ વાત સમજવામાં તથા તેને આચારમાં ઊતારવામાં જેટલું મોડુ થાય છે તેટલા પ્રમાણમા ક્ષતિ સમજવાની છે અને જેટલું વહેલુ થશે તેટલા પ્રમાણમા સિદ્ધિને સમીપ કરવાનુંય છે આ વાત વિવેકીને સમજાવવામાટે વિસ્તાર કરવો પડે એમ નથી.

માટે સ્મૃતિના શાસનને ઇષ્ટ માનનારાઓએ પોતપોતાના કર્તવ્યનો નિશ્ચય કરી સર્વેએ સાથે મળી ઇષ્ટ પ્રયત્નોનો સત્વર આદર કરવો જોઇએ.

વિશ્વનું ખરું નિયમન કરનારા પરમેશ્વર તેમના એ પ્રયત્નને વિજયવંતો કરે એવી પ્રાર્થના છે.

——[ * ]——

## નિવેદન

[ નિવેદકઃ—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

કૃપાનાથના જીવનના અધ્યયનને અર્થે પર્યટન કરતાં ને જિજ્ઞાસાથી શોધ કરતાં કૃપાનાથના સંસર્ગમાં પ્રત્યક્ષ ને પરોક્ષ આવનારાંઓ પાસેથી જે જે નિવેદનો મળ્યાં છે તેના સંગ્રહમાંથી અહીં થોડુંએક નિવેદન થાય છેઃ—

કુંતિયાણાના વૈદ્યરાજ ગિરિજાશંકરભાઈઃ—

" હું કાશીમાં ભણેલો–સંસ્કૃત ભાષાનો અભ્યાસી–શ્રી રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તનો પક્ષપાતી.

કૃપાનાથ કુંતિયાણા પધારેલા. એઓશ્રીપાસેથી સમય માગ્યો. સમય મળ્યો, ને સિદ્ધાન્તની ચર્ચા ખૂબ ચાલી.

પરિણામે કૃપાનાથની વાત મારે સ્વીકારવી પડી. મને આશ્ચર્ય તો એ થયું કેઃ–" કાશીમાં કૃપાનાથે અભ્યાસ નહિ કરેલો છતાં આટલું સંપૂર્ણ સંસ્કૃતનું જ્ઞાન ક્યાંથી ?–શ્રી શંકરાચાર્ય ભગવાનના કેવલાદ્વૈત સિદ્ધાન્તને અનુસરનારા કૃપાનાથ છતાં આટલું તલસ્પર્શી વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્તનું જ્ઞાન કૃપાનાથમાં ક્યાંથી ? "

મને ચોક્કસ ખાતરી થઈ કેઃ—

" યોગાનુષ્ઠાનદ્વારા કૃપાનાથને જ્યોતિષ્મતી પ્રજ્ઞા સાધ્ય થયેલી છે એટલે સર્વ વસ્તુઓનું ને સર્વ પ્રકારનું જ્ઞાન એઓશ્રીને સહજ સિદ્ધ હોય જ...! "

બ્રહ્મભોજનના સંબંધમાં વાત નીકળતાં શ્રી. ગિરિજાશંકરભાઈએ કહેલું કેઃ—" કૃપાનાથ જેવા એક બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણને ભોજન કરાવવાથી બીજા સામાન્ય એક હજાર બ્રાહ્મણોને ભોજન કરાવ્યાજેટલું પુણ્ય પ્રાપ્ત થાય...! "

× × × × × ×

આંગરોળના શેખસાહેબ હુસેનમીયાંસાહેબે પ્રસંગોપાત્ત કૃપાનાથવિષે નિખાલસભાવે કહેલું કેઃ—

" દેખો, ઈન્સાન ક્યા કર સક્તા હૈ !... એક વક્ત થા કિ જબ વહ ( કૃપાનાથ ) મેરીપાસ આયા કરતે થે ... અબ વહ ઓલિયાશખ્સ હો ગયે હૈ...ખુદાકે બંદે બન

ગી હૈ...ઇસલિયે ઉનકીપાસ મેરકું જાના ચાહિયે...!"

સાધકસ્થિતિમાં કૃપાનાથ માંગરોળ રાજ્યના દિવાનસાહેબના શિરસ્તેદાર હતા ત્યારે તેઓશ્રીને અવારનવાર રાજકાજમાટે દરબારસાહેબ (હુસેનમીયાં સાહેબ)પાસે જવુ પડતુ હશે એ બરાબર છે.

× × × × × ×

પછી, સદ્ગુરસ્થિતિમાં કૃપાનાથ માંગરોળ પધારેલા ત્યારના પ્રસંગે દરબાર સાહેબ ઉપરપ્રમાણે બોલેલા...!

× × × × × ×

વરસના ઠાકોરસાહેબ ગંભીરસિંહજીને મળવાનુ થયું ત્યારે તેમણે કહેલું કે'—

" ...મહાત્માઓ ઘણા જોયા છે ને સાભળ્યા છે...પણ-કૃપાનાથ જેવા વ્યવહારમાં તથા પરમાર્થમા બનેમા સંપૂર્ણ સંપન્ન એવા બહુ ઓછા.. કોઈ મહાત્મા માત્ર વ્યવહારકુશળજ હોય છે અને તેમની પરમાર્થદશા પામરજેવી હોય છે અને કોઈ મહાત્મા અવધૂત દશામાં સિદ્ધ હોય છે તો તેઓ વ્યવહારમા કશુ જાણુતા હોતા નથી બને દશામાં કુશળ એવા વિરલ મહાત્મા કૃપાનાથ જેવા કો'ક જ હોય છે...!

" અમારા દાદા હરિસિંહજી-( હરિસિંહજી 'લોર્ડ' કહેવાતા. બહુ ઉદાર હતા. મોટા થિયોસોફિસ્ટ હતા યોગવિદ્યાના પ્રેમી હતા ) ના કારભારી તરીકે કૃપાનાથ થોડો વખત રહેલા તે દરમ્યાન એઓશ્રીની વ્યાવહારિક કુશળતા દીર્ઘદૃષ્ટિ ને સૂક્ષ્મબુદ્ધિને લીધે અમારા નાના એવા વરસ તાલુકાને આર્થિક રીતે ને રાજકીય દૃષ્ટિએ ખૂબ લાભ થયેલો અને તેનાં મીઠાં શુભ ફળનો ઉપભોગ હજી અમે લઈ રહ્યા છીએ. એથી અમે એઓશ્રીના ખૂબ ઉપકૃત છીએ ! ઉપરાંત અમારા દાદાશ્રીને અંગતરીતે પણ કૃપાનાથની યોગશક્તિદ્વારા ખૂબ લાભ થયેલો. શરીરનું રક્ષણ થયેલું. આધ્યાત્મિક માર્ગદર્શન મળેલું...!

કૃપાનાથ અમારા દાદાશ્રીના સાચા સલાહકાર ને સન્મિત્ર હતા સુહૃદ હતા."

આ વરસથીજ કૃપાનાથનું સંસારીજીવન સંકેલાઈ ગયું અને ત્યાગીજીવન શરૂ થયુ. અહીંથીજ એઓશ્રીનું હિમગિરિપ્રતિ મહાપ્રસ્થાન થયું અને એઓશ્રીના મહાત્માજીવનનો મંગલ પ્રારંભ થયો...!

× × × × × ×

જૂનાગઢના ( શ્રી સોરઠ સરકારના ) ખાનગી કારભારી શ્રીઅમરજીભાઇ-એમનાથી એક પ્રસંગે ભરસભામાં અનુભવના ઉદ્ગારો ગળગળા થઈને બોલાઈ જવાયા કે:—

" ભાઈઓ !...કૃપાનાથ સાક્ષાત્ અવતારી મહાપુરુષ છે...એ ભૂલના નહિ...!

સમર્થ દયાળુ છે. દુઃખમાથી ઉગારનારા છે. આ મારા અનુભવની વાત કહું છું.. !"

આ અમરજીભાઈ જૂનાગઢના નાગર ગૃહસ્થ-કૃપાનાથના પ્રારંભના જૂના પીઢ શિષ્યોમાંના એક હતા. કૃપાનાથપ્રતિ પરમ શ્રદ્ધાભક્તિવાળા હતા. પોતાને ત્યાં કૃપાનાથને

વારંવાર પધરાવી સ્થિતિ કરાવીને સેવાનો લાભ લેતા. સુચકંદગુહામાં કૃપાનાથ તપશ્ચર્યાઅર્થે બિરાજેલા ત્યારે આ અમરજીઆર્યએ જ સઘળી સેવાનો લાભ લીધેલો...!

× × × × × ×

શ્રીરામકૃષ્ણ પરમહંસ કરીને એક મોટા સંતપુરુષ બંગાળામાં થઈ ગયા. તેઓ કલકત્તા પાસે ગંગાકાંઠે દક્ષિણેશ્વરમાં રહેતા.

તેમના સ્વરૂપાવસ્થાનપછી તેમના સમર્થ ને બુદ્ધિમાન્ શિષ્ય વિવેકાનંદ સ્વામીજીએ પોતાના ગુરુદેવના દિવ્યસંદેશના પ્રચારને અર્થે "શ્રીરામકૃષ્ણ મિશન ને મઠ"–એ નામની સંન્યાસ ને સેવાની સંસ્થા સ્થાપેલી તે આજે તપશ્ચર્યાવડે ફૂલીફાલીને સમૃદ્ધ થયેલી છે અને દુનિયાના ઘણા દેશોમાં વિસ્તરેલી છે.

આ શ્રીરામકૃષ્ણ મિશનના એક સ્વામી જપાનંદજીએ એક પ્રસંગે કહેલું કે:–

"જેમની પાસે બેસવાથી શાંતિનો અનુભવ થાય તેઓ સાચા મહાત્મા છે. આ એક મહાત્માને ઓળખવાનું સાધન છે.

મહાત્માશ્રી નથુરામ શર્માજીના સંસર્ગમાં આવવાથી મને શાંતિનો અનુભવ થયેલો તે ઉપરથી મને ખાતરી થઈ કે:–" મહાત્માશ્રી નથુરામ શર્માજી એક સાચા સંત છે–સાચા મહાત્મા છે...!"

× × × × × ×

કૃપાનાથના સ્વરૂપાવસ્થાન પછી અને શ્રીદક્ષિણામૂર્તિ–નાથમંદિરમાં કૃપાનાથનાં પ્રતિમાજીની પ્રતિષ્ઠા થયા પછી બીલખા આનંદાશ્રમમાં નર્મદાકિનારેથી એક બંગાળી સ્વામીજી આવેલા.

આ બંગાળી સ્વામીજીએ પત્રદ્વારા આત્મસાધનાસંબંધી કૃપાનાથપાસે માર્ગદર્શન યાચેલું. તે ઉપરથી રૂબરૂ મળી જવામાટે કૃપાનાથે તેમને જણાવેલું. પરંતુ સ્વામીજી મોડા પડ્યા. કૃપાનાથ તો સ્વરૂપાવસ્થિત થઈ ગયેલા.

છતાં સ્વામીજી શ્રદ્ધાપૂર્વક બીલખા આનંદાશ્રમમાં રહ્યા અને કૃપાનાથના પ્રતિમાજીની આરાધના કરી.

આખરે સ્વામીજી વિદાય થવામાટે તૈયાર થયા ત્યારે જતાં જતાં પ્રસન્ન મુખે કહેતા ગયા કે:—

"...પૂર્ણ શ્રદ્ધા રાખજો–!...અહીં કૃપાનાથ સાક્ષાત્ બિરાજે છે જ...અમને તો –એઓશ્રીપાસેથી અમારી આત્મસાધનામાટેનું માર્ગદર્શન મળી ગયું...ૐ–ૐમ્ નારાયણ...ૐ–ૐમ્...!"

આ બંગાળી સ્વામીજી–"શુચીનાં શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોઽભિજાયતે"–જેવા લાગેલા...!

× × × × × ×

કાશી ને કનખલ(હરદ્વાર)ના મહામંડલેશ્વર સ્વામીજી મહારાજ ભાગવતાનંદજી આનંદાશ્રમ બીનખા પધારેલા ત્યારે તેમણે પોતાના પ્રવચનમાં કૃપાનાથને ઉદ્દેશીને ઉદ્ગારો કાઢેલા કે —

"...પથરોકે મુલ્કમેં ગંગા બહ ગઈ...!..."

સ્વામીજીનો કહેવાનો ભાવ એવો હતો કે –

કૃપાનાથને સંપૂર્ણપણે સમજવાનું આપણું ગજું નહોતું એઓશ્રીની મહત્તાને માપવાનું આપણી શક્તિની બહાર હતું એઓશ્રીનું જ્ઞાન અગાધ હતું શાસ્ત્રીય નિર્ણય કરવામાં એઓશ્રીપ્રણીત ગ્રંથોનો આધાર લેવાનો ને હજી લેવાય છે એવું અનુભવસિદ્ધ એઓશ્રીનું જ્ઞાન હતું એઓશ્રી મોટા યોગી ને આત્મદર્શી મહાપુરુષ હતા માનવજાતના કલ્યાણને માટે એઓશ્રી જીવનભર કાર્ય કરતા રહેલા. ।

એઓશ્રીની દૃષ્ટિ વિશાલ ને વ્યાપક હતી. એઓશ્રીના આદર્શ ઉચ્ચ હતા...!

આવી દૃષ્ટિ કેળવવામાં આવે અને આવા આદર્શ અપનાવવામાં આવે તો સર્વત્ર શાંતિ ને સુખ વ્યાપી રહે..!

——[ * ]——

## आषाढीगुरुपूर्णिमा महापूजनमहोत्सव

ગત આષાઢીગુરુપૂર્ણિમાના મહાપૂજનમહોત્સવના કાર્યક્રમ પ્રમાણે લાભ લેવા માટે બહારગામથી આશરે બસો ગુરુબંધુઓ તથા બહેનો આવ્યા હતા આષાઢ સુદિ ૧૪ના દિવસે રાત્રિએ શ્રવણમંદિરમાં શ્રી. મહારાણીદાસભાઈએ મહાપૂજનમહોત્સવના પ્રસ્તાવ સંબંધે પ્રાસ્તાવિક વ્યાખ્યાન કર્યું હતું. ત્યારબાદ શ્રી માણેકલાલભાઈ પણ સમયોચિત બોલ્યા હતા

પૂર્ણિમાના દિવસે ૯।। વાગ્યે શ્રવણમંદિરમાં પૂજ્યપાદ કૃપાનાથનું વિધિ પ્રમાણે ષોડશોપચારથી મહાપૂજન થયું હતું, વચ્ચે ભજનો અને શ્રીમદ્‌ગુરુપ્રશસ્તિઓ બોલાતાં હતાં

ત્યારબાદ શ્રી મહારાણીદાસભાઈએ શ્રી. સ્વ. રાજસીભાઈ જીવરાજ–મુંબઈવાળા તરફથી છપાવી પ્રગટ કરેલી શ્રીઉપદેશગ્રંથાવલિનું વાચન કર્યું હતું, તેમ જ શ્રીસુબોધમાળાના દોહરાનું વાચન થયું હતું

આજે રાત્રિએ શ્રી જયંતિલાલભાઈ જોમનપુરાએ તથા શ્રી માણેકલાલભાઈએ તથા શ્રી. જયચંદ બહેચર વકીલે પ્રસંગાનુસાર સૌ ગુરુબંધુઓને ઉદ્દેશી પૂજ્યપાદ કૃપાનાથના ધર્મસિદ્ધાંતો અને ઉપદેશાનુસાર વર્તનપર વ્યાખ્યાનો કર્યા હતા.

પૂર્ણિમાના દિવસે શ્રી હરજીવન કેશવજી શાહ–મુંબઈવાળા તરફથી અર્પણ થયેલી રકમના વ્યાજમાંથી મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું, તેમજ વદિ ૧ના દિવસે શ્રી. ઈંદુકુમાર ભાયાલાલ ઠક્કર–ભાવનગરવાળા તરફથી મિષ્ટાન્ન ભોજન આપવામાં આવ્યું હતું. શ્રી. શેઠ સ્વ રવજી દેવજી ગાંધી–જામનગર તરફથી સર્વ પ્રકારનો મસાલો મહોત્સવના

ઉપયોગ માટે આવેલ હતો, તથા શ્રી. મૂળશંકર નરભેરામ પડિયા–મુંબઈવાળા તરફથી "ચાર પુરુષાર્થ" એ નામની પૂજ્યપાદશ્રીના ઉપદેશની પુસ્તિકા પ્રતિ ૧૨૫ આવેલાં ગુરુબંધુઓને વાચનમનન માટે વહેંચવામાં આવી હતી.

## શ્રીનાથસત્સંગમંડળે ઉજવેલો શ્રીસદ્‌ગુરુપૂર્ણિમા પૂજનમહોત્સવ

શ્રીનાથસત્સંગમંડળ તરફથી શ્રીગુરુપૂર્ણિમા પૂજન મહોત્સવ વિશ્રામભુવનમાં ઉજવાયો હતો. મુંબઈનાં તથા પરાનાં ઘણા બંધુઓ બ્હેનોએ ઉત્સવમાં ભાગ લીધો હતો.

શરૂઆતમાં વેદમંત્રોના ઘોષ થયા હતા, બાદ પૂ. સદ્‌ગુરુદેવનાં પૂ. પાદુકાજીનું ષોડશોપચારથી વૈદિક વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું. બાદ સર્વ સભાજનોએ પૂ. સદ્‌ગુરુદેવનાં પૂ. પ્રતિમાજીનું તથા પૂ. પાદુકાજીનું પૂજન કર્યું હતું, અને ભજનકીર્તન ને ધૂન કર્યાં હતાં.

તદુપરાંત શ્રી. દયાળસિંહજીભાઈએ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧૩માંનું વિવેચનપૂર્વક વાચન કર્યું હતું. અને શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણાએ વકતવ્ય કરતાં જણાવ્યું હતું કે પૂ. સદ્‌ગુરુદેવના મહાપૂજનનો આજનો દિવસ પવિત્ર ને મહાન્ છે. આજના શુભદિને શ્રી. નાથસત્સંગમંડળની સ્થાપના થઈ હતી. તેને ૩ વર્ષ પૂરાં થયાં છે. મંડળ આજથી ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. ૩ વર્ષ દરમ્યાન મંડળે પૂ. કૃપાનાથના પરમ કલ્યાણકર ગ્રંથોનો યથાશક્તિ પ્રચાર કર્યો છે. પૂ. સદ્‌ગુરુદેવનાં કથા–કીર્તન ને ભજનો પણ યથાશકય કર્યાં છે. આ સેવાકાર્યમાં મંડળના સૌ બંધુઓતરફથી તન મન ને ધનથી સહકાર મળ્યો છે. આ ચોથા વર્ષમાં પણ દરેક બંધુઓ પૂ. સદ્‌ગુરુદેવનાં સેવાકાર્યમાં નિમગ્ન બને તેવી નમ્ર વિનતિ છે. બાદ પ્રસાદી લઈ આનંદસહ સૌ વિદાય થયા હતા.

—[ * ]—

## ખેદજનક અવસાન

જામનગરનિવાસી ગુરુબંધુ પોપટલાલ વાલજી રંગરેજનાં વિધવા, ગુરુભગિની મોતીબ્હેન ગત આષાઢ વદિ ૮ ને ગુરુવારે અવસાન પામ્યાં છે. તેઓ અવારનવાર આનંદાશ્રમમાં દર્શનસત્સંગાર્થે આવતાં, પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવપ્રત્યે તેમને બહુ શ્રદ્ધા ને પ્રેમ હતાં. સ્વધર્મપાલનમાં તેઓ બહુ આગ્રહી ને સંસ્કારી હતાં.

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુદેવ તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો !

માંડળમાં જેમણે ઘણા સમય પહેલાં પાઠશાળા તથા આનંદાશ્રમની સ્થાપના કરી છે એવા શ્રી. બાલાભાઈ દયારામ રાવળ આ માસમાં અવસાન પામ્યા છે. તેઓ પણ પૂજ્ય ગુરુદેવ પ્રત્યે ઘણી શ્રદ્ધા–ભક્તિ ધરાવતા હતા. પૂ. ગુરુદેવ તેમના આત્માને શાંતિ આપવા કૃપા કરો !

—[*]—

# श्रीआनंदाश्रम-समाचार

[ આષાઢમાસ ]

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—શ્રીઆષાઢીપૂર્ણિમાના પરમપવિત્રદિવસે આનંદાશ્રમમાં પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું ષોડશોપચારવડે સૌ ગુરુબંધુઓએ મળીને વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું તેમજ શ્રીઅમદાવાદ આનંદાશ્રમ, શ્રીપોરબંદર આનંદાશ્રમ, શ્રીમોજીદડ આનંદાશ્રમ, શ્રીલીંબુડા આનંદાશ્રમ તથા શ્રીધ્રાફા આનંદાશ્રમમાં પણ યથાવિધિ મહાપૂજન કરવામા આવેલ હતું સિવાય જામજોધપુર, કુંતિયાણા આનંદાશ્રમ, કુડલા, સીગામ, સાદરા, સાણંદ, દીવા વગેરે સ્થળોએ વસતા ગુરુબંધુઓએ એકત્ર થઇ આજના પુણ્યમય દિવસે પૂજ્યપાદશ્રીનું મહાપૂજન ભજનધૂનઆદિ કર્યાં હતાં.

**રુદ્રાભિષેકઃ**—શ્રી. જાદવજી જીવરાજ-મુંબઈ શ્રી. પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી. (લઘુરુદ્ર). શ્રી. જીવણરામ મકનજી ભટ્ટ-ભાવનગર (લઘુરુદ્ર)

**મુખ્યભેટ**—રૂા ૧૧-૦-૦ શ્રી. લાલસિંહજી ગગાસિંહજી ઠાકોર-કલકત્તા હા. શ્રી રૂપસિંહજી રાણા (આષાઢ સુદ ૧). રૂા. ૧૧-૦-૦ શ્રી કાંતિલાલ વલ્લભદાસ-ભાયાવદર. રૂા. ૨૫-૦-૦ શ્રી. કરમનદાસ શ્યામજી વર્મા-રાજકોટ રૂા ૧૦-૪-૦ બાઈશ્રી સરદારકુંવરબા-મહેલોલ રૂા ૧૧-૪-૦ સ્વ જમનાદાસ વસનજી ઘીવાળા-પોરબંદર.

**ભોજનોઃ**—રૂા ૬૨-૫-૯ શ્રી. જાદવજી જીવરાજ-મુબઈવાળા તરફથી તેમના સ્વ. બંધુ શ્રી. રાજસી જીવરાજના આત્મકલ્યાણાર્થે ભોજનના રૂા ૩૮-૬-૦ શ્રી. હીરાલાલ હરગોવિંદ પંડ્યા-ભાવનગર, તેમના માતુશ્રીના આત્મકલ્યાણાર્થે રૂા. ૨૧-૮-૯ શ્રી. ગોપાળજી ગૌરીશંકર-અમરેલીવાળા તરફથી-ભોજન રૂા ૮-૦-૦ શ્રી મોરારજી છગનલાલ-જૂનાગઢ.

**થાળો**—રૂા ૧-૪-૦ શ્રી. લલ્લુભાઈ ભીમજી-ભાવનગર. રૂા ૨-૮-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુબઈ (૨ થાળો) રૂા. ૧-૪-૦ શ્રી. સ્વ. ગંગારામભાઈ આફ્રિકાવાળા તરફથી ચરતી થાળ. રૂા ૫-૪-૦ શ્રી જેશંકર મયારામ ભટ્ટ (૪ થાળ)-અમદાવાદ. રૂા ૨-૮-૦ શ્રી નરભેરામ જમિયતરામ-પાટણ (૨ થાળ). રૂા ૧-૪-૦ શ્રી ભોગીલાલ હીરાલાલ પંડ્યા-પ્રાંતીજ રૂા. ૫-૦-૦ શ્રી. ગોરધનદાસ કસુભાઈ-મુબઈ. રૂા ૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહ કરણસિંહ ઠાકોર-જૂનાગઢ રૂા. ૩-૧૨-૦ શ્રી. જીવણલાલ અંબારામ-રાજકોટ (૩ થાળ). રૂા. ૧-૪-૦ બેન મણિબેન-ભીલખા રૂા. ૫-૦-૦ શ્રી નાનાલાલ ભાઉશંકર ભટ્ટ-અમદાવાદ રૂા. ૧-૪-૦ શ્રી. પ્રાગજી દેવજી મોરબી રૂા ૧-૯-૦ શ્રી. ઉમેદભાઈ વી પટેલ-કરમસદ. રૂા ૧-૪-૦ શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-ભીલખા રૂા. ૧૫-૦-૦ શ્રી મોહનલાલ રામપ્રસાદ-સાંઢણીધાર (૧૨ થાળના) રૂા. ૧-૪-૦ શ્રી મોહન ભગવાન-પીપળી. રૂા. ૧-૪-૦ શ્રી લખમણ કાળાભાઈ રૂા ૧-૪-૦ શ્રી. જીવા મીઠા પટેલ-પીપળી રૂા. ૨-૮-૦ શ્રી. વસરામ જેઠા લાડાણી (૨ થાળ). રૂા ૧-૪-૦ શ્રી ટોકરશી ગોવિંદજી-જૂનાગઢ રૂા ૧-૪-૦ શ્રી ગિરજાશંકર ત્રિકમજી-વયણી રૂા. ૨-૮-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પંડિયા-મુબઈ (૨ થાળ) રૂા. ૧-૪-૦ શ્રી ભગવાનજી ખોડીદાસ-રાજકોટ. રૂા. ૧-૪-૦ શ્રી. વસંતસ્વી નથુરામ-પોરબંદર. રૂા ૨-૮-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી-જૂનાગઢ. રૂા. ૬-૪-૦ પુરુષોત્તમ ભીખાભાઈ-મરોલી. રૂા ૧-૪-૦ શ્રી કેશવદાસ પ્રેમદાસ-નવાગામ. રૂા. ૨-૮-૦ શ્રી. માધવજી રામજી-મુકુંદ. રૂા. ૨-૮-૦ બેન કમળાબેન રામજી-મુકુંદ. રૂા.

૦-૮-૦ શ્રી. મંગળપ્રસાદ ત્રિ. છાયા-માંગરોળ
૦-૪-૦ ,, પ્રભુદાસ દયાળજી ,,
૧-૦-૦ ,, મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૧-૪-૦ ,, લક્ષ્મીશંકર રઘુરામ-અમરેલી
૧-૦-૦ ,, પ્રભાશંકર કાલિદાસ-પ્રાચી
૧-૦-૦ ,, શંભુશંકર પુરુષોત્તમ-જૂનાગઢ
૨-૮-૦ ,, હેમરાજ શામજી-રાજકોટ
૫-૦-૦ ,, દ્વારકાદાસ ખેતસી-જોડિયા
૧-૦-૦ ,, રાઘવજી વસા-સરસીઆ
૧-૦-૦ ,, દેવશંકર ભાઈશંકર-કુંડલા
૧-૪-૦ ,, ભુરા પ્રેમજી મીસ્ત્રી
૧-૪-૦ ,, જટાશંકર રામજી-કુંડલા
૨-૦-૦ ,, દ્વારકાદાસ ભગવાનલાલ-ભીમકટા
૧-૦-૦ વકીલ જયચંદ બહેચર-જૂનાગઢ
૧-૦-૦ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ
૦-૮-૦ ,, ઝવેરીલાલ જગજીવન દેસાઈ
૦-૪-૦ વકીલ મગનલાલ માધવજી
૧-૦-૦ શ્રી. મ. ત્રિ. ભટ્ટ-સુરત
૬-૪-૦ ,, રામજી વિશ્રામ-જૂનાગઢ
૧-૧-૦ ,, વશરામ જેઠાભાઇ વાળોત્રા
૧-૦-૦ ,, પરસોતમ લાલજી-શાહપુર
૫-૪-૦ ,, કરશનદાસ શ્યામળજી-રાજકોટ
૩-૮-૦ ,, હીરજી ગોવિંદજી-રાજકોટ
૧-૦-૦ ,, મોરારજી કેશવજી ,,
૩-૦-૦ વકીલ મગનલાલ માધવજી-જૂનાગઢ
૫-૦-૦ શ્રી. ટોકરશી ગોવિંદજી ચંદારાણા
૨-૦-૦ વકીલ જયચંદ બહેચર-જૂનાગઢ
૧-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ ,,
૨-૦-૦ ,, લાલજી ઝીણાભાઈ ,,
૦-૩-૦ ,, દેવચંદ મોરારજી દેવરાણા
તથા રતિલાલ ઓધવજી ,,
૩-૦-૦ ,, પોપટલાલ તારાચંદ વકીલ
૧-૦-૦ ,, ચીમનલાલ જેશંકર વ્યાસ
૧-૦-૦ બેન અંબાબેન જેશંકર-નવાગામ
૧-૦-૦ ,, કાશીગૌરી નરભેરામ-મેંદરડા
૧-૪-૦ પટેલ ડાયા પંચાણ-ભાયાવદર
૦-૮-૦ બેન વાલબાઇ-શાપુર

૧-૦-૦ વકીલ શાંતિલાલ ધનેશ્વર
૧-૪-૦ શ્રી. મૂળશંકરભાઈ પડીઆ-મુંબઇ
૧-૬-૯ પરચુરણ
૧-૪-૦ શ્રી. નરભેરામ રૂગનાથ-કુંડલા
૧-૦-૦ ,, દુર્ગાશંકર મણિશંકર ઉપાધ્યાય
૧-૦-૦ ,, કરમશી નારણ-ભાયાવદરે
૧-૦-૦ ,, ડાયાભાઈ પંચાણ ,,
૦-૪-૦ બેન વસંતદેવી નથુરામ-પોરબંદર
૨-૮-૦ ડૉ. લક્ષ્મીશંકર લાલજી
૪-૦-૦ શ્રી. લાભશંકર ભવાનીશંકર-પોરબંદર
નિધિદાનના
૧-૦-૦ ,, ઉમેદભાઈ આશાભાઇ-ભાદરણ
૧-૦-૦ ,, મ. ત્રિ. ભટ્ટ-સુરત
૩-૦-૦ ,, રતનશી લલ્લુભાઇ-ઉમરાળી
૧-૪-૦ ,, દેવશંકર શ્યામજી-ભીડોરા
૧-૦-૦ ,, નરભેરામ રૂગનાથ-કુંડલા
૪૧૩-૦-૦ આષાઢીપૂર્ણિમાના દિવસે મહાપૂજન
ભેટના
૧-૨-૩ આરતીમાં
૫-૦-૦ બેન સવિતાબેન
૧-૦-૦ ,, રળિયાતબેન ગોરધનદાસ
૧-૦-૦ શ્રી. ભગવાનજી કાનજી-ધોરાજી
૧-૦-૦ ,, કાલિદાસ ઈશ્વર-સાણંદ
૧-૦-૦ ,, ગોરધનભાઇ
૧-૦-૦ ,, ભટ્ટ હરિશંકર જેશંકર
૧-૦-૦ ,, મણિલાલ ભોગીલાલ-સાણંદ
૧-૦-૦ ,, લક્ષ્મણપ્રસાદ મૂળજીરામ ,,
૧-૦-૦ ,, લીલાધર ભોગીલાલ ,,
૧-૦-૦ ,, ભગવતપ્રસાદ મૂળજીરામ ,,
૧-૦-૦ ,, જાલા હેમતસંગ દાજીભાઈ ,,
૧-૦-૦ બેન ઇચ્છાબેન મનસુખરામ ,,
૧-૪-૦ શ્રી. ગોરધનભાઈ લાલભાઈ ,,
૦-૨-૦ પરચુરણ

---

૨-૪-૦ બેન ચંદનગૌરી એફ. મહેતા-ભરૂચ
૧-૪-૦ ,, રુક્મણીબેન ભટ્ટ ,,
૨-૦-૦ ,, જડાવબેન લલ્લુભાઈ-ભાવનગર

૧-૦-૦ શ્રી. મગળજી મોતીભાઈ-ટંકારા
૫-૦-૦ બેન પ્રેમબાઈ રામજી-ભાવનગર
૧-૪-૦ શ્રી. પરસોતમ ભીખાભાઈ
૧-૦-૦ ,, પ્રાણશંકર પ્રભાશંકર-ચાપરડા
૧-૦-૦ ,, અરજણ કરમણ મીસ્ત્રી
૧-૪-૦ ,, માધવજી રામજી-પુર્બંદર
૧-૪-૦ બેન કમળાબાઈ રામજી ,,
૧-૪-૦ ,, વિજયાબેન લક્ષ્મીશંકર
૦-૮-૦ શ્રી. જયંતીલાલ અંબારામ ઠાકર-લતીપર
૫-૦-૦ ,, ભવાનભાઈ ભીખાભાઈ-ભાવનગર
૧-૦-૦ ,, હરિશ્ચંદ્રજી પ્રતાપસિંહ-રાજકોટ
૫-૦-૦ ,, વામનરાય જટાશંકર-ત્રસાવડા
૫-૦-૦ ,, ત્રિકમલાલ મથુરભાઈ-લીમડી
૧-૦-૦ બેન મગળાલક્ષ્મી શંકરલાલ
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચદારાણા
૧-૦-૦ ,, મ. ત્રિ ભટ્ટ-સુરત
૬-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૧-૦-૦ ,, રમણિકલાલ ત્રિભુવન દવે
૨-૦-૦ ,, ભાનુલાલ રેંગુલાલ નાણાવટી
૧-૦-૦ ,, હીરાલાલ આદિત્યરામ-લુણાવાડા
૫-૦-૦ ,, મોહનલાલ મૂળજી-મુંબઈ
૧-૪-૦ બેન તારાગૌરી હીરાલાલ-વેજલપુર
૧-૪-૦ પરચુરણ હા. અં. ભા. ત્રિ

શ્રી પરમાણંદ લાલજી હસ્તે જામજોધપુરમાં પૂજન થતાં ભેટના:—

૧-૦-૦ શ્રી શંકરલાલ મોહનલાલ
૧-૪-૦ ,, દામશંકર મૂળજી
૦-૮-૦ ,, પરમાણંદ લાલજી
૦-૮-૦ ,, ઓધવજી ડોસાભાઈ
૦-૮-૦ ,, રતિલાલ ઓધવજી
૦-૮-૦ ,, કાંતિલાલ ઓધવજી
૦-૮-૦ ,, મૂળજી ભાણજી
૦-૪-૦ ,, લક્ષ્મીશંકર રામજી
૦-૪-૦ ,, પ્રેમજી પુંજા
૦-૪-૦ ,, જગજીવન ઝીણાભાઈ
૦-૪-૦ ,, મોહનલાલ ગોકળદાસ
૦-૪-૦ શ્રી ચત્રભુજ ગાંડાલાલ
૦-૪-૦ ,, ભાનુશંકર શંકરલાલ
૦-૪-૦ ,, જેરામ પુરુષોત્તમ
૦-૨-૦ ,, જીવણ રવજી
૦-૪-૦ ,, વસનજી ઓધવજી
૦-૪-૦ શ્રી. આણંદજી હરજી

---

૭-૨-૦

× × × ×

૧-૦-૦ શ્રી. ભાણજી મૂળજી પુસ્તક પ્રદર્શન માટે

સાદરા—આનંદાશ્રમમાં પૂજનભેટના

૧-૦-૦ બા શ્રી હીરજીબા
૧-૦-૦ ,, રામબા
૧-૦-૦ ,, આણુબા
૧-૦-૦ ,, માણેકજીબા
૧-૦-૦ ,, જીકુંવરબા
૧-૦-૦ ,, હકુબા રતનસંગ
૧-૮-૦ શ્રી. પોપટભાઈ રામસિંહ
૨-૦-૦ બા શ્રી વખતુબા
૨-૦-૦ ,, રતનબા
૧-૦-૦ ,, કુંવરબા

---

૧૧-૮-૦

× × × × ×

૭-૦-૦ બેન કસ્તુરબેન ગોરધનદાસ
૧-૦-૦ સોની નરોત્તમ પ્રભુ-ગણદેવી
૭-૫-૦ એક ભક્ત કુંડલા વસ્ત્ર ધરવામાટે
૧-૦-૦ દરબાર શ્રીહાથીઆવાળા સાહેબ-બીલખા
૫-૦-૦ શ્રી. ચુનીલાલ ગોકુળદાસ
૧-૦-૦ ,, મગળદાસ માધવલાલ વ્યાસ
૪-૫-૦ સાદરા આનંદાશ્રમમાં પૂજનભેટના
૧-૦-૦ શ્રી. કૃષ્ણલાલ હરજીવન-પ્રાંતીજ

સીગામમાં પૂજન—

૨–૦–૦ શ્રી. ઇચ્છારામ કૃષ્ણદેવ–સીગામ
૧–૦–૦ ,, શિવરામ રાજારામ ,,
૨–૪–૦ ,, લલિતાબેન નાથા ,,
૧–૦–૦ ,, રાજરાણા ,,
૧–૦–૦ ,, માંકબેન નાથા ,,
૧–૦–૦ ,, અંબા કૃષ્ણરાય ,,
૧–૦–૦ દરબાર ભા સાહેબ ,,
૧–૦–૦ બેન લક્ષ્મી નાથારામ ,,

૧૦–૪–૦

આષાઢી પૂનમના દિવસે પૂજનભેટ કુંતિયાણાના ગુરુબંધુઓ તરફથીઃ—

૯–૪–૦ હા. માસ્તર જાદવજી પુરોહિત
૦–૪–૦ શ્રી. મગુલાલ સંતોકરામ–ધોરાજી
૧–૦–૦ વકીલ પોપટલાલ તારાચંદ
૧–૦–૦ શ્રી. હરણસિંહ લાલસિંહ
૨–૧૦–૦ ,, મોરારજી છગનલાલ–જૂનાગઢ
૦–૪–૦ ,, મોરારજી છગનલાલ
૨–૦–૦ ,, મગનલાલ વનમાળી–દહાણું તથા હર્ષદ વગેરે બાળકો હા. અં. ના. જોશી
૦–૧૦–૦ ,, પુરષોત્તમ ભીખાભાઇ–મરોલી લઘુરુદ્રની ભેટ તથા પૂજાપો
૧–૪–૦ ,, વિઠ્ઠલદાસ રામજી–કુંડલા
૧–૪–૦ પરચુરણ હા. બ. દલપતરામ પૂજારી
૫–૪–૦ જયંતીલાલ લાલજીભાઈ નિરંજનપુત્રા
૧–૦–૦ શ્રી. કરસનદાસ હીરજી–ઢોલકી
૧–૦–૦ ,, કેશવલાલ કરસનજી–વઢવાણ
૦–૮–૦ સૌ. સાવિત્રી ઓઝા
૦–૮–૦ ચિ. કેશિકા કેશવલાલ ઓઝા
૦–૮–૦ બેન લાભકુંવર કરસનજી ,,
૦–૧૨–૧ મેંદરડા આનંદાશ્રમની પરચુરણ ભેટ
શ્રી[illegible] આનંદાશ્રમમાં આવેલી ભેટઃ—
૮–૮–૦ સ્વ. [illegible]લાલ નાનાલાલ [illegible] [illegible]
૫–૦–૦ [illegible] હરસાળી
૧–૦–૦ શ્રી. [illegible]ભાઇ–રાજપુર

૦–૪–૦ ગં. સ્વ. જવલબા ગોહિલ–આણંદ
૦–૮–૩ પરચુરણ
૧–૦–૦ તાલુકદાર નાનાભાઈ–પ્રાક્ષ
૧–૦–૦ લુવાર જેરામ જેઠાભાઇ
૧–૦–૦ લુવાર કાળા માવજી

શ્રીલીંબુડા આનંદાશ્રમ તરફથી ભેટઃ—

૧–૪–૦ શ્રી. દેવશી દુદા
૨–૯–૬ પરચુરણ
૦–૪–૦ એક ભક્તજન

જંબુસરમાં પૂજન ભેટનાઃ—

૧–૦–૦ શ્રી. અંબાલાલ તુલજારામ–જંબુસર
૧–૦–૦ ,, તાપીશંકર જયાશંકર ,,
૧–૦–૦ ,, ડાહ્યાભાઇ મંગળદાસ ,,
૧–૦–૦ ,, પ્રાણજીવન નરોત્તમ ,,
૧–૦–૦ ,, વેણીશંકર નરભેરામ
૧–૪–૦ ,, મહાશંકર નાનજી અકાળા
૧–૪–૦ ,, હરગોવિંદ ગુલાબચંદ ,,
૦–૪–૦ શ્રી જગજીવન મોનજી–અમરાપર

શ્રીપોરબંદર આનંદાશ્રમમાં પૂનમના પૂજનભેટનાઃ—

૨–૦–૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ
૦–૪–૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦–૪–૦ શ્રી. નિર્ભયશંકર વિશ્વનાથ
૦–૨–૦ બેન પાર્વતીબેન ગોવિંદજી
૨–૦–૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી
૨–૮–૦ ,, દેવચંદ હંસરાજ
૫–૦–૦ ,, લક્ષ્મીદાસ હંસરાજ
૪–૦–૦ બેન સારીબેન
૧–૦–૦ શ્રી. મણિશંકર કરસનજી ઓઝા
૧–૦–૦ ,, હીરાચંદભાઇ હા. પાર્વતીબેન
૧–૦–૦ બેન દુર્ગાબેન હીરાચંદ
૦–૮–૦ શ્રી. ચત્રભુજ ભીમજી
૦–૮–૦ ,, જેઠાલાલ કાનજી
૦–૮–૦ ,, ગોપાલજી જીવન
૦–૮–૦ ,, મૂળજી જીવન
૦–૪–૦ ,, કુંવરજી વાલજી
૦–૫–૦ શાસ્ત્રી વિશ્વનાથ માધવજી
૦–૪–૦ પ્રતાપસંગ મેઘજીભાઈ



૨-૦-૦ બેન અજવાળી બેન
૧-૦-૦ ,, પ્રભાબેન
૦-૮-૦ શ્રી ચંદુલાલ રેવાશંકર
૦-૮-૦ ,, શાંતિલાલ રેવાશંકર
૦-૮-૦ બેન જમાકુવરબેન
૦-૪-૦ ,, વજીબેન
૦-૪-૦ ,, મહાલક્ષ્મીબેન
૧-૦-૦ શ્રી મૂળશંકર મોહનલાલ

૦-૪-૦ બેન બાલુબેન
૦-૪-૦ ,, લલિતાબેન
૦-૪-૦ ,, કસ્તુરબેન
૦-૭-૦ પરચુરણ
૧-૦-૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ

× × × ×

૦-૧૦-૦ શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ તરફથી લઘુરુદ્રની ભેટ પૂજામાં

—[ * ]—

## મુંબઈ શ્રીનાથસત્સંગમંડળમાં શ્રીઆષાઢી પૂર્ણિમાના મહાપૂજનના દિવસે થયેલી ભેટના—

૫-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ
૨-૪-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૫-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ ઠાકોર
૧-૦-૦ ,, રતનજી રામજી લાખાણી
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ રાણા
૧-૪-૦ ,, પ્રભાતસિંહ નવલસિંહ
૦-૮-૬ ,, જગજીવનદાસ નારણદાસ
૨-૦-૦ ,, રઘુનાથસિંહ નથુસિંહ
૧-૦-૦ ,, જશવંતસિંહ નારણસિંહ
૦-૮-૦ શ્રી નટવરસિંહ રૂપસિંહ
૦-૮-૦ ,, મનહરસિંહ રૂપસિંહ
૧-૦-૦ ,, જયંતીલાલ મૂળશંકર
૧-૪-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહ કેરણસિંહ
૧-૪-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ કુમારી ગીતાબેન શિવસિંહ
૧-૦-૦ શ્રી દયાળસિંહ લાલસિંહ
૧-૦-૦ બેન ગોદાવરીબેન સોલંકી
૧-૦-૦ સૌ. કિરણબેન રાણા
૧-૦-૦ શ્રી નરેંદ્રસિંહ પરમાર
૦-૮-૦ ,, મહેશ બચુભાઈ
૦-૮-૦ કુમારી ગાયત્રી બચુભાઈ
૧-૦-૦ સૌ જયાબેન ચનારાણા

૧-૦-૦ સૌ હીરાબેન પરમાર
૦-૮-૦ ,, લલિતાબેન લલ્લુભાઈ
૦-૮-૦ ,, સાવિત્રીબેન લલ્લુભાઈ
૧-૦-૦ શ્રી. મણિલાલ છોટાલાલ
૧-૦-૦ ગં. સ્વ અવતબાઈ
૧-૦-૦ શ્રી મોહનસિંહ જીવણસિંહ
૧-૦-૦ ,, મૂળજી માધવજી
૧-૦-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૧-૦-૦ કુ કૌસલ્યા લાલસિંહ
૧-૦-૦ ,, લીલાવતી મૂળજી જોશી
૧-૦-૦ બેન ઉષાબેન પ્રતાપસિંહ
૧-૦-૦ સૌ સવિતાબેન પરમાર
૧-૦-૦ ,, મોતીબેન જોશી
૧-૦-૦ બેન નર્મદાબેન રાણા
૧-૦-૦ ,, અનસૂયા પરમાર
૫-૦-૦ શ્રી. મોહનલાલ લક્ષ્મીદાસ ભટ્ટ
૧-૦-૦ ,, ભગવતીદાસ મૂળજી
૦-૮-૦ ,, ઉમાશંકર મૂળજી
૦-૮-૦ ,, બાબુભાઈ ખોડા

———

૫૨-૮-૦ કુલ

હા રૂપસિંહજી રાણા

—[ * ]—

Reg. No. B. 3087.

સને ૧૯૪૮ તા. ૨૫ ઓગસ્ટ

# વિજ્ઞપ્તિ

## માધવબાગમાં સત્સંગ

દર રવિવારે સવારના ૧૦ાા થી ૧૧ાા પૂ. ગુરુદેવના ઉપદેશામૃતનું શ્રવણ થશે. પુસ્તકો બીલખાના ભાવથી મળશે. સંધ્યાદિ નિત્યકર્મ વિનામૂલ્યેથી ને પુસ્તકો ઘેર વાંચનમાટે ફ્રી મળશે.

લિ. શ્રીસન્નાથસત્સંગમંડળ
નં. ૬૮ ઠીકોઝા સ્ટ્રીટ, વરગાદી—મુંબઈ-૩

———[ * ]———

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—(કાઠિયાવાડ) તરફથી
પ્રચાર અર્થે માસિક પત્ર
P. O. Bilkha (Kathiawar India)
આનંદાશ્રમ

પરચ શ્રી. ફોર્બસ ગુજરાતી સભા
નં ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, ટ્રેઈનલેન
મુંબઈ ૪

## શ્રીબીલખા આનંદાશ્રમ સમાચાર

### ( નાથઘાટ )

ગત અષાઢી પૂર્ણિમા ઉપર, શ્રી. હીરાલાલભાઈ, શ્રી. જયંતીલાલભાઈ જોષનુપુત્રા શ્રી. દુર્ગાશંકરભાઈ, શ્રી. કૃષ્ણદાસ-વર્મા, શ્રી. હરિલાલભાઈ ઠાકર વગેરે અન્ય ગુરુબંધુઓ સાથે, શ્રી. મંગળાશંકર ત્રિવેદી, શ્રીનાથગંગામાં જ્યાં નાથઘાટ, કુંડ વગેરે કરવાનું છે, તે જગ્યા તેને લગતા પ્લાન પ્લોટ જોવામાટે ગયા હતા. આ સાર્વજનિક હિતના સ્મારક કાર્યમાટે સૌએ સંપૂર્ણ સહાનુભૂતિ દર્શાવી હતી.

———[ * ]———

વર્ષ ૧૮ મું
શ્રાવણ
અંક ૩
સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
પરદેશમાટે
શિલિંગ ૨





શ્રીઆનંદાશ્રમ-ભીક્ષખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्वलः ॥

ભાવાર્થ—નાથભગવાન્ના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોનો ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા



——[ * ]——

આ માસમાં ઔષધાલયમાંથી ૮૬ બંધુ બહેનોએ મફત દવાનો લાભ લીધો છે.

શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાંથી ૨૫ બંધુઓએ પુસ્તક વાંચવાનો લાભ લીધો છે.

——[ * ]——

## છપાઈ તૈયાર થયેલી નવી આવૃત્તિનાં પુસ્તકો:—



**જરૂરી**

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-સાંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત્ ૨૦૦૫ શ્રાવણ [ અંક ૩ જો

## શ્રીનાથપ્રભુ સ્તુતિ

(રાગ ધનાશ્રી)

[ લેખક—શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ ]

કર્યો વેદ વિસ્તાર દયાનિધિ કર્યો વેદ વિસ્તાર—
સનાતન ધર્મને ઉજ્જ્વળ કરવા, ધર્યો મનુજ અવતાર.—દયાનિધિ.
વર્ણાશ્રમને માર્ગે ચઢાવ્યા, ચાતુર વર્ણ નરનાર—દયાનિધિ.
લુપ્ત થયેલ અહિંસક યજ્ઞો, ચાલુ કર્યા સુપ્રકાર—દયાનિધિ
વિરોધી જનને શાંત કર્યા પ્રભુ, શાસ્ત્ર શસ્ત્ર સજી સાર.—દયાનિધિ.
કર્મભક્તિનો મહિમા બતાવ્યો, કર્યો યોગ ઉદ્ધાર—દયાનિધિ.
ઉપનિષદ્ ને ગીતાજ્ઞાનનો, બહોળો કર્યો વિસ્તાર—દયાનિધિ.
મંત્ર બ્રાહ્મણ ને સંહિતાને, વર્ણ્યા વિવિધ પ્રકાર.—દયાનિધિ.
અષ્ટાંગ યોગથી ખુલ્લાં કીધાં, ચિત્તશુદ્ધિનાં દ્વાર.—દયાનિધિ.
ષડ્દર્શનની કીધી એકચતા, થયો અનુપમ ઉપકાર.—દયાનિધિ.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | શ્રીનાથપ્રભુ સ્તુતિ. | ૩૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૩૪ |
| ૩ | શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દષ્ટાંતો | ૩૫ |
| ૪ | આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૩૯ |
| ૫ | શ્રીગુરુપૂર્ણિમા. | ૩૯ |
| ૬ | આનંદાશ્રમ–સમાચાર. | ૪૩ |
| ૭ | ખેદજનક અવસાન. | ૪૫ |
| ૮ | પરચુરણ ભેટ. | ૪૫ |
| ૯ | શ્રીનાથઘાટ–નાથગંગાના હિસાબનું સરવૈયું. | |

———[ * ]———

આ માસમાં ઔષધાલયમાંથી ૮૬ બંધુ બહેનોએ મફત દવાનો લાભ લીધો છે.

શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયમાંથી ૨૫ બંધુઓએ પુસ્તક વાંચવાનો લાભ લીધો છે.

———[ * ]———



**જરૂરી**

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ–આંગરોળ–સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાનઃ શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ–ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्‌गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્


વર્ષ ૧૮ મું ] સંવત્ ૨૦૦૫ શ્રાવણ [ અંક ૩ જો


## શ્રીનાથપ્રભુ સ્તુતિ

( રાગ ધન્યાશ્રી )

[ લેખક—શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ ]

કર્યો વેદ વિસ્તાર દયાનિધિ કર્યો વેદ વિસ્તાર—
સનાતન ધર્મને ઉજ્જવળ કરવા, ધર્યો મનુજ અવતાર—દયાનિધિ.
વર્ણાશ્રમને માર્ગે ચઢાવ્યા, ચાતુર વર્ણાં નરનાર—દયાનિધિ
લુપ્ત થયેલ અહિંસક યજ્ઞો, ચાલુ કર્યા સુખકાર—દયાનિધિ.
વિરોધી જનને શાંત કર્યા પ્રભુ, શાસ્ત્ર શસ્ત્ર સજી સાર.—દયાનિધિ.
કર્મભક્તિનો મહિમા બતાવ્યો, કર્યો યોગ ઉદ્ધાર—દયાનિધિ.
ઉપનિષદ્ ને ગીતાજ્ઞાનનો, બહોળો કર્યો વિસ્તાર—દયાનિધિ
મંત્ર બ્રાહ્મણ ને સંહિતાને, વર્ણ્યા વિવિધ પ્રકાર.—દયાનિધિ.
અષ્ટાંગ યોગથી ખુલ્લાં કીધાં, ચિત્તશુદ્ધિનાં દ્વાર.—દયાનિધિ
ષડ્દર્શનની કીધી ઐકયતા, થયો અનુપમ ઉપકાર.—દયાનિધિ.

વેદાંત સિંધુનું મથન કરીને, કાઢયું જ્ઞાનામૃતસાર.—દયાનિધિ.
દૈવી જીવો એમ પીતા, નિશ્ચે મુક્ત થનાર.—દયાનિધિ.
સનાતન ધર્મનો ધ્વજ ફરકાવ્યો, ભારતવર્ષ મોઝાર.—દયાનિધિ.
વેદાન્તકૃત 'ને વેદવિદ પ્રભુ', શું સ્તુતિ વદે શુકબાળ—દયાનિધિ.

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

"મહાભારતમાં પણ યયાતિ રાજાએ કહ્યું છે કેઃ—આ લોકમાં જે ઇચ્છિત સુખ છે, અને સ્વર્ગનું જે દિવ્ય મોટું સુખ છે તે સર્વ સુખ તૃષ્ણાનો ક્ષય થવાથી જે ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે તેની આગળ એક આના જેટલાં પણ નથી." આ વચનોનો વિચાર કરી મુમુક્ષુએ પોતાના મનને સંતોષવાળું રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

જિજ્ઞાસુએ શુભ પુરુષપ્રયત્નમાં આદર રાખી તેનું સેવન કરવું.

મનની બહિર્મુખતા મનુષ્યને ન્યૂનાધિક દુઃખાનુભવ કરાવે છે.

મનને ધ્યાનાદિવડે અંતર્મુખ કરવામાં આવે તો તે અંતર્મુખ થયેલું મન મનુષ્યને ઘણા શ્રેષ્ઠ સુખનો અનુભવ કરાવે છે.

શ્રુતિમાં આવા ભાવનું કહ્યું છેઃ—"સમાધિવડે નિર્મલ થયેલા ને આત્મામાં પ્રવેશ પામેલા ચિત્તને જે સુખ થાય છે તે સુખનું વર્ણન વાણી ક્યારે કરી શકતી નથી. તે સુખ માત્ર અંતકરણવડેજ ગ્રહણ કરી શકાય છે.

શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ "सुख मात्यंतिकं यत्तद् बुद्धि ग्राह्यमतींद्रियम्॥" (આત્માના અનુભવથી પ્રાપ્ત થતું જે નિરતિશય સુખ છે તે આત્માભિમુખ સૂક્ષ્મબુદ્ધિવડે ગ્રહણ થઇ શકે એવું ને ઇન્દ્રિયોવડે ગ્રહણ ન કરી શકાય એવું છે) એ વચનોવડે એમજ કહ્યું છે.

જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ ઘણા પુણ્યના ફલનો ઉદય થાય ત્યારે થાય છે. એ મનુષ્યજન્મનો લાભ લઈ લેવા વિવેકી મનુષ્યે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

કેમે કરીને પાછો ન મેળવી શકાય એવો બહુ મૂલ્યવાન્ કાલ બહુ ઉતાવળે ચાલ્યો જાય છે એમ સમજી હવે જેમ બને તેમ નજ ચાલે તેટલો જનસંગ રાખી આત્મવિચાર, આત્મધ્યાન ને શાસ્ત્રવિચાર કર્યા કરવાં.

આહારને નિયમમાં રાખી શરીરનું આરોગ્ય સાંચવવું.

વિવેકવિરાગના અનુષ્ઠાનવડે મનની સ્વસ્થતા જાળવવી.

એકાંતસ્થાનમાં રહી આત્મધ્યાન કરવાથી અંતઃકરણમાં આત્મસુખનો અનુભવ મેળવવાની યોગ્યતા આવે છે. (ચાલુ)

——[ * ]——

## બંધુઓ તથા બહેનોને

જેઠ તથા અષાડના "આનંદાશ્રમ"ના અંકમા "આનંદાશ્રમ" માસિકને વધારે લોકોપયોગી સ્વરૂપમાં પ્રકટ કરવા, અને તેને અંગે લેખો માટે વિનતિ કરવામા આવી છે, પરંતુ હજીસુધી મનમાન્યો આવકાર મળી શક્યો નથી, 'આનંદાશ્રમ' માસિક સનાતન ધર્મપ્રેમી સમસ્ત ગુરુબંધુઓનું છે, માટે સુજ્ઞ ભાઈબહેનોએ લેખો લખવા અને લેખો મેળવવામાં સહકાર આપવો જોઇએ તેઓ જેટલા ઉત્સાહ અને ત્વરાથી લેખો માટે ઘટતો પ્રબંધ કરશે તેટલું વહેલું માસિકને નવા સ્વરૂપમાં પ્રકટ કરવાનું બની શકશે.

સામાન્યતઃ માસિકમાટે નીચેના વિષયોને લગતા લેખોનો સ્વીકાર કરવામા આવશે. તત્ત્વ, (ઈશ્વરતત્ત્વ, જીવતત્ત્વ, તથા જગતસંબંધી વિચાર,) જ્ઞાન, ભક્તિ, યોગ, વેદ, વેદાંત, ધર્મશાસ્ત્ર-નીતિશાસ્ત્ર, સ્મૃતિશાસ્ત્ર, વૈદિક કર્મ, પ્રાચીન અર્વાચિન ધર્માત્માઓના જીવનચરિત્ર.

ચર્ચા તથા વાદવિવાદ ઊભા થાય તેવા લેખો લેવામાં આવશે નહિ.

ભાદ્રપદ કૃષ્ણ ૧૧/૨૦૦૫ }
ભાવનગર }

વિનીત સેવક
હીરાલાલ હરગોવિંદ પંડ્યા

---

## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવવાનાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો

[લેખક—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા]

### ૪ લાંગડું ગાડું

એક રાજ્યના પુરોહિતને યાત્રાએ જવાનો વિચાર થયો, પણ પોતે લાંબી મુદત પછી આવવાના હોવાથી બીજો કોઈ વિદ્વાન્ બ્રાહ્મણ પોતાની જગા પર દાખલ થઈ જશે તો પોતાની આજીવિકા ટૂટશે એવી તેને ચિંતા થવા લાગી તેણે એક ઉપાય શોધી કાઢ્યો. શ્રીમદ્ ભગવદ્‌ગીતાના પંદરમા અધ્યાયનો નીચેનો પહેલો શ્લોક એક કાગળમાં લખીને તેણે રાજાને આપ્યો, ને કહ્યું કે કોઈ વિદ્વાન્ બ્રાહ્મણ પુરોહિતની જગા માટે માગણી કરે તો તેને "ऊर्ध्वं मूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम्। छंदांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥" આ શ્લોક બતાવીને પરીક્ષા કરીને દાખલ કરજો આ શ્લોકનો અર્થ લાંગડું ગાડું થાય છે એ હું આપને કહું છું. તે કોઈને કહેશો નહિ રાજાએ કહ્યું બહુ સારું.

પુરોહિત લાંબી યાત્રાએ ગયાની વાત પ્રસિદ્ધ થતા ભિન્ન ભિન્ન બ્રાહ્મણો પુરોહિતના સ્થાન માટે આવવા લાગ્યા, રાજા તેમને તે શ્લોક બતાવતો. તેઓ એ શ્લોકનો "[આ સંસારરૂપ પીપળાના વૃક્ષને શ્રુતિઓ તથા સ્મૃતિઓ] ઉંચા મૂળવાળો નીચે શાખાઓવાળો આવતી કાલે રહેશે એવો વિશ્વાસ કરવાને અયોગ્ય, તથા આત્મજ્ઞાનવિના બીજા કોઈ ઉપાયથી નાશ નહિ પામનારો કહે છે, જેના કર્મકાંડરૂપ ચાર વેદો પાનડાં છે તેને જે જાણે છે તે વેદને જાણનારો છે" આવો પ્રસિદ્ધ અર્થ કહેતા, પણ રાજા ના પાડતો, એટલે આવેલા બ્રાહ્મણો નિરાશ થઈ પાછા જતા. ઘણા બ્રાહ્મણોને પાછા જતા જોઈ એક બ્રાહ્મણ, જે બહુ વિદ્વાન્ નહિ, પણ વ્યવહારકુશળ ને ચતુર હતો, તેને

વિચાર આવ્યો કે આ શ્લોકનો અર્થ તો બહુ સહેલો છે, ને મારા જેવો પણ જાણે છે, તો વિદ્વાન્ બ્રાહ્મણો કેમ પાછા જાય છે? આમા કાંઈ ભેદ છે, તે રાજા પાસે ગયો, રાજાએ તેને શ્લોકનો કાગળ હાથમાં આપ્યો તે જોઈ તેણે કહ્યું, મહારાજા? આ શ્લોકનો અર્થ તરત થઈ શકે તેમ નથી, એનો અર્થ કરતાં આશરે છ માસ લાગે તેમ છે. રાજાને તે વાત સાચી લાગી, તેના મનમાં થયું કે પુરોહિતે બહુ અઘરો શ્લોક આપ્યો છે, એટલે તેનો અર્થ બેસાડતાં ઘણો વખત જાય તે સ્વભાવિક છે, તેણે તે બ્રાહ્મણને કહ્યું, ભલે; પંડિતજી! આપ રહો, ને વિચાર કરી આ શ્લોકનો અર્થ બેસાડો, તેમને માટે ઊતારા આદિની સર્વે પ્રકારની વ્યવસ્થા થઈ, ને તેઓ રહ્યા. તેઓ અવકાશે અવકાશે રાજાને મળતા, ને પ્રસંગ જોઈ સુંદર સુંદર વાતો કરતા, એ વાતોમાં કાવ્યના શ્લોકો પણ આવતા ને પંડિતજી તેનો અર્થ કરી સમજાવતા. તેમાં રાજાને બહુ ગંમત આવતી. એકાદ માસ વીસો ત્યાં તો પંડિતજીના કાવ્ય ચમત્કૃતિના શ્લોકોથી રાજાને ઘણી પ્રસન્નતા ઉપજવા લાગી, ને પંડિતજી સાથે તેમને મિત્ર જેવો સંબંધ થઈ ગયો, વાતવાતમાં પંડિતજીએ એક વાર કહ્યું કે સંસ્કૃત નહિ જાણતા છતાં આપ સંસ્કૃત શ્લોકથી આટલા બધા રાજી થાઓ છો તો સંસ્કૃત જાણનારને તેમાં કેટલો આનંદ આવતો હશે? રાજાએ કહ્યું કે પંડિતજી! આપનું કહેવું સાચું છે. રાજાની પ્રસન્નતા જોઈ ચતુર પંડિતે કહ્યું ત્યારે બાપુ! આપ પણ થોડો થોડો સંસ્કૃતનો અભ્યાસ કરો તો? બહુ અઘરું નહિ પડે. હું સહેલાઈથી શીખવીશ. રાજાએ હા પાડી, ને બીજાજ દિવસથી તે કામ ચાલવા લાગ્યું. પંડિતજી વ્યાકરણના સહેલા સહેલા નિયમો, જરૂરનો શબ્દકોષ, શબ્દોના રૂપો, જરૂરના ધાતુઓ ને તેનાં રૂપો શીખવવા લાગ્યા. પંડિતજી રાજાને આનંદ આવે તેવી રીતે શીખવતા ને રાજા પ્રસન્નતાથી શીખતા. સાથે સાથે પંડિતજી સહેલા શ્લોકોના અર્થ પણ પોતે કાંઈ કાંઈ મદદ આપીને રાજા પાસે કરાવતા. પેલા શ્લોકનો અર્થ રાજા પોતે કરી શકે તેવી રીતે ખાસ જરૂરનું બધું શિક્ષણ અપાતું. ચાર પાંચ માસમાં તે પ્રમાણે તૈયારી થઈ જતાં પંડિતજીએ પુરોહિતવાળો ગીતાજીના પંદરમા અધ્યાયનો પહેલો શ્લોક પોતે કાગળમાં લખીને રાજાના હાથમાં મૂક્યો, ને તેનો અર્થ કરવાને કહ્યું: રાજાએ તેનો અર્થ બરાબર કરી બતાવ્યો. પુરોહિતે આપેલો શ્લોક રાજાએ જોયો તો એ જ હતો. રાજાને આશ્ચર્ય થયું કે આમાં ક્યાંઈ લાંગડું ગાડું તો છે નહિ! પુરોહિતનું કપટ તેમને સમજાયું, ને ચતુર પંડિતજી ઉપર તે ઘણા પ્રસન્ન થયા. તથા તેમનો બહુ બહુ ઉપકાર માની સારી રીતે સત્કાર કર્યો.

ઉપરના દૃષ્ટાંતમાં કહ્યા પ્રમાણે માણસના મનમાં પોતાના પૂર્વજન્મના સંસ્કારથી કે અન્યના કહેવાથી ખોટા નિશ્ચયોરૂપ લાંગડાં ગાડાં પેસી જાય છે ને કેમે કરી નીકળતાં નથી. કોઈ સમર્થ ઉપદેશક મળી આવે, ને તે વિવિધ યુક્તિથી સમજાવે ત્યારે તે દૂર થાય છે. માટે મનુષ્યે કોઈપણ વિષયનો નિશ્ચય વિચારીને કરવો જોઈએ, અને પોતાનો કરેલો નિશ્ચય શાસ્ત્ર તથા અનુભવી પુરુષોના કહેવા પ્રમાણે ખોટો ઠરે તો તે પ્રયત્ન કરીને મૂકી દેવો જોઈએ, ને સાચો નિશ્ચય ગ્રહણ કરવો જોઈએ. જે એ પ્રમાણે વર્તે છે તે વ્યવહાર પરમાર્થમાં પુરુષાર્થ કરીને આગળ વધી શકે છે. જેઓ પોતાના ખોટા નિશ્ચયને છોડી શકતા નથી તેઓ હોય ત્યાં પડ્યા રહે છે અથવા ઉલટા પાછા પડે છે.

અત્ર કહેવું જોઈએ કે જે મનુષ્ય વૃદ્ધોપસેવી હોય તેમને પોતાના કર્તવ્યના નિશ્ચય સંબંધે ઘણો લાભ થાય છે, કેમકે વૃદ્ધોને પોતાના જીવનમાં ભિન્ન ભિન્ન પ્રકારના ઘણા

અનુભવ થયેલા હોય છે તે, તેમને સેવનારને માર્ગદર્શક થાય છે. વળી સામાન્ય વૃદ્ધો કરતાં વૃદ્ધ વિદ્વાનો નવા શીખાઉને વધારે માર્ગદર્શક થઈ શકે છે, અને તેમના કરતાં પણ પરાપૂર્વથી ચાલ્યા આવતા શાસ્ત્રો કે જે ઘણા અનુભવી વિદ્વાનોના તથા સર્વજ્ઞ મહાપુરુષોના ને ઈશ્વરાવતારોના પ્રમાણભૂત વિચારોરૂપ છે–વિશ્વસનીય જ્ઞાનના ભંડારરૂપ છે, તે પ્રજાને સર્વથી વધારે માર્ગદર્શક થઈ શકે છે. આટલા માટે લોકોનું પરમ કલ્યાણ ઈચ્છનારા પરમદયાળુ ભગવાને સર્વપ્રજાને શાસ્ત્રાધારે વર્તવાની શ્રીમદ્‌ભગવદ્ ગીતામાં અનુભાર• દઈને જણાવ્યું છે[૧] વર્તમાનમાં વાસ્તવિક અનુભવ વગરના ને સસર્ગ દોષને લઈને ઉપજેલી પોતાના મનની માન્યતાપ્રમાણે વર્તનારા ઘણા યુવાનો અને બીજા પણ મનુષ્યો પ્રમાણભૂત શાસ્ત્રોની તથા અનુભવી વૃદ્ધ વિદ્વાનોની સલાહ ન માનતાં પ્રજાની ઉન્નતિના કાલ્પનિક નિશ્ચયો બાંધી તે પ્રમાણે વર્તવા લાગ્યા છે, જેને પરિણામે ભારતવર્ષની પ્રજા દુઃખી થઇ રહી છે જેઓ ભગવાન્ કરતા વધારે ડાહ્યા થાય તેમને શુ કહેવુ ? વળી કોઈ મૂર્ખ પોતાની આજીવિકાને માટે પોતાનાજ ઘરમા પોતાના વડિલોની લાખો રૂપિયાની મિલકત હોય તેના સામું ન જોતા પથરા ભાંગવાનો ધંધો આદરે તેની પેઠે જેઓ વર્તે તેમને શુ કહેવુ ?

જે માર્ગે ચાલવાથી આરંભમાજ ભારે કષ્ટોનો અનુભવ થઈ રહ્યો છે તે માર્ગથી જેઓ પાછા વળતા નથી, ને પરદેશી રાજસી તામસી પ્રજાઓને અનુસરી માયાના પરમ દુઃખદ મોહને વશ થઈ અંધગોલાગુલન્યાયે દોડ્યા જાય છે તેમને પરમકૃપાળુ પરમાત્મા સન્માર્ગે પાછા વાળવાની કૃપા કરો !

## ૫

### ટાઢું ખાઈએ છીએ, ને ભૂખ્યાં રહેશું ડાહી વહુનું દૃષ્ટાંતઃ–

એક શેઠના દીકરાની વહુ નવી પરણીને આવેલી. નવી વહુને સભાળવાની આર્યસંસારની રીતિપ્રમાણે તેમજ સારા ઘરની દીકરી હતી તેથી તેની સાસુ તેને બહુ સારી રીતે રાખતી હતી તેના માબાપથી તે પહેલવહેલીજ છૂટી પડીને આવેલી તેથી તેને ખાવાપીવાની બાબતમાં, કે અન્ય બાબતમાં કોઈ રીતે ઓછુ ન આવે તેની તે ખાસ કાળજી રાખતી હતી. ઘરનાં સૌ તેની સાથે પ્રેમથી વર્તતાં હતા. થોડા દિવસ પછી તેના પિયરના ગામની એક સ્ત્રી તેને મળવા આવી, ને તેને તેની બાએ કહેવરાવેલા ખુશીખબર કહેવા લાગી વાતચિતમાં તે બાઈ બોલી કે તારી બાએ મને ભલામણ કરી છે કે બહેનને પૂછી જોજે કે કોઈ વાતે મુંઝાતી તો નથી ?. સાસુ સમરો સારી રીતે રાખે છે નાં ? પ્રત્યુત્તરમાં તેણે કહ્યુ કે મારી બાને કહેજે કે હું સુખી છું

---

૧ "यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥
तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्मकर्तुमिहार्हसि ॥" (અ ૧૬ શ્લોક ૨૩, ૨૪)

(જે પુરુષ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને પોતાની ઈચ્છા માત્રથી વર્તે છે તે પુરુષ અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, આ લોકના સુખને પામતો નથી, તથા સ્વર્ગમોક્ષરૂપ પરમગતિને પણ પામતો નથી તે કારણથી હે અર્જુન! તમારે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર પ્રમાણભૂત છે. તમે અહીં શાસ્ત્રે વિધાન કરેલાં કર્મને જાણીને તે કરવા યોગ્ય છો.)

અહીં બધા મારા પર બહુ પ્રેમ રાખે છે. મારી કોઈ જાતની ચિંતા કરશો નહિ, પણ ટાઢું ખાઈએ છીએ, ને ભૂખ્યા રહેશું. તેની સાસુ કામકાજ પ્રસંગે બાજુમાં થઈને નીકળી તેના સાંભળવામાં આ છેલ્લું વચન આવી ગયું, ને તેથી તેને બહુ ગુસ્સો આવ્યો કે હું વહુને મારી દીકરી કરતાં વધારે જાળવું છું, ને તે આમ કેમ બોલે છે? તે વખતે તો સાસુ કાંઈ બોલી નહિ, ને મળવા આવેલી બાઈ રવાના થઈ. થોડી વારમાં દુકાનેથી શેઠ ઘેર આવ્યા. સાસુ તો ધુંવાફુંવા થઈ રહેલી તે શેઠને કહેવા લાગી. જુઓ તમારા દીકરાની વહુ. તમે મને ભલામણ કરી હતી કે સારા ઘરની દીકરી છે, ડાહી છે. તેને સંભાળજે, અને હું તેને માટે પ્રાણ પાથરૂં છું. તેને ઊનું ઊનું જમાડું છું. તેને કાંઇ વિશેષ કામ પણ ચીંધતી નથી, ને હથેળીમાં થુંકાવું છું, છતાં આજે તે તમારી ડાહી વહુ બોલી તેથી મને તો ઝાળ ઊઠી છે, હું તેને ક્યારે ટાઢું ખવરાવું છું? તેનું ભાણું હું તમારા કરતાં વધારે સાચવું છું; છતાં આજ તો તેણે આપણા ઘરની આબરૂને માથે પાણી ફેરવ્યું છે. નરાતાળ જૂઠું બોલી. શેઠ કહે છે શું? શેઠાણીએ બનેલી વાત કહી દેખાડી. શેઠને આશ્ચર્ય થયું. તેણે કહ્યું, વહુ આવું બોલે તેવાં નથી. શેઠાણીએ કહ્યું. મેં કાનોકાન સાંભળ્યું કે "ટાઢું ખાઇએ છીએ, ને ભૂખ્યાં રહેશું." શેઠ વહુને બોલાવ્યા ને પૂછ્યું કે દીકરા! આ તમારી સાસુ કહે છે તે વાત સાચી છે? તેણે પ્રત્યુત્તર આપ્યું. દાદાજી! વાત સાચી છે. હું તે પ્રમાણે બોલી છું, પણ મારા બોલવાનો અર્થ બીજો છે. નાને મોઢે મોટી વાત કરવી એ શોભે નહિ, તોપણ આપની તથા મારી સાસુની ક્ષમા માગીને મને જે વાત ખરી લાગે છે તે કહું છું.

પ્રથમ તો મારે કહી દેવું જોઈએ કે મારી સાસુએ મને ક્યારે પણ ટાઢું ખવરાવ્યું નથી. રોજ ઊનું ઊનું ને ફરતું ફરતું જમાડે છે. મારી મા કરતાં તે મને વધારે સંભાળે છે. મારે કહેવાનું છે તે બીજું છે. દાદાજી! આપણા ઘરમાં બધી વાતે આનંદ છે, પ્રભુની મહેર છે, કોઈ વાતની ન્યૂનતા નથી; પણ એક વાતની મને ઊણપ લાગે છે. હું આવી છું ત્યારથી હું જોયા કરૂં છું કે ગૃહસ્થના ઘરમાં તેની શક્તિ પ્રમાણે દાનપુણ્ય થવું જોઇએ તેવું આપણા ઘરમાં કાંઈ થતું નથી. પૂર્વના પુણ્યથી આપણને પ્રભુએ સારી સ્થિતિ આપી છે તો આપણી સ્થિતિના પ્રમાણમાં આપણે દાનપુણ્ય કરવાનું રાખવું જોઇએ. મેં સાંભળ્યું છે કે ગૃહસ્થના ઘરમાં જે દિવસ દાન કર્યા વિનાનો જાય, તે દિવસ ઘરમાં ચોરે ચોરી કરી હોય તેવો જાણવો, એમ શાસ્ત્રમાં કહ્યું છે. હવે મારા બોલવાનો ખુલાસો હું કરું છું. અત્યારે આપણે સુખી છીએ તે ગયા ભવના–પાછલા ભવના–પુણ્યનું ફળ છે, માટે તે ટાઢું છે ને તે આપણે ભોગવીએ છીએ, પણ આ ભવમાં તો કાંઈ કરતા નથી એટલે નવા ભવમાં (જન્મમાં) તો ભૂખ્યા રહેવાનો વખત આવશે. દાદાજી! ક્ષમા કરજો. મારાથી આ વાત થઈ ગઈ છે. એમ કહી તે સાસુસસરાને ખોળો પાથરી પગે લાગી. વાણીઓ તો આ સાંભળી ચકિત થઈ ગયો. તેને પોતાની ભૂલ સમજાણી. તે બોલ્યો વ્હાલ બેટા! તમે બહુ સારી વાત કરી, ધન્ય છે તમને! હવે આપણે તમે કહો છો તેમ કરતાં જશું, સાસુ પણ શાંત થઈ ગયાં, ને તેમને પણ ખરી વાત સમજાણી. તે પણ વહુને વખાણવા લાગ્યાં. બીજા દિવસથી જ ઘરની રીત પલટાણી: ઘરમાંથી દાનપુણ્યનું મંગલ ઝરણું ચાલુ થયું.

———[ * ]———

# આચાર્યશ્રીની આખ્યાયિકાઓ

[ કૃપાનાથે આપેલાં દૃષ્ટાંતો—"આચાર્યશ્રીની આખ્યાયિકાઓ" રૂપે પુન પ્રકટ થાય છે ]

[ સંપાદક.—શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ ૩ ]

કોઇ ગુરુ પોતાના શિષ્યને સંસારની લઘુતા સમજવામાટે પુનઃપુનઃ ઉપદેશ કરતા હતા, પણ તે શિષ્ય સંસારની લઘુતા સમજતો નહોતો, ને "મારે સંસાર છોડવો છે, પણ સંસાર મને છોડતો નથી," એમ પુનઃપુનઃ ઉત્તર આપતો હતો.

એની રીતે કેટલોક સમય વ્યતીત થયા પછી ગુરુએ વિચાર કર્યો કે એને પ્રત્યક્ષપ્રમાણથી ઉપદેશ આપ્યા વિના યથાર્થ સમજણ પ્રાપ્ત થશે નહિ, અને તે સંસાર-પ્રતિની આરૂઢ આસક્તિ ત્યજશે નહિ, માટે આજ તેને તે વાતનું પ્રત્યક્ષપ્રમાણ બતાવવું.

એમ વિચારી પોતે પોતાના સ્થાનભણી આવવાના તે શિષ્યના માર્ગસમીપ એક બાવળનું વૃક્ષ હતું તેને દૃઢ આલિંગન કરીને શિષ્યને પોતાના સ્થાનભણી આવવાના સમયની પહેલાં થોડીવારે ઊભા રહ્યા.

થોડા સમય પછી તે શિષ્યનું ગુરુના સ્થાન ભણી આવવા માટે નીકળવું થયું.

તેણે માર્ગમાના એક બાવળની સાથે દૃઢ આલિંગન કરીને ગુરુને ઊભેલા જોયા એટલે તેણે પોતાના ગુરુને કહ્યું કે—

"હે ગુરો! આપ બાવળને બથ લઇને શામાટે ઊભા રહ્યા છો?"

ગુરુએ કહ્યું કે—ભાઇ! આ બાવળે મને સુદૃઢ પકડ્યો છે, તેથી મારાથી છૂટાતું નથી"

શિષ્યે કહ્યું કે:—"એ જડ બાવળ આપને કેમ પકડી રાખી શકે? આપેજ તેને બથ ભરીને પકડી રાખેલ છે, માટે આપ જો છોડી દ્યો તો તે તરત છૂટી જશે"

ગુરુએ કહ્યું કે—"હે ભાઇ! જો એ વાત સાચી હોય તો લે આ બાવળને મેં છોડી દીધો, ને હવે તે બિચારો મને વળગતો નથી, તેમ તું પણ જડસંસારની લઘુતા છોડી દઇશ તો તે તને કદી પણ વળગશે નહિ, કેમકે બાવળમા અને સંસારમાં જડતાની સમાનતા છે, માટે મ જેમ આ બાવળને છોડી દીધો તેમ તું પણ સંસારના અનુરાગનો ત્યાગ કર., કે જેથી તને પરમાનંદની પ્રાપ્તિ થાય."

શિષ્યને ગુરુના તે પ્રત્યક્ષપ્રમાણવડે આપેલા બોધની સારી અસર થઇ.

પછી તે ક્રમાત્ સંસારની લઘુતાથી મુક્ત થઇ પરમાનંદને પ્રાપ્ત થયો

---

# શ્રીગુરુપૂર્ણિમા

[ લેખક—શ્રી અંબાલાલ તુલજારામ—જંબુસર ]

આષાઢ સુદિ ૧૫ ને રવિવારનો દિવસ હતો વરસાદના ઝરમર ઝરમર છાંટા પડતા હતા, સર્વત્ર હરિઆળી. જમીન થઇ રહી હતી માનવ મન અનાયાસે આજે સુપ્રસન્ન હતું. ત્યાં ધ્વનિ સંભળાયો— (પ્રભાત)

પૂજ્ય ગુરુદેવનું સ્મરણ કર સર્વદા. નિત્ય આનંદ પ્રદ એજ જાણી,
ચરણ સેવન થકી તું કૃતાર્થ થશે, સત્ય એ સત્ય એ વેદ વાણી. પૂજ્ય. (૧)

કેટલાક મુમુક્ષુજન પવિત્ર થઇ સ્વચ્છ કપડામાં સજ્જ થઇને હાથમાં ફુલમાળા, મિઠાઇ, તથા ભેટ લઇને કોઇ મહાપુરુષની તરફ જઇ રહ્યા છે, ઉપરોક્તગાન મધુર સ્વરે પ્રેમથી ગાઇ રહ્યા છે. ત્યાં તો રંગમાં ભંગ પડ્યા જેવું થયું. કોઇ ગાંડા જેવો અલૌકિક પુરુષ ભાગી રહ્યો છે. નીડર છે. છતાં કેટલાક જનસમુહથી દૂર થવા પુરતું શરીર વેગમાં આવી જઇ રહ્યું છે.

મુખપ્રભા પ્રસન્ન છે. મધુર હાસ્ય છે. શરીર હૃષ્ટપુષ્ટ છે. કોઇ અગમ્ય ચિંતનમાં એમનું મન ડૂબી આનંદ લઈ રહ્યું છે. તેનો આ બહિર પ્રભાવ છે. શરીરનું જોઇએ તેવું ભાન નથી. શરીર પર અજ્ઞજનોથી છાણ માટી, ધૂળ, આદિથી પૂજા ખૂબ થયેલી છે. કેડમાં મજબુત જાડી રસી બાંધી છે. ટાટીયાનું કોપીન ઠીક ઠીક પહેરેલું છે. આ એમની ઉપાધી સિવાય કંઇના મલે!

અહા! આતે ગાંડા કે પરમ ડાહ્યા?!!

કોઇ કવિ ઠીક કહે છે:—

**તીન ટુક કોપીનકી, ભિભાજી બીન લૌણ;**
**તુલસી રઘુવર ઉર બસે, ઇંદ્ર બાપુરો કુંણ?**

માયામાં મુગ્ધ ઇંદ્ર આમના આનંદના હીસાબે રંક, કંગાળ જેવો લાગે તેવા આ મઝાના કોઇ મહાપુરુષ છે.

ઉપરોક્ત મુમુક્ષુમંડળને આ મહાપુરુષનો અનાયાસે ભેટો થયો! કેવી પ્રભુ કૃપા!! કહેવત છે કે:—

**બિનુ હરિ કૃપા બીના, મિલહી ન સંતા;**
**લાબીન કબહુ, ન હોય ભવ અંતા.**

સર્વેએ પ્રભુનો પાડ માન્યો. જેની શોધમાટે રાત્રિદિવસ તપાસ કરતા હતા, ગામેગામ રઝળતા હતા, ને જે શ્રીહરિને તેવા પુરુષના દર્શન અર્થે ઘણા દિવસથી પ્રાર્થના કરતા હતા, તે હરિકૃપાથી સન્મુખ થયા જાણીને તેઓને મહાન્ આનંદ થયો. સર્વ કોઇ વિનયવિવેકસાથે ભેટી પડ્યા અને સાષ્ટાંગ દંડવતનમસ્કાર કર્યા. આજે મહાપરવણીના શુભ મંગલમય દિવસે જ આ અલૌકિક લાભ થવાથી સર્વ જનો પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. વિવેકીજનોએ પેલા અજ્ઞજનોને મીઠો ઠપકો આપીને ફરીથી આવું કોઇ-પ્રતિ પણ ન કરવાને વિનંતી કરી. સૌને પ્રસાદ આપી વિદાય કર્યા. એતો નિયમજ છે કે: "ધણી જાગે તો ચોર નાશે." સહુ કોઇ પૂજ્ય મહાત્માશ્રીને એક મુકરર સ્થાને લઇ ગયા. આસન કરાવ્યું. ત્વરાથી સ્નાનશુદ્ધિ કરાવી. યોગ્ય કપડાં પહેરાવ્યાં અને ચંદનપુષ્પાદિથી પૂજન અર્ચન કર્યું. સૌ શાંતિથી તેમની સુંદર અને ભવ્ય આનંદિત મુખમુદ્રા સામું જોતા જોતા નીચેના બિછાના પર બેઠા. અગ્ર મુમુક્ષુએ ગુરુદેવને પ્રાર્થના કરી. કંઇક આ પ્રસંગે ઉપદેશ કરવા કહ્યું. ઉપદેશઃ—સંત મધુર વચને સ્મિત કરી બોલ્યા:—દેખો પ્યારે! શ્રુતિ, સ્મૃતિ, ઉપનિષદ્ ઔર પ્યારા શ્રીકૃષ્ણજીકી કહી હુઇ ગીતાજી એ સબકા મતલબ એક કવિત મેં આપ સર્વ સુનો:—

**બ્રહ્મરૂપસેં દેખ જગતકું, માયાકી મત કર યારી;**
**મનોવૃત્તિકા ચેલા મત હો, અલખ અકલ નિરંજન ધારી. બ્રહ્મ.**

શાસ્ત્રવાસના લોકવાસના, વિષયવાસના કર દૂરે,
આસક્તિ છાંડે અંતરમાં, પ્રભુ સ્વરૂપે સહુ સ્ફુરે. બ્રહ્મ.
મેરા તેરા ભારે ભરના, અભેદસેં હોતાજીના;
દશા એસી અંતરમેં ધરના, મતહોના કબહુ દીના બ્રહ્મ.
પ્રવૃત્તિ જબતક હૈ સંસારા, નિવૃત્તિ તબ હૈ મુક્તિ;
સર્વે જીવોકું પ્રભુ સમજલેં, શિવપદ પાનેકી યુક્તિ. બ્રહ્મ.
સર્વે વસ્તુમેં બ્રહ્મભાવસેં, તન્મયલીન સદા રહેના,
બુદ્ધિસાગર અનુભવ પાકર, લેના દેના કયા કહેના. બ્રહ્મ.

एकं ब्रह्मद्वितीयं नास्ति—એક બ્રહ્મ જ છે, બીજું કંઇ નથી. પૂજ્ય મહાત્માજીને તત્ પશ્ચાત્ ભિક્ષા કરાવી આરામ કરાવ્યો—મંડળે પૂર્વોક્ત પદ ચાલુ કર્યું—

શ્રીગુરુદેવના ચરણમાં ધર્મને, જ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્ય રે છે;
ક્લેશ વિપાક ને કર્મ આશયતણો, ત્યાં નથી લેશ એમ શાસ્ત્ર કે' છે પૂજ્ય.

'"મારાં કામમાં સો વિઘ્ન" એ મુજબ ત્યાં એક વિચિત્ર ધ્વનિ સંભળાયો! પાખંડ!! પાંખડ!!!

એમ મોટેથી બોલતો કોઇ નાસ્તિક જેવો મનુષ્ય ત્યાં આવી ચઢયો ને રંગમાં ભંગ પડ્યા જેવું થયુ મહાત્માજી પણ યોગનિદ્રામાંથી જાગી ગયા. ત્યાં તે મનુષ્ય મહાત્માજીને સંબોધીને અવળવાણી બોલવા લાગ્યો

પ્રશ્ન પેલો—શું ઇશ્વર છે? છે તો તે મને કેમ દેખાતો નથી? (મહાત્મા મૌન છે.)

પ્રશ્ન બીજો—પાપી અગ્નિ સમાન છે કારણ તે સહુના હૈયા બાળે છે, પાપનું ફલ જે દુ:ખ તે પણ અગ્નિ સમાન છે તો અગ્નિ-અગ્નિને કેમ બાળે?

પ્રશ્ન ત્રીજો—જો ઇશ્વર છે, અને આ બધુ તેની મરજી પ્રમાણે જ થયા કરે છે તો પાપી પાપ કરે તેમાં એનો ગુન્હો શો?

આવા મનસ્વી પ્રશ્નો કરીને આ મનુષ્ય જવાબની રાહ જુએ છે ત્યાં તો તે શાંત મહાત્માએ આસ્તેથી એના મુખ ઉપર જ એક માટીનું ઢેકુ માર્યું! આથી તે મનુષ્ય ક્રોધાવેશમા આવી જઈ ગાળો ભાંડતો તે મહાત્માનો હાથ ઝાલીને બધાના દેખતાં જ તેમને ન્યાયાધીશ પાસે લઈ ગયો સૌ કોઈ મુમુક્ષુ શાંત ચિત્તે પાછળ ગયા ને સભ્યતાથી ઉભા રહ્યા. મહાત્મા કે મુમુક્ષુઓ આથી કંઈ ગભરાય તેવા ન હતા! પેલા નાસ્તિકે પોકાર કરતાં કહ્યુ 'આમણે મને મોઢા ઉપર ઢેકુ માર્યું છે તેથી મને ભીતરમા દુ:ખ થાય છે' ન્યાયાધીશે કહ્યુ આમ કેમ કર્યું! શું તમો દિવાના છો? લાગો છો તો કોઈ નીડર મહાત્મા જેવા!!. મહાત્મા મૌન છોડી બોલ્યા—આમણે મને ત્રણ પ્રશ્નો પૂછ્યા. તે ત્રણેનો આ એક જ ઢેફામાં જવાબ છે

જવાબ પહેલો—ઢેકુ વાગવાથી એને દુ:ખ થાય છે તે દુ:ખ મને દેખાતું નથી તેમ જ તે બતાવી શકતો નથી છતાં તેને દુ:ખનો અનુભવ છે તેવી રીતે શ્રીઈશ્વર છે, છતાં બતાવી શકાતા નથી પણ યોગ્ય ઉપાયે તેનો અનુભવ જરૂર થાય છે.

જવાબ બીજો:—માટી રૂપી શરીર છે પણ તેને માટીવડે શિક્ષા થઈ છે તેમ પાપી અગ્નિ સમાન હોવા છતાં દુઃખરૂપી અગ્નિ બાળી શકે છે જેમ માટીને માટી વાગી.

જવાબ ત્રીજો:—જગતનું સઘળું ઈશ્વરનું છે અને ઈશ્વરઇચ્છા પ્રમાણેજ સૌ થયા કરે છે, છતાં વહેવારમાં ગુનેગારોને અદાલતમાં લાવવા પડે છે, જેમ મને એ આપની પાસે લાવ્યો, એ પણ ઈશ્વર ઇચ્છા છે એમ સમજો, એકજ ઠેકાણે માં કુટીલ નીતિથી મહાત્માશ્રીએ આપેલા સચોટ ને હંમેશ યાદ રહે એવા જવાબ સાંભળીને પેલો નાસ્તિક મનુષ્ય તો પરમ આસ્તિક બની ગયો ! ! અને ચરણકમલમાં પડીને માફી માગવા લાગ્યો. ન્યાયાધીશે સૌને રજા આપી. પૂજ્ય મહાત્માજી કોઈ અગમ્ય સ્થાને ચાલી નીકળ્યા. કાલાવાલા કર્યા છતાં પાછા ફર્યા નહિ. સૌકોઈ નિરૂપાયે પોતાના શુભ સ્થળે આવ્યા. ન્યુ આસ્તિક થયેલો મનુષ્ય આ મુમુક્ષુમંડળમાં દાખલ થયો. સૌએ પૂર્વોક્તપદ ગાવા માંડયું:—

**ત્રિવિધ દુઃખ ટાળવા પરમ સુખ પામવા, પાપના પુંજનો પ્રલય કરવા;**
**રજસ્તમ કાઢવા સત્ય વધારવા, બ્રહ્મરૂપે થવા ગુરુજ ભજવા. પૂજ્ય (૩)**
**બાધ થઇ દૃશ્યનો મોહ તેનો જશે, અખંડ સુખઘન સત્તા પ્રગટ થાશે;**
**કાલ માયાતણી જ્વાલ પછી ક્યાં રહી ? જ્યાં અવિદ્યા સર્વે વિલાઈ જાશે. પૂજ્ય. (૪)**

" બોલો શ્રીસદ્‌ગુરુદેવકી જય, "

ન્યુ આસ્તિકે " નાથ કાવ્યમાંથી " બીજું પદ ગાયું—

( રાગ ભૈરવ )

**શ્રીસદ્‌ગુરુની બલિહારી, ઉપકાર વિચારી,**
**જાઉં અહોનિશ ચરણ કમળ પરવારી. શ્રી૦ સ૦**
**અહંતા મમતા દૂર કરાવી મહામોહને નાંખ્યો મારી. શ્રી૦**
**અદ્વૈત તત્ત્વ સ્પષ્ટ સમજાવી દ્વૈતને નાંખ્યું નિવારી. શ્રી૦**
**દેહ જગત વિદ્યમાન છતાં પણ સત્યતા તેની વિદારી. શ્રી૦**
**દુઃખને દુઃખનું મૂલ ઉપાડી શીતલતા વિસ્તારી. શ્રી૦**
**પવિત્ર પરમાનંદ તણી શુભ ચઢાવી મહા ખુમારી. શ્રી૦**
**સદ્‌ગુરુ રૂણથી મુક્ત થવાનો ઉપાય ન એમ વિચારી. શ્રી૦**
**પરમ પ્રેમથી નમન કરું છું, ગદ્‌ગદ્ ગિરા ઉચારી. શ્રી૦ સ૦**

સાખીઃ— **ગુરુ ગોવિંદ દોનુ ખડે, કીસકું લાગું પાય ?**
**બલિહારી ગુરુદેવકી, જિન ગોવિંદ દીયો બતાય.**

" **આતમા અરૂ પરમાત્મા, અલગ રહો બહુકાલ;**
**સુંદર મેલા કર દિયા, સદ્‌ગુરુ મિલા દલાલ.**

આજે આપણે હરિ-હરિ કરીએ છીએ એ પ્રતાપ કોનો ? શ્રીસદ્‌ગુરુનો. જો શ્રીસદ્‌ગુરુ પરમાત્માનું સ્વરૂપ ન બતાવે તો અગમ્ય અને અગોચર એવા પરમાત્માને આપણે શી રીતે જાણીએ અને માનીએ. હરિ એવું આપણું આત્મસ્વરૂપ બતાવનાર શ્રીગુરુદેવની જ બલિહારી છે. એમનો ઉપકાર વિચારીને તેમના ચરણકમલને નમન કરીએ છીએ.

કરણુઃ—સાડા ત્રણ હાથના માંસાદિથી ભરેલા દેહમાં અને આજસુધી હુંપણાની ભાવના કરતા હતા, એવા દેહમા અને દેહના સગીઓમાં મોટા મોહ કરી બેઠા હતા, તે ગુરુદેવે જ્ઞાન આપી દેહમાથી અહ અને સગા સહોદર-ધનાદિમાથી મમતા કે જે મોહનુંજ સ્વરૂપ હતું તેને દૂર કરાવ્યું છે, વળી હું જુદો અને ભગવાન્ જુદા ને જગત્ જુદું આવું દ્વૈત હતું તેને તત્ત્વમસિ આદિ વેદ વાક્યોવડે અદ્વૈત તત્ત્વ ચોકખુ સમજાવીને દ્વૈતબુદ્ધિનો નાશ કર્યો છે સાથે દેહ—જગત્ દેખાવા છતાં તે સત્ય નથી એવો અનુભવ કરાવ્યો છે.

અહંતા અને મમતાથીજ દુઃખ થાય છે તેના મૂળને ગુરુએ ઉખાડી કાયમની શાંતિ આપી છે. સાથે હુંજ બ્રહ્મ છઉં એવી ખુદ અને ખરી મસ્તી ચઢાવી છે હવે તો જગને સ્થાને બ્રહ્મ ભાસ્યું-અનુભવ બદલાયો આજે—

ભોક્તા—ભોગ્ય બને મિથ્યા તપવુ કોણે શા કાજે? ખરેખર જાગ્રત-સ્વપ્ન અને સુષુપ્તિ આ બુદ્ધિની દશાઓનો જ્ઞાતા-દૃષ્ટા- સાક્ષીનું અવિચ્છિન્ન ભાન મને થયુ છે. મારા ઉપર શ્રી ગુરુદેવનુ આ હીસાબે બહુજ રૂણ (દેવુ) થઈ ગયુ છે આમાંથી છૂટવું મુશ્કેલ ધારીને ગદ્ગદ્કંઠે થઇને પુરા પ્રેમથી તે મહાપુરુષને શ્રીસદ્ગુરુ પરમાત્માને નમન કરૂં છુ. વારંવાર નમન કરૂં છુ આવા શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ પુરુષ ગુરુદેવને સેવવાનું મહાન્ ફલ શ્રીપ્રીતમદાસ કહે છે.—

ગુરુપદપંકજ પૂજતાં, ચૌદ લોક પૂજાય,
શિવવિરંચી ને શારદા ગુરુના જશ ગાય.
અંતઃકરણ હોય ઉજળાં, જડ તિમિર ટળી જાય,
સર્વેને લાગે સુઝના પદ રજ મહિમાય.
જપ તપ તીરથ જોગનું, ફળ જે રે કહેવાય,
પ્રીતમ સદ્ગુરુ સેવતાં, તે તો સર્વે થાય

સમય થવાથી સૌ બધુઓએ ભજન સમાપ્ત કરી પોતપોતાના સ્થપ્રતિ જવા માંડ્યું અત્રે પણ જણુમરમા શ્રીગુરુપૂર્ણિમા મહોત્સવ પબ્લીકમાં બહુ સારી રીતે શ્રીસદ્ગુરુ કૃપાથી ઉજવાયો હતો લોકોએ સારો લાભ લીધો હતો. સૌને આનંદ થયો. સૌ કોઈ શ્રીસદ્ગુરુદેવની જય બોલતા વિદાય થયા. એ ઇતિ શિવમ્. ૐ શાંતિઃ

———[ * ]———

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

(શ્રાવણ માસ)

**શ્રીસદ્ગુરુમહાપૂજનઃ**—ગત શ્રાવણ સુદિ પુનમ બળેવના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને વિધિપૂર્વક પૂજન કર્યું હતું શ્રીનાથઘાટપર આનંદાશ્રમવાસીઓએ યજ્ઞોપવીત બદલાવી લાભ લીધો હતો

**લઘુરુદ્ર-રુદ્રાભિષેકઃ**—શ્રી. નથુરામભાઈ લક્ષ્મીરામ પંડ્યા-ભાયાવદર લઘુરુદ્ર ૧ તેમનાં માતુશ્રી ચતુરબાના આત્મકલ્યાણાર્થે શ્રી. જીવનરામ મકનજી ભટ્ટ લઘુરુદ્ર ૧. શ્રી. જટાશંકર જગજીવન રુદ્રાભિષેક ૧. શ્રી. જયંતિલાલ અંબાશંકર ત્રિવેદી લઘુરુદ્ર ૧. શ્રી. ગિરધરલાલ.

શ્રી. સ્વ. બેન અમૃતગૌરીના આત્મકલ્યાણાર્થે આનંદાશ્રમવાસીઓને દૂધ આપવામાં આવ્યું હતું. હા. વિ. ઉમેદલાલ જગજીવન જોશી-ખોડાધાર.

ભોજન'--રૂ. ૧૭-૨-૦ થી ઇંદુકુમાર બાપાલાલ તરફથી પુનમની ભેટ, ભોજન થાળ વગેરેના રૂા ૩૨-૦-૦ બેન વાલબાઈ દેવકરણના ફંડના વ્યાજમાંથી સાદા ભોજન. રૂા ૧૧-૦-૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહ-મુંબઈ. રૂા. ૫૪-૯-૩ શ્રી. કલ્યાણજી કાળિદાસ તરફથી શ્રાવણ સુદિ ૧૫ના ભોજનના. રૂા. ૨૫-૦-૦ એક ગૃહસ્થ તરફથી ભોજન હા. પોપટલાલ તારાચંદ વકીલ-જૂનાગઢ. રૂા. ૧૮-૦-૦ સ્વ માતુશ્રી ગંગુમાના આત્મકલ્યાણાર્થે. શરતી ભોજન. રૂા. ૪૫-૦-૦ શ્રી. ગોરધનદાસ હીરજી આફ્રિકાવાળા તરફથી ભોજન ૨.

અખંડદીપક.—રૂા. ૧-૦-૦ શ્રી. મોહનલાલ પ્રાણજીવન-રાજસીતાપુર. રૂા. ૦-૧૨-૦ બેન મણિબેન અઢિયા-બીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. પ્રભાવતીબેન ઠાકોર-જૂનાગઢ. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પઢિયા-મુંબઈ.

——[ * ]——

## खेदजनक अवसान

બોરિવલીનિવાસી શ્રીમાન મંગળદાસ કેશવલાલ ભક્તના સુપુત્ર શ્રી. ભગવત્પ્રસાદભાઈનું અકાળ અવસાન થતાં કૈલાસવાસી થયા છે. તેમણે પોતાના પિતાશ્રીના ધર્મસંસ્કારો સારી રીતે ઝીલી પૂજ્યપાદ કૃપાનાથપ્રતિ તેઓ અતિશ્રદ્ધાને પ્રેમ ધરાવતા હતા. શ્રી. મંગળદાસભાઈ સાથે તેઓ ઘણીવાર પૂજ્યપાદશ્રીના દર્શન સત્સંગાર્થે આનંદાશ્રમમાં આવતા, અને ધર્મલાભ લેતા.

પૂજ્યપાદ પરમકૃપાળુ સદ્ગુરુ પરમાત્મા તેમના પવિત્રાત્માને પરમશાંતિ અર્પવા કૃપા કરો!

કરાંચીનિવાસી ગુરુબંધુ શ્રીમાન શેઠ પ્રાગજી દેવજી જેઓ હાલ મોરબીનિવાસ કરે છે, તેમના સુપુત્ર શ્રી. મૂળજીભાઈ ગત ભાદ્રપદ સુદિ ૮ બુધવારે કૈલાસવાસી થયા છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથના શ્રદ્ધાવાન ભક્ત હતા, અને આનંદાશ્રમમાં પ્રસંગોપાત આવી લાભ લેતા. પૂજ્યપાદ કૃપાળુશ્રી કરાંચી પધારેલા તેવેળા તેઓએ પોતાને ત્યાં પૂજ્યપાદશ્રીને પધરાવી સારી સેવા કરી હતી.

રાજકોટવાળા શ્રી. છોટાલાલ વીઠલજી ભટ્ટ પણ અવસાન પામ્યા છે.

પૂજ્યપાદ પરમકૃપાળુ સદ્ગુરુદેવ તેઓના જીવાત્માને ચિરકાળ શાંતિ આપવા કૃપા કરો!

---

## परचुरण भेट

[ સંવત્ ૨૦૦૫-શ્રાવણમાસ ]

૧-૦-૦ શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર
૧-૪-૦ ,, ભાનુશંકર જટાશંકર-મોજીદડ
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા-મુંબઈ
૦-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૦-૦ ,, મોંઘીબાઇ-વેગવળ

શ્રી પોરબંદર આનંદાશ્રમમાં વિશ્વનાથ માધવજી મારફત નીચે મુજબ ભેટ'—

૪-૦-૦ શ્રી. લાલજી ડાયાભાઈ નિલદાન

૧-૦-૦ શ્રી. નિર્ભયશંકર વિશ્વનાથ
૦-૪-૦ ,, દેવશંકર સામજી-બીડોરા
૦-૪-૦ ,, પુરુષોતમ રામજી
૦-૨-૬ પરચુરણ
૧-૦-૦ શ્રી. ધીરજલાલ વિશ્વનાથ
૦-૫-૦ પૂ. પ્ર. દલપતરામજી
૦-૪-૦ બેન જાનબાઇબેન-રાણાવાવ
૦-૮-૦ શ્રી. રમણિકલાલ દવે

૦-૪-૦ શ્રી. જટાશંકરભાઈ
૧-૦-૦ બેન જડાઉબેન-ભાવનગર
૨-૮-૦ શ્રી. ગોરધનદાસભાઇ આફ્રિકા
૧-૦-૦ ,, દ્વારકાદાસ ખેતશી

આનંદાશ્રમ મુમુક્ષુમંડળ મુંબઇમાં
શ્રાવણ સુદિ ૧૫ ની મહાપૂજન ભેટ:—

૫-૫-૩ એક ભક્તજન
૨-૦-૦ શ્રી. હરજીવન કેશવજી
૨-૦-૦ બેન શારદાબેન
૧-૦-૦ ,, મધુવરબેન
૧-૦-૦ શ્રી. ગૌરીશંકર ઓધવજી
૦-૮-૦ ,, ભાણજી પરમાણંદ
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૧-૪-૦ શશીકાન્ત પ્રતાપસિંહ
૦-૮-૦ ,, જેઠાલાલ કરસનદાસ
૧-૦-૦ ,, છગનલાલ સવજી
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૦-૪-૦ ચિ. ટોકરશી
૩-૪-૦ શ્રી. મંગલદાસ કેશવલાલ
૦-૪-૦ ,, સુરેષ પ્રતાપસિંહ
૦-૮-૦ ,, અમથાલાલ જગજીવન
૦-૪-૦ ,, જગજીવનદાસ નારણદાસ.
૧-૦-૦ ,, કાકુભાઈ ભીમજી.
૦-૮-૦ ,, કરશનદાશ શામજી
૨-૦-૦ ,, બાળુભાઈ શેઠ
૨-૦-૦ ,, મૂળશંકરભાઈ
૨-૦-૦ ,, ગોરધનદાસ સુંદરજી
૧-૦-૦ બેન રાધાબેન વલ્લભદાસ
૫-૫-૩ એક ભક્તજન
૦-૫-૬ પરચુરણ ભેટ

હા. શેઠ દામોદર માધવજી

૩૫-૦-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ તરફથી શ્રાવણ માસમાં રુદ્રાભિષેક થાળના
૩૬-૧૫-૩ શેઠ છગનલાલ સવજી-મુંબઈવાળા તરફથી અષાડ વદિ ૧ થી શ્રાવણ વદિ ૩૦) સુધીના રુદ્રાભિષેક પૂજાપો તથા ભેટ તથા થાળ વગેરેના.

---

## શ્રીઅમદાવાદ-આનંદાશ્રમ ભેટ

સંવત ૨૦૦૫ આષાડ સુદિ ૧૫ ને, રવિવાર, તા. ૧૦-૭-૪૯ના શુભદિને શ્રીઆનંદાશ્રમ-અમદાવાદમાં પૂજ્યપાદ કૃપાનાથશ્રીનું મહાપૂજન ભાવિકભક્તો દ્વારા થતાં ચરણોમાં ધરાયેલી ભેટ:—

૧-૦-૦ શ્રી. રામનારાયણ રેવાશંકર
૧-૦-૦ ,, રવિશંકર મહાશંકર રાવલ
૦-૪-૦ ,, જયશંકર મયારામ ભટ્ટ
૧-૪-૦ ,, રણછોડલાલ ગાંડાલાલ
૧-૦-૦ ,, વાસુદેવ પુરૂષોત્તમ ભટ્ટ
૧-૦-૦ ,, નાગરલાલ મોહનલાલ
૦-૮-૦ ,, ચુનિલાલ રામકૃષ્ણ પાઠક
૦-૮-૦ ,, પૂર્ણાશંકર રામકૃષ્ણ પાઠક
૦-૪-૦ ,, મયારામ ચકુભાઈ ભટ્ટ
૦-૪-૦ ,, દેવીપ્રસાદ ત્રંબકરામ આચાર્ય
૦-૪-૦ શ્રી વિદ્યાર્થી શ્રી. ભાલચંદભાઈ
૦-૪-૦ ,, દયાશંકર રેવાશંકર જોશી
૦-૪-૦ ,, રતિલાલભાઈ
૦-૪-૦ ,, વિનોદરાય રવિશંકર ત્રિવેદી
૦-૮-૦ ,, મણિલાલભાઈ પંડ્યા
૦-૪-૦ ,, દયાશંકરભાઈ ત્રિવેદી
૧-૦-૦ ગં. સ્વ. રેવાબેન ભાઈલાલ જાની
૦-૮-૦ ,, ચંપાબેન ભાઈલાલ જાની
૦-૮-૦ ,, સરસ્વતીબેન પુરૂષોતમ ભટ્ટ
૦-૪-૦ બેન દક્ષાબેન વાસુદેવ ભટ્ટ

## સં. ૨૦૦૫ કાર્તિક વદિ ૬ થી સં. ૨૦૦૫ શ્રાવણ સુદિ ૧૫ સુધીનું

# શ્રી નાથઘાટ-શ્રીનાથગંગાના હિસાબનું સરવૈયું

(અનુસંધાન પાનું ૧૦૭ માર્ગશીર્ષ અંક ૭ (આનંદાશ્રમ માસિક))

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૩૫-૯-૯ | ગયા વખતની પુરાંત બાકી | ૬૯૧-૧-૦ | વાવનું ખોદાણકામ |
| ૨૫૬૯-૧૨-૦ | કુલ રકમ જમા આવી તે | ૨૭૪-૦-૦ | ચણતર કામ |
| | | ૬૫૨-૧૧-૦ | પથ્થરનું ખર્ચ ગાડાનું ખેંચાણ સાથે |
| ૨૬૦૫-૫-૯ | સરવાળો | ૧૬૧-૬-૬ | દારૂથી સુરંગ ફોડી વાવના પથ્થર તોડાવતાં ખર્ચ |
| ૨૨૮-૧-૩ | શેઠ લીલાચંદ પાસે છે તે | ૪૮-૧૩-૦ | મુસાફરી ખર્ચ બે જણાનું |
| ૨૦૫-૦-૦ | પોસ્ટલ સેવીંગ બેંકમાં છે | ૬-૭-૦ | પોસ્ટેજ ખર્ચ |
| ૪૩૩-૧-૩ | કુલ રકમ | ૧૧૨-૫-૦ | સીમેન્ટ |
| | | ૧૪૯-૧૨-૦ | ચુનો |
| | | ૭૫-૧૩-૦ | પરચુરણ ખર્ચ તગારા, સુંડલા, છીણા વેચાતા લીધા ત્રીકમ, છીણાને પાના કઢાવવા વગેરે |
| | | ૨૧૭૨-૪-૬ | |
| | | +૪૩૩-૧-૩ | પુરાંત બાકી |
| | | ૨૬૦૫-૫-૯ | |

સહી દ. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
સેક્રેટરી શ્રીનાથઘાટ-નાથગંગા સ્મારક સમિતિ

(૧) પૂ. શ્રી [illegible]પ્રકાશજીએ આ સ્થળ ઉપર વારંવાર આવી, બધુ કામ સંગીનપણે જાત દેખરેખથી સંપૂર્ણ કરાવી આપ્યું, તે બદલ તેમને સહસ્ત્રવાર ધન્યવાદ ઘટે છે

(૨) શ્રી દયારામભાઈએ પ્રવાસમાં મારી સાથે ચાલી, મુંબઈમાં પોતાના ઘરે ઉતારો આપી, આ કાર્યમાં સંપૂર્ણ સાથ આપ્યો તે માટે હું તેમનો ઋણી છુ

(૩) શ્રીમાન શેઠ દામોદરદાસભાઈએ મુંબઈમાં અમારા કાર્યને દરેક રીતે સારૂ પ્રોત્સાહન આપ્યું, તે માટે તેને ધન્યવાદ.

(૪) શ્રી અંબાશંકર નારણજી જોશીએ શીલીંગ સંભાળવામાં સારી મદદ આપી છે.

તા. ૨૬-૮-૪૯

સં. ૨૦૦૫ ભાદ્રપદ સુદિ ૩

(૧) સહી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
સેક્રેટરી શ્રીનાથઘાટ-નાથગંગા સ્મારક સમિતિ

(૨) જીવણરામ મદનજી ભટ્ટ
પ્રેસીડેન્ટ શ્રીનાથઘાટ-નાથગંગા સ્મારકસમિતિ



Reg. No. B. 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ સપ્ટેમ્બર



શ્રીઆનંદાશ્રમ, મહાગામ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર)
તરફથી
માસિક પત્ર
(Saurashtra-India)
P. O. Bilkha - આનંદાશ્રમ

## શ્રીસદ્ગુરુમહાપૂજન-સમાચાર

૧ આશ્વિન વદિ ૧૧ મંગળવાર તા. ૧૮ ઓક્ટોબર ૧૯૪૯ (પૂજ્યપાદશ્રીના સ્વરૂપાવસ્થાન નિમિત્તે). સમય સવારના સ્ટા. ટા. ૧૦ થી ૧૧॥.

૨ કાર્તિક સુદિ ૧ શનિવાર તા. ૨૨ ઓક્ટોબર ૧૯૪૯ (બેસતું વર્ષ નિમિત્તે) સવારના સ્ટા. ટા. ૧૦ થી ૧૧॥.

સ્થળઃ—માધવભુવન, કાંદાવાડી, મુંબઈ ૪.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

---

| | |
|---|---|
| ૧-૦-૦ | શ્રી. યશોમતી કુલશંકર વ્યાસ. |
| ૧-૦-૦ | ,, ડાહીબેન વ્યાસ |
| ૦-૮-૦ | શ્રી. દીપકસુરેંદ્રપ્રસાદ |
| ૧-૦-૦ | બેન મુદ્રિકાબેન સુરેંદ્રપ્રસાદ |
| ૧-૦-૦ | ,, નિલમબેન બેચરલાલ ભટ્ટ |
| ૦-૮-૦ | ,, મધુમતિ ચુનિલાલ પાઠક |
| ૦-૪-૦ | બેન દયાગૌરી ભટ્ટ |
| ૧-૦-૦ | શ્રી. નિરંજનકુમાર જેષ્ઠારામ ભટ્ટ |
| ૦-૮-૦ | બેન દેવયાનીબેન જ્યેષ્ઠારામ |
| ૦-૮-૦ | ,, અરુણબેન જ્યેષ્ઠારામ |
| ૧-૦-૦ | ,, વિજયાબેન વસંતલાલ |
| ૧-૦-૦ | શ્રી. રવિશંકર ભોળાનાથ જાની |
| ૨-૦-૦ | બેન નર્મદાબેન ચત્રભુજ આચાર્ય |
| ૧-૦-૦ | શ્રી. છબીબેન મોતીરામ |
| ૧-૦-૦ | ,, હરજીવન ધનજી દીક્ષીત |
| ૧-૦-૦ | ,, લક્ષ્મીશંકર ભીખારામ રાવલ |
| ૧-૪-૦ | બેન અજવાળીબેન મગનલાલ |
| ૧-૪-૦ | ,, સુરજબેન દુર્લભજી |
| ૦-૬-૦ | ,, તેમનું કુટુંબ |
| ૧-૪-૦ | ,, શરદબેન હરપ્રસાદ |
| ૦-૦-૬ | ,, તેમની પુત્રી |
| ૦-૪-૦ | શ્રી. અશ્વિનકુમાર જયશંકર ભટ્ટ |
| ૦-૪-૦ | ,, પરચુરણ |
| ૧-૦-૦ | શ્રી: નર્મદાશંકરભાઈ ભટ્ટ |
| ૧-૦-૦ | એક ભક્તજન |
| ૧-૦-૦ | એક ભક્તજન |

વર્ષ ૧૮ મું
ભાદ્રપદ-આશ્વિન
ઓક્ટોબર ૧૯૪૯
અંક ૪
સંવત્ ૨૦૦૫

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



# आनंदाश्रम



## ॥ श्रीनाथजयंती अंक ॥



શ્રીઆનંદાશ્રમ બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनन्दाश्रम उज्वलः ॥

ભાવાર્થ —નાથભગવાનના નિવાસધામભૂત ઉજ્જ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે

# અનુક્રમણિકા



## લવાજમસંબંધી જરૂરી નોંધ

માસિકના ૧૮મા વર્ષનો આ ચોથો અંક પ્રસિદ્ધ થાય છે. માટે જે બંધુબહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેલાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છાં ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા (સૌરાષ્ટ્ર)

નોંધઃ—આ માસમાં આનંદાશ્રમના ઔષધાલયનો લાભ ૭૦ બંધુ-બહેનોએ લાભ લીધો હતો, અને પુસ્તકાલયનો ૬ બંધુ-બહેનોએ લાભ લીધો છે.

જરૂરી

સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.

તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-આંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાનઃ શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો ઍન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૫ ભાદ્રપદ-આશ્વિન [ અંક ૪ થો

## પૂજ્યપાદ સદ્ગુરુદેવની સ્તુતિ

[ લેખકઃ—પૂ. બ્ર. આત્મપ્રકાશજી ]

રાગ ભૈરવ

મૈં હું હજારો જાનપૈં તો રે નામપૈં ફેના,
તોરે નામપૈં ફેના, મૈં હું......... ટેક. ૧
ઓ દયાળ! ઓ કૃપાલ! મહેર કીન પારાવાર;
અર્પું શીર લક્ષ બાર, તદપિ ઋણછીના. મૈં હું૦ ૨
ભવાબ્ધિ, મૈં બહા જાત, નાથ! તુમ ગ્રહ્યો હાથ;
રહેમકર ચરણ રાખ, અભય તો દીના. મૈં હું૦ ૩
"બડે જાકી ગ્રહત બાંય, ફીર વાકું તજત નાંહિ,"
શ્રી સુખનસે યું સૂનાઈ, નિડર તો કીના. મૈં હું૦ ૪
ફૈર ફૈર પડી પાય, ચરણ કમળ શીર [1]નાય;
નાગ તોર ગુન ગાય, અપના તો બના. મૈં હું૦ ૫

૧ નાય = નમાવી.

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન ]

બિન એકાંત ન આનંદ કબહુ, મિલે અખિલો પૃથ્વી સબહુ.

અહીં નાનાવિધ પ્રવૃત્તિથી બાહ્યવૃત્તિ વધારે રહે, ને એકાંતમાં સ્વસ્થપણે બેસી કરવાનું અગત્યનું સાધન થઇ શકે નહિ, માટે અહીં આવવાનો વિચાર નાહે રાખતા ત્યાં રહી આજસુધી જેટલો જેટલો ઉપદેશ સાંભળ્યો છે તે સર્વે ઉપદેશનું આદરપૂર્વક મનન કરી તેને દૃઢતાપૂર્વક આચારમાં મૂકી હૃદયની શુદ્ધિમાં, સ્થિરતામાં ને સૂક્ષ્મતામાં ઘણામાં ઘણો વધારો કરવા પ્રયત્ન કરવો.

આમ કરવામાં તમને આરંભમાં શ્રમ ને કંટાળો જણાશે, પણ શ્રદ્ધા ને ઉમંગના વધારાથી શ્રમનું ને કંટાળાનું ભાન દૂર થઈ જશે.

મનની બહિર્મુખતા દૂર કરી તેની અંતર્મુખતા કર્યાવિના મુમુક્ષુને પરમતત્ત્વનું ભાન ને આનંદનો અનુભવ થઈ શકતો નથી.

મનની સ્થૂલતાને ક્રમથી દૂર કરી તેને સૂક્ષ્મતમ કરવું જોઇએ.

પરમાત્મા સ્થૂલરૂપ નથી, પણ સ્થૂલ, સૂક્ષ્મ ને કારણશરીરથી પર અતિ સૂક્ષ્મ ને વ્યાપક સ્વરૂપ છે.

મનને અતિસૂક્ષ્મ કર્યાવિના તેમનો સાક્ષાત્કાર થઇ શકતો નથી.

પરમાત્માના સ્થૂલસ્વરૂપનું દર્શન ઘણો સમય કર્યું; હવે તેમના સૂક્ષ્મતમ-સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ઘણામાં ઘણા ઉમંગથી ઘણામાં ઘણો પ્રયત્ન કરવો.

જીવને મનુષ્યશરીરની પ્રાપ્તિ તેના પૂર્વજન્મોનાં શુભકર્મોથી થાય છે, એ શાસ્ત્રસિદ્ધાંતને સર્વદા સ્મરણમાં રાખી તમને તમારા પૂર્વજન્મોનાં શુભકર્મોથી આ મનુષ્યદેહની પ્રાપ્તિ થઈ છે એ વાતમાં લગારે સંદેહ રાખશો નહિ ને પ્રાપ્ત થયેલા આ મનુષ્યદેહથી તમારા જીવાત્માનું જેટલું વધારેમાં વધારે હિત તમારાથી સાધી શકાય તેટલું વધારેમાં વધારે હિત સાધવામાં લગારે આળસ, પ્રમાદ, દીર્ઘસૂત્રતા ને ભ્રાંતિ નજ રાખશો.

ઉપનિષદોનો ને ઉપનિષદોના સારભૂત શ્રીમદ્ભગવદ્ગીતાનો ઉપદેશ સર્વથા સર્વદા સત્યરૂપ માની તે ઉપદેશને અનુસરવા તમે સર્વે ઘણામાં ઘણો સદાગ્રહ રાખી પ્રયત્ન કરશો.

અશ્રદ્ધાને તથા અનુત્સાહને તમે તમારા મનમાં લગારે અવકાશ નજ આપશો.

શ્રીઉપનિષદો તથા શ્રીમદ્ભગવદ્ગીતા આત્માથી અભિન્ન બ્રહ્મના રૂઢ જ્ઞાનથી મનુષ્ય આદિને મોક્ષલાભ એટલે ત્રણ પ્રકારનાં દુઃખોની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ તથા પરમાનંદની નિત્યપ્રાપ્તિ થાય છે એમ કહે છે.

એ મોક્ષની પ્રાપ્તિ કરવી એજ મનુષ્યજન્મનો મોટામાં મોટો ઉદ્દેશ શાસ્ત્રીય દૃષ્ટિએ મનાય છે.

મોક્ષ એજ પરમ પુરુષાર્થ કહેવાય છે.

મુમુક્ષુને એ પરમ પુરુષાર્થની સિદ્ધિ પોતાના ચિત્તની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા પ્રાપ્ત કરવાથી થાય છે.

(ચાલુ)

———[ * ]———

# સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાનની ૯૨મી જન્મજયંતીના પર્વ પ્રસંગનાં પ્રશ્રયવચનો

[ લેખકઃ–શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

જય શ્રીમન્નાથ મહેશ્વર !

સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનના મંગળમય સ્વરૂપાભિધાનવાળા જે મનુષ્ય શરીરમાં અશરીર અને તેથી અપ્રત્યક્ષ એવા આપભગવાને અમને પ્રત્યક્ષ દર્શન દેવાની કૃપા કરી હતી તે મનુષ્યશરીરનાં જન્મની જયંતીનું હે અજન્મન્ ! આજ બાણુમું સુમંગલ પર્વ છે.

જે એ મનુષ્યશરીરવડે અમને પ્રત્યક્ષ દર્શન દેવાની આપ ભગવાને કૃપા કરી હતી તે એ મનુષ્યશરીર બ્રાહ્મણવર્ણનું હોવાથી બ્રાહ્મણવર્ણને માટેના વેદઉપનિષદ્ આદિ શાસ્ત્રોના ઉપદેશને અનુરૂપ તત્ત્વસ્વરૂપભૂત બ્રહ્મનું જ્ઞાન આપ ભગવાને અતિ ઉત્કૃષ્ટરૂપના છતાં સહજ પ્રયત્નવડે અલ્પ સમયમાં સંપાદન કર્યું હતું.

એ જ્ઞાનના સંપાદનમાં જ જીવજાતની કૃતાર્થતા રહેલી હોવાથી મનુષ્યને એ જ્ઞાન અનાયાસ વા અલ્પઆયાસથી સાંપડે તો સારું એવા કરુણામય આશયથી એ જ્ઞાનનો અનુભવગર્ભ ઉપદેશ આપ ભગવાને પ્રસિદ્ધ જનતામાં લગભગ અરધા શતક જેટલા દીર્ઘ-સમયપર્યંત વહેતો રાખ્યો હતો.

બ્રાહ્મણવર્ણમાટેનાં વેદઉપનિષદ્ આદિ શાસ્ત્રોએ અવશ્ય કરવાનાં કહેલાં નિત્ય તથા નૈમિત્તિકકર્મોનું અનુષ્ઠાન આપ ભગવાને સ્વધર્મ જાણીને આજીવન ચાલુ રાખ્યું હતું.

જુદા જુદા વર્ણો માટેના વેદઉપનિષદ્ આદિ શાસ્ત્રોએ અવશ્ય કરવાનાં કહેલાં કર્મો સ્વધર્મ સમજીને કરતા રહેવામાં તે તે વર્ણના મનુષ્યનું કલ્યાણ રહેલું છે માટે સર્વે વર્ણવાળાઓ પોતપોતાના વર્ણના કર્મો સ્વધર્મ સમજીને કરતા રહે તો સારુ એવા કરુણામય આશયથી જુદા જુદા વર્ણની તથા વર્ણવિભાગવિનાની સમગ્ર જનતાને તેના તેના સ્વધર્મ સમજીને અવશ્ય કરવાના નિત્ય તથા નૈમિત્તિકકર્મોના સવિધિ ઉપદેશની ધારા પણ આપ ભગવાને લગભગ અરધા શતક જેટલા દીર્ઘસમયસુધી અવિચ્છિન્ન વહેતી રાખી હતી.

જીવને કૃતાર્થતા કરનારુ બ્રહ્મનું જ્ઞાન તથા મનુષ્યનું કલ્યાણ કરનારુ સ્વધર્મરૂપ કર્મનું જ્ઞાન મનુષ્યને યથાવત્ છતાં અલ્પ આયાસથી થાય તો સારું એવા કરુણામય આશયથી બ્રહ્મના જ્ઞાનની વિવિધ સુયુક્તિઓને દર્શાવનારા તથા વિવિધ કર્મો કરવાની વિધિને દર્શાવનારા વિવિધ ગ્રંથોની રચના કરીકરાવી આપ ભગવાને જનતામાં વિવિધ ગ્રંથો વહેતા મૂક્યા છે.

લૌકિક વ્યવહારમાં પણ ઉત્તમોત્તમ કોટિની સજ્જનતાને શીખવનારા ઉપદેશની ધારા સતત વહેતી રાખવા ઉપરાંત તેવા ઉપદેશને દર્શાવનારા પણ અનેક ગ્રંથોની રચના કરી-કરાવી આપ ભગવાને એ ગ્રંથો પ્રસિદ્ધ જનતામાં વહેતા મૂક્યા છે

સદ્‌ગુરુ પરમાત્મા શ્રીમન્નાથ ભગવાનના મંગળમય સ્વરૂપાભિધાનવાળા એ નરરત્નમાં તત્ત્વસ્વરૂપભૂત બ્રહ્મની કલા પ્રસિદ્ધપણે અને સતત પ્રકટ રહેતી હોવાથી આપ ભગવાન્ પ્રતિ સજ્જન સંસ્કારી જનતાને સહજ આકર્ષણ રહે એ સ્વાભાવિક છે.

આથી જે સંસ્કારી સજ્જનોએ આપ ભગવાન્‌પ્રતિ આકર્ષાઇને આપ ભગવાનનું શરણુ સ્વીકાર્યું છે તેમનું આપ ભગવાન્ સતત વિશેષરૂપથી કલ્યાણુ સાધતા રહ્યા છો એ પણુ આપ ભગવાન્‌ના વત્સલ સ્વભાવને અનુરૂપ છે.

વિવિધ લૌકિક સુખની કામનાવડે પીડાયેલાં સંસ્કારી સજ્જનો પણુ પોતપોતાની કામનાની સિદ્ધિમાટે આપ ભગવાનનું શરણુ સાધતા રહ્યા છે એ પણુ સદ્‌ગુરુપરમાત્મા શ્રીમન્નાથભગવાન્‌ના મંગલમય સ્વરૂપાભિધાનવાળા એ નરતનુમાં સતત પ્રકટ અનુભવાતી આપ ભગવાન્‌ના પરમેશ્વરસ્વરૂપની કળાને અનુરૂપ જ છે.

જીવભાવતી મુગ્ધતાવાળું આપ ભગવાનનું આરંભનું જીવરૂપ, જીવે પ્રયત્નવડે જીવભાવથી છૂટી પાછા શિવ થવાના વેદઉપનિષદ્‌ આદિ શાસ્ત્રોના ઉપદેશમાં દૃષ્ટાંતભૂત થવાના આપ ભગવાન્‌ના કરુણામય આશયને અનુરૂપજ હતું.

આપ ભગવાન્‌ના એ મંગલમય નરશરીરમાં આપ ભગવાન્‌ના અશરીર સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરવાનું સુભાગ્ય અમને સાંપડેલું હોવાથી અમને પણુ અમારી સશરીર સ્થિતિમાં અશરીર રહેવાની અમોઘ કલા અનાયાસ સાંપડેલી છે એ આપ ભગવાન્‌ના પ્રત્યક્ષદર્શનનો મહિમા છે.

આપ ભગવાન્‌ના એ મંગલમય છતાં અકિંચન બ્રાહ્મણુશરીરમાં આપ ભગવાન્‌ના પરમેશ્વરસ્વરૂપનું પણુ પ્રત્યક્ષદર્શન કરવાનું સુભાગ્ય અમને સાંપડેલું હોવાથી અમારા અનીશ્વર જીવરૂપમાં પણુ ક્વચિત્ અમારા ઈશ્વરરૂપની ઈશ્વરતા ચમકાવવાની પણુ અમોઘ કલા અમને હસ્તગત થઈ છે એ પણુ આપ ભગવાન્‌ના પ્રત્યક્ષદર્શનનોજ સ્વાભાવિક મહિમા છે.

સદા અક્રિય એવા આપ ભગવાન્‌ને આપ ભગવાન્‌ના એ મંગલમય શરીરવડે લૌકિક વૈદિક અનેક સક્રિયાઓ કરતા પ્રત્યક્ષ દેખીને અમે પણુ અમને પ્રાપ્ત લૌકિક વૈદિક અનેક ક્રિયાઓ કરતા છતાં પણુ સદા અક્રિય રહેવાની કળાને પામ્યા છીએ એ આપ ભગવાન્‌ના પ્રકટપરિચયનો મહિમા છે.

આપ ભગવાન્‌ના પરમાત્મસ્વરૂપે આપ ભગવાન્ દેવો આદિને પણુ વંદ્ય છતાં બ્રાહ્મણુશરીરવડે દેવો આદિપ્રતિ આચરવાનાં વેદઉપનિષદ્‌ આદિ શાસ્ત્રોએ નિત્ય તથા નૈમિત્તિકકર્મો આપ ભગવાન્‌ને ઘણી પ્રીતિથી અને શાસ્ત્રે કહેલા વિધિપ્રમાણે આચરતા પ્રત્યક્ષ દેખીને દેવો આદિપ્રતિ અમારે આચરવાનાં શાસ્ત્રે કહેલા નિત્ય તથા નૈમિત્તિકકર્મો શાસ્ત્રે કહેલા વિધિપ્રમાણે પ્રીતિથી આચરતા રહેવાનો અમે પણુ આગ્રહ રાખી રહ્યા છીએ એ આપ ભગવાન્‌ના આચાર્યપદનો પ્રકટ મહિમા છે.

શરીરભાવથી સહજ ઉપરામ પામીને અશરીરસ્વરૂપમાં સહજ સ્થિતિ કરી રહેતા આપ ભગવાનને પ્રત્યક્ષ દેખીને અમે પણુ અમારા શરીરભાવથી ઉપરામ પામીને અશરીરરૂપમાં સ્થિતિ કરી રહેવાના ચિત્તની વૃત્તિના નિરોધરૂપ યોગની કળાને સહજ પામ્યા એ એ આપ ભગવાન્‌નો શરણાગતપ્રતિનો અનુગ્રહકટાક્ષ છે.

કામનાવડે કરાતાં કર્મોના પુણ્ય તથા પાપના પ્રકારોને આપ ભગવાને ઝીણી છણુવટથી છણીને સમજાવેલા હોવાથી તથા પુણ્ય અને પાપનાં અવશ્ય થનારાં સુખ તથા દુઃખરૂપ ફળોનાં સ્વરૂપ પણુ સ્પષ્ટતાથી સમજાવેલાં હોવાથી અમે પાપના પ્રસંગોથી બનતે પ્રયત્ને સાવધ રહી પુણ્યના પ્રસંગોને સાધતાં રહીએ છીએ,

એમ છતાં અજાણુતાં કે પરવશ બનીને જોતાંજાણુતાં જે કાંઈ નાનાંમોટાં પાપ-

કર્મો અમે કરીએ છીએ કે અમારાથી થઈ જાય છે તે અમારાં સર્વે પાપોને બાળીને ભસ્મસાત્ કરનારો આપ ભગવાનના સાક્ષાત્ દર્શનરૂપ જાજ્વલ્યમાન્ અગ્નિ અમારાં ચિત્ત અને ચક્ષુમાંએ મહોદિત ઝળહળ્યા કરે છે એ વિશ્વાસે અમે અમારા એ પાપકર્મોથી પણ દબાઈ રહેતાં નથી પણ સદા નિર્લેપ રહીએ છીએ.

આપ ભગવાનના સાક્ષાત સત્સંગવડે, હે સંત શિરોમણિ! સજ્જનતાનાં તથા દુર્જનતાના લક્ષણો ઝીણા સ્વરૂપને સમજેલાં અમે અમારા બનને પ્રયત્ને દુર્જનતાના ઓગાને દૂરથી પારખી તેનાથી દૂર રહેવાની સાવધાનતા રાખીએ છીએ અને સજ્જનતાના પમરાટથી પ્રસન્ન રહેતા અમે સજ્જનતાનેજ વરી રહેલા રહીએ છીએ.

એ રીતે આપ ભગવાનના પ્રકટ સત્સમાગમવડે અમે ઉપરથી ભવારણ્યમાં વિચરતા રહેતા છતાં વાસ્તવિક સ્થિતિમાં સ્વરૂપોદ્યાનમા વિહાર કરતા રહેવા સમર્થ થયાં છીએ એ હે ભવભંજક! આપ ભગવાનનાં ભવાંબોધિતારક ચરણકમલ આ લોકમાં સંચર્યા તેનો અમોઘ મહિમા અમે સાક્ષાત અનુભવીએ છીએ. જય જય!

——[ * ]——

## યોગસૂત્રો

[ લેખક.-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસધાન ગત અંક બીજાના પૃષ્ઠ ૨૩ થી )

### अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥ १२ ॥

ગુર્જરી.—અભ્યાસ અને વૈરાગ્યવડે તેમનો ( ચિત્તની વૃત્તિઓનો ) નિરોધ થાય છે

પદબોધિની.—अभ्यासवैराग्याभ्यां वक्ष्यमाणलक्षणाभ्यामेव तासां वृत्तीनां निरोधः अनुत्पन्नं सेत्स्यतीति वाक्यशेषः। અભ્યાસ અને વૈરાગ્ય જેમનાં લક્ષણ હવે કહેવાશે તેમના વડેજ તે વૃત્તિઓનો નિરોધ સિદ્ધ થાય છે. નિરોધ એટલે તેમનું પાછુ ઊઠવું ન થાય તે. અભ્યાસ અને વૈરાગ્યવડે નિરોધ પામેલી વૃત્તિઓનું પાછું ઊઠવું બંધ પડે છે એમ કહેવાનો ભાવ છે.

ભાષ્યઃ—अथ आसां निरोधे क उपाय इति अभ्यासवैराग्याभ्यां तन्निरोधः। હવે આ વૃત્તિઓના નિરોધમાં શું ઉપાય છે એ જાણવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે તેથી તે જણાવવા કહે છે કે અભ્યાસ અને વૈરાગ્યવડે તેમનો નિરોધ થાય છે.

चित्तनदी नामोभयतोवाहिनी या वहति कल्याणाय वहति पापाय च। ચિત્તરૂપ નદી નક્કી બંને બાજુ વહેનારી છે. એક વહન કલ્યાણભણી જાય છે અને બીજું વહન પાપભણી જાય છે.

या तु कल्याणप्राग्भारा विवेकविषयनिम्ना सा कल्याणवहा। જે તે કલ્યાણભણી જનારી વિવેકના ઢાળવાળી છે તે કલ્યાણના વહનવાળી કહેવાય છે

संसारप्राग्भारा अविवेकविषयनिम्ना पापवहा। જે તે સંસારભણી જનારી ને અવિવેકના ઢાળવાળી છે તે પાપના વહનવાળી કહેવાય છે.

तत्र वैराग्येण विषयस्रोतः खिलीक्रियते। ત્યાં પ્રથમ વૈરાગ્યવડે સંસારના વિષયોભણીનું વહન રુંધવામાં આવે છે.

**विवेकदर्शनाभ्यासेन विवेकस्रोत उद्घाट्यते।** અને પછી વિવેકદષ્ટિના અભ્યાસવડે વિવેકના ઢાળવાળું વહન વહેતું મૂકાય છે.

**इत्युभयाधीनश्चित्तवृत्तिनिरोधः ॥ १२ ॥** એમ ચિત્તની વૃત્તિઓનો નિરોધ (અભ્યાસ અને વૈરાગ્ય એ) બંનેને અધીન છે.

**અનુવાદઃ**—હવે આ સૂત્રમાં પાંચ પ્રકારના ભેદવાળી કહેલી ચિત્તની વૃત્તિઓના નિરોધનો ઉપાય કહેવામાં આવ્યો છે.

અભ્યાસને અને વૈરાગ્યને ચિત્તની વૃત્તિઓના નિરોધનો ઉપાય કહ્યો છે.

એટલે ચિત્તની વૃત્તિઓના નિરોધના ઉપાયમાં અભ્યાસ અને વૈરાગ્ય એ બે અંગો કહ્યાં છે.

એ બંને અંગોનાં (સ્વરૂપ) સૂત્રકાર ભગવાન્ પોતે આગળ કહે છે.

**तत्र स्थितौ यत्नोऽभ्यासः ॥ १३ ॥**

**ગુર્જરીઃ**—ત્યાં (સ્વરૂપમાં) સ્થિતિ કરવાના યત્નને અભ્યાસ કહેવામાં આવે છે.

**પદબોધિનીઃ**—**रजस्तमोवृत्तिशून्यस्य चित्तस्य एकाग्रतापरिणामः स्वरूपनिष्ठपरिणामो वा स्थितिः।** રજોગુણ તથા તમોગુણની વૃત્તિઓથી રહિત થયેલા ચિત્તની પરિણામે જે એકાગ્રતા થાય છે અથવા જે સ્વરૂપનિષ્ઠા થાય છે તેને સ્થિતિ કહેવામાં આવે છે.

**तस्यां यत्नोऽत्यन्तोत्साहः पुनः पुनस्तथात्वेन चेतसि निवेशनं वा अभ्यास इति शब्द्यते ॥ १३ ॥** તે સ્થિતિને વિષે જે યત્ન, જે અત્યંત ઉત્સાહ, અથવા એકાગ્રતાનું વા સ્વરૂપનિષ્ઠાનું ચિત્તમાં વારંવાર સ્થાપન કરવું તેને અભ્યાસ કહ્યો છે.

**ભાષ્યઃ**—**चित्तस्यावृत्तिकस्य प्रशांतवाहिता स्थितिः।** અવૃત્તિક (વૃત્તિ વિનાના) ચિત્તની પ્રશાંતવાહિતા (જેમાંથી વાહિતા એટલે વહનશીળતા વા દ્રવશીળતા પ્રશાંત એટલે શમી ગયેલી હોય છે એવી) સ્થિતિ થાય છે.

**तदर्थः प्रयत्नो वीर्यस्तत्संपिपादयिषया तत्साधनानुष्ठानमभ्यासः ॥ १३ ॥** એ પ્રશાંતવાહિતા સ્થિતિને માટેનો પ્રયત્ન, ઉત્સાહ, એ સ્થિતિ સંપાદન કરવાની ઇચ્છાથી એ સ્થિતિ સંપાદન કરાવનારાં સાધનોનું અનુષ્ઠાન અભ્યાસ કહેવાય છે.

**અનુવાદઃ**—ચિત્તની વૃત્તિઓના નિરોધમાં ઉપાયભૂત અભ્યાસ તથા વૈરાગ્ય એ બેમાંના અભ્યાસનું સ્વરૂપ પ્રથમ આ સૂત્રમાં કહેલું છે.

કરવું ઠરેલું એકનું એક કાર્ય વારંવાર કરવામાં આવે તેને અભ્યાસ કહેવામાં આવે છે.

એકનું એક કાર્ય વારે વારે કર્યા કરવામાં સાધારણ રીતે કંટાળો વા અણગમો ઉપજે તેની સામે ઉત્સાહ તથા રસ ઉપજાવીને એકનું એક કાર્ય વારેવારે કર્યા કરવાનો જે યત્ન (ઉદ્યમ) કરવો પડે તેને પણ અભ્યાસ કહેવામાં આવે છે.

ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય એ માટે જે કાર્ય કરવું થાય તે કાર્ય વારેવારે કર્યા કરવાના યત્નને આ સૂત્રમાં અભ્યાસ કહ્યો છે.

ચિત્તની વૃત્તિઓના નિરોધમાટે જે કાર્ય કરવું જોઇએ તે કાર્ય પુરુષની તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાનું છે એમ પણ આજ સૂત્રમાં કહ્યું છે.

પુરુષને તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ તો સ્વાભાવિક હોય તે કરવી પડે એવું હોયજ નહિ.

પણ ચિત્તની અત્યંત સમીપતા તથા યોગ્યતાને કારણે પુરુષને ઉપજતા અવિવેકને વશવર્તી પુરુષને ચિત્તમાં પોતાના સ્વરૂપની સંભવના થાય છે તથા તેથી ચિત્ત તથા તેની વૃત્તિઓ સાથે સરૂપતા કરીને પુરુષ ચિત્તે કલ્પેલાં મિથ્યા સુખદુઃખને પોતાનાં કરી

મિથ્યા સંતાપને પામે છે તથા તેથી કરીને પછી પોતાના સ્વરૂપમાં સ્થિત રહેવાથી અનુભવાતી સ્વાભાવિક સ્વસ્થતા (જંપ) તે ખોઈ બેસે છે

હવે જો પુરુષ પોતાના ચૈતન્ય સ્વરૂપનો પૂરો વિવેક કરી તેમાં જ સ્થિતિ કરે તો ચિત્તની વૃત્તિઓના નિરોધમાટે કરવાનું સર્વોત્તમ કાર્ય તો એ જ છે.

કારણ કે ચિત્તની વૃત્તિઓના નિરોધ સમયે પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત થાય છે એમ ત્રીજા સૂત્રમાં કહ્યું છે તે પરથી પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિત હોય ત્યારે ચિત્તની વૃત્તિઓનો નિરોધ હોય છે એમ જાણી શકાય છે.

એટલે જો પુરુષ તેના પોતાના સ્વરૂપમાં જ પોતાની સ્થિતિ કરી રહે તો ચિત્ત સ્વાભાવિક રીતેજ અવૃત્તિક (વૃત્તિ વિનાનું) રહે ને તેથી તેની વૃત્તિઓનો નિરોધ પણ સ્વાભાવિક રીતે જ સાંપડેલો થાય.

એમ હોવાથી આ સૂત્રમાં ચિત્તની વૃત્તિઓના નિરોધ માટે કરવાનું સર્વોત્તમ કાર્ય તો પુરુષે તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાનું કહ્યું છે.

ચિત્તના રૂપને પામેલું પુરુષનું સ્વરૂપ ચિત્તથી જુદું પડે તો પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરી શકે અને ચિત્તના રૂપથી પુરુષના સ્વરૂપને જુદું પાડવાનો ઉપાય ચિત્તની વૃત્તિઓનો નિરોધ કહ્યો છે તેથી પ્રથમ ચિત્તની વૃત્તિઓનો નિરોધ સાધ્યા વિના પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરી શકે એમ નથી એવી શંકા કરવાને કારણ નથી.

પુરુષનું સ્વરૂપ ચિત્તના રૂપને પામેલું નથી પણ ચિત્તના સમાન રૂપને પામેલું છે એમ ૪ થા સૂત્રમાં કહ્યું છે પુરુષ ચિત્તની સરૂપતાને પામેલો છે એમ કહ્યું છે એટલે ચિત્તના રૂપ જેવું પુરુષ પોતાનું સ્વરૂપ માનતો થયો છે પુરુષનું સ્વરૂપ ખરેખર ચિત્તના રૂપને પામ્યું નથી પુરુષનું સ્વરૂપ ચૈતન્ય છે અને ચિત્ત જડ છે તે બેનો ખરેખરો સંયોગ પણ થવો ઘટે નહિ તો એ બેની એકતા તો કેમજ થાય? કેવળ અવિવેકથી પોતે ચિત્તના આકારને પામેલો પોતાને જાણે છે તેથી પુરુષ ચિત્તને અનુસરે છે એમ चित्तेरप्रतिसंक्रमायां ॥ એ ચોથા પાદના ૨૨મા સૂત્રમાં પ્રતિપાદન કર્યું છે.

અવિવેકથી ચિત્તના સમાનરૂપને પામેલો પુરુષ જેટલી સહેલાઈથી ચિત્તના સમાનરૂપને પામેલો થાય છે તેટલીજ સહેલાઈથી વિવેકવડે પુરુષ ધારે તો પાછો પોતાના ચૈતન્ય-સ્વરૂપમાં સ્થિત થઈ શકે છે.

અને પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત રહે તો ચિત્ત જડ હોવાથી તેની મેળે પરિણામ પામી વૃત્તિના ભાવને પામી શકે નહિ

એમ થતાં ચિત્ત અવૃત્તિક થાય અને ચિત્ત અવૃત્તિક થતાં તેની વૃત્તિઓનો નિરોધ થઇ ગયેલો થાય અને ચિત્તની વૃત્તિઓનો નિરોધ રહે એટલે જો ચિત્ત અવૃત્તિક અવસ્થાને પામેલું રહે તો પુરુષની તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ ટકી રહેવા પામે.

પણ ચિત્તની સાથે પુરુષની તન્મયતા જેટલી દૃઢ એટલું પુરુષને તેના પોતાના સ્વરૂપમાં સ્થિત થવાનું અઘરું થાય, અને કદી સ્થિત થવાય તો તે સ્થિતિ અધિક સમય ટકી રહેવાનું મુશ્કેલ બને.

એમ હોવાથી વિવેકવડે પુરુષ કદી એકવાર પોતાના સ્વરૂપમા સ્થિતિ કરે તો પણ ચિત્ત સાથેની તન્મયતાની દૃઢતાના પ્રમાણમાં વહેલું મોડું પણ તેમાંથી પાછું ઉત્થાન થવાનો એટલે ચિત્તના આકારે થવાનો સંભવ થાય.

તેથી જો સ્વરૂપમાંથી ઉત્થાન પામી પુરુષ ચિત્તના આકારને ધારણ કરે તો પુરુષે પાછું જાગ્રત્ થઈને પોતાના સ્વરૂપમાં પાછી સ્થિતિ કરવી જોઇએ.

એમ વારંવાર પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાના પુરુષના યત્નને આ સૂત્રમાં અભ્યાસ કહ્યો છે.

આ અભ્યાસના બળથી જ્યારે પુરુષની તેના સ્વરૂપમાં અખંડ સ્થિતિ થાય ત્યારે ચિત્ત તેના ઉપાદાનકારણ પ્રકૃતિમાં લય પામે ને પુરુષ કૈવલ્ય પામે તથા પુરુષનું આ પ્રસિદ્ધ પુરુષરૂપ એટલે ચિત્ત સાથેની સરૂપતાવાળું પુરુષરૂપ નિર્વાણ પામે એ પુરુષનો સંસારથી મોક્ષ થયો કહેવાય.

બીજા સૂત્રમાં ચિત્તની વૃત્તિના નિરોધને યોગ કહ્યો છે. સ્વરૂપમાં સ્થિતિ કરવાને યોગ કહ્યો નથી અને સ્વરૂપમાં સ્થિતિ કરવાના કાર્યમાં ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાની કોઈ ક્રિયા કરવી થતી નથી તેથી આ સૂત્રમાં જે કહ્યું છે તે સ્વરૂપમાં સ્થિતિ કરવાનું નથી કહ્યું પણ સ્વરૂપમાં સ્થિતિ કરવાના કાર્યમાં સાધનભૂત એવો ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાનું કહ્યું છે એવી શંકા કરવાને પણ કારણ જણાતું નથી.

બીજા સૂત્રમાં ચિત્તની વૃત્તિઓના નિરોધને યોગ કહ્યો છે એ ખરું છે પણ ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવાનો હેતુ સ્વરૂપમાં સ્થિતિ કરવાનો છે એમ ત્રીજા સૂત્રમાં કહ્યું છે તે પરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે યોગનો મુખ્ય અર્થ તો સ્વરૂપમાં સ્થિતિ કરવાનો છે, અને **संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः।** 'પુરુષના તેના પોતાના સ્વરૂપ સાથેના સંયોગને યોગ કહ્યો છે' એવા યાજ્ઞવલ્કય ભગવાનના વચન સાથે સૂત્રકાર ભગવાન્ પણ સંમત છે એમ પણ તે પરથી જણાઈ આવે છે. એટલુંજ નહિ પણ પુરુષના પુરુષરૂપના તથા તેના સ્વરૂપરૂપના અવિવેકને લીધે પુરુષને સાંપડેલું પુરુષરૂપ એ બે રૂપના વિવેકવડેજ વિલાઈ જાય છે તથા પુરુષની તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ થાય છે એવા વેદાંત સૂત્રોના ઉપદેશને સૂત્રકાર ભગવાન્ પણ સંમત છે એવું પણ આ સૂત્રના ઉપદેશ પરથી જણાઈ આવે છે એમ છતાં સ્વરૂપમાં સ્થિતિ કરવાને સીધી રીતે યોગ ન કહેતાં ચિત્તની વૃત્તિઓના નિરોધને સૂત્રકાર ભગવાને યોગ જે કહ્યો છે તેનું કારણ એવું છે કે સ્વરૂપમાં સ્થિતિ કરવાના કાર્યમાં મુખ્ય સાધન વિવેકનો વેદાંત સૂત્રોમાં વિસ્તાર કર્યો છે એવી રીતે સ્વરૂપમાં સ્થિતિ કરવાના કાર્યમાં બીજા સાધન ચિત્તની વૃત્તિઓના નિરોધનો યોગસૂત્રોમાં વિસ્તાર કરવામાં આવ્યો છે. અને વિવેક સાધનનો વિસ્તાર કરવા છતાં વેદાંતસૂત્રોમાં ચિત્તની વૃત્તિઓના નિરોધનો પણ સ્વલ્પ ઉપદેશ યોગ્ય સ્થાને કરવામાં આવ્યો છે તેમ યોગ્ય સ્થાને મુખ્ય એવા વિવેક સાધનનો આ સૂત્રમાં સ્વલ્પમાં ઉપદેશ કરીને અન્યત્ર બીજા ચિત્તની વૃત્તિઓના નિરોધ સાધનનો જ વિસ્તાર કરવામાં આવ્યો છે તેથી સીધી રીતે સ્વરૂપમાં સ્થિતિ કરવાને યોગ નહિ કહેતાં ચિત્તની વૃત્તિઓના નિરોધને આ ગ્રંથમાં યોગ કહેવામાં આવ્યો છે.

પુરુષના ચૈતન્ય સ્વરૂપનું પ્રતિપાદન સૂત્રકાર ભગવાને બીજા પાદના વીશમા સૂત્રમાં કરેલું છે તે સ્વરૂપને યથાવત્ સમજી તે સ્વરૂપમાં પોતાની સ્થિતિ કરવાનો આ સૂત્રમાં ઉપદેશ છે તે સર્વથા સંગત છે.

આ વિવેકવડે સ્વરૂપમાં સ્થિત થવાના સાધનમાં જેને સામર્થ્ય વા રુચિ ન હોય તેવા પુરુષને માટે ચિત્તની વૃત્તિના નિરોધવડે સ્વરૂપમાં સ્થિતિ કરવાના બીજા સાધનને આગળ ૧૭-૧૮ સૂત્રોમાં કહ્યું છે.

——[ * ]——

## મુંબઈ-આનંદાશ્રમ-મુમુક્ષુમંડળમાં જયંતીમહોત્સવ પ્રસંગે થયેલું પ્રવચન

[લેખક-શ્રી. મણિશંકર ત્રિભુવન ભટ્ટ-સુરત]

જેઓશ્રીના વિશ્વોદ્ધારક પાદારવિંદયુગલનું શરણ લઈ અનેકાનેક જીવો સંસારસાગરનો પાર પામ્યા છે અને જેઓશ્રીએ ભવસાગરના પ્રવાસીમાટે દુઃખના ભયંકર ખડકોથી બચવા દીવાદાંડીરૂપ અનેક ગ્રંથો સ્થાપિત કર્યા છે અને સામાન્ય જીવોને ધર્મપ્રેરણા પ્રાપ્ત થાય એ હેતુપૂર્વક પોતાના નિવાસસ્થાનરૂપ આશ્રમોને તીર્થધામ બનાવ્યાં છે કે જ્યાં જઈને સંસારી જીવો શીતળતા અને આનંદ પ્રાપ્ત કરી સંસારને તેટલા સમય પૂરતો ભૂલી જાય છે. એ મહાન્ સમર્થ સદ્‌ગુરુદેવના પ્રાકટ્યને આજે ૯૨ મું વર્ષ બેસે છે એટલે આઠ વર્ષ પછી એ જ્ઞાન-યોગમાર્તંડ, સર્વેશ્વરનો શતાબ્દીમહોત્સવ ઉજવવાનું ભાગ્ય આપણને પ્રાપ્ત થશે

મહાત્માઓ પૃથ્વીપર ક્યારે આવે છે, શામાટે આવે છે, કોને માટે આવે છે, આ બધું ઈશ્વરી વિકાસક્રમની યોજનાનુસાર બનતું આવે છે, ને બને છે એ આપણે ભગવાન્ રામચંદ્ર, ભગવાન્ કૃષ્ણચંદ્ર, ભગવાન્ બુદ્ધ, શ્રીશંકરાચાર્ય ઇત્યાદિના અવતારોથી જાણ્યું છે, એટલે એ દૃષ્ટિએ જોતાં પૂજ્યપાદ ગુરુદેવનું પ્રાગટ્ય ક્યા વિશિષ્ટ હેતુપૂર્વક થયું હતું તે તો તેઓશ્રીના સમકાલિન જનોને સુવિદિત છે, અને આપણા જેવા અન્ય જિજ્ઞાસુ જનોમાટે તેઓશ્રીના કર્મ, ઉપાસના, જ્ઞાન, સદુપદેશ આદિના મૂર્તિમંત ગ્રંથો વારસારૂપે મળેલા છે ભગવાન્ આદ્યશંકરાચાર્યજીએ પ્રસ્થાનત્રયીપર ગુજરાતીમાં ટીકા લખવાનું પ્રથમ માન એઓશ્રીના ફાળે જાય છે ભગવાન્ શંકરાચાર્યે આખા ભારતવર્ષમાં ફરી ધર્મપ્રચાર કર્યો હતો તેમ પૂજ્યપાદ ગુરુદેવે ધર્મસેવામાટે પૃથ્વીપર વિશાળ પટ રોક્યો છે

પૂજ્યપાદ ગુરુદેવનું આચાર્યતરીકેનું જીવન અલૌકિક હતું શાસ્ત્રોના ગૂઢ પ્રશ્નોના નિરાકરણમાટે, યોગની ગહન મુશ્કેલીઓના ઉકેલમાટે અને પરમપદની અટપટી ગુંચોના ઉકેલમાટે એઓશ્રીનું દિવ્ય અને પ્રમાણિત જીવન શબ્દકોષ જેવું હતું. માણસ મુંગે મોઢે એ દિવ્ય વિભૂતિ સમક્ષ બેસી રહે તો પણ તેને અનેકવિધ શંકાઓનું સમાધાન એ દિવ્યદર્શનમાં થતું

**ગુરોસ્તુ મૌનં વ્યાખ્યાનં શિષ્યાસ્તુ છિન્નસંશયાઃ** એ સૂત્ર એઓશ્રીના દર્શનમાં સાર્થક થતું.

આચારદ્વારા ઉપદેશ કરનાર આચાર્યોમાં એઓશ્રીનું સ્થાન અગ્રપદે હતું એઓશ્રીનો દિવ્ય ઉપદેશ જેમણે હૃદયપૂર્વક ઝીલ્યો છે અને તદનુસાર પ્રયત્ન કર્યો છે તેઓ મોક્ષપથપર આરૂઢ થયા છે, મોક્ષનો સંગ્રામ રાજમાર્ગ ઘણો લાંબો હોવાથી મહાત્માઓ ભવાટવીમાં ભૂલા પડેલા જીવોને કેડીના ટુંકા રસ્તે પોતાની સાથે લઈ જઈ મોક્ષમંદિરના દરવાજે મૂકી દે છે અને એટલા માટેજ-ટુંકે રસ્તે ઝટ પહોંચવામાટેજ-મહાત્માઓના ચરણના શરણની જીવોને આવશ્યકતા છે.

સંસારના ત્રિવિધ તાપથી તપેલા અને આકળવિકળ થયેલા જીવોને સાચી ટાઢક સંતના ચરણમાંજ મળે છે જગતમાં મતમિવાય જીવને બીજે ક્યાંયે આશ્રય નથી.

"સંત બિટપ સરિતા ગિરિ ધરણી; પરહિત હેતુ સબન્હકી કરણી"

સંતનાં હૃદય માખણ કરતાં પણ કોમળ હોય છે. માખણને તો પોતાને તાપ લાગે ત્યારે

તે પીગળે છે પણ સંતનું હૃદય તો બીજાનાં દુઃખ જોઇને દ્રવી ઊઠે છે. સંતપુરુષો અકારણ કૃપા કરનારા છે. જગતમાં સંતોનો આવિર્ભાવ કેવળ જનકલ્યાણમાટેજ હોય છે.

પૂજ્યપાદ ગુરુદેવે સદાચારદ્વારા, પુસ્તકોદ્વારા, પ્રવાસદ્વારા, ઉપદેશદ્વારા અને પત્રોદ્વારા એમ અનેક પ્રકારે ધર્મોન્નતિ કરી છે અને જીવોને માર્ગદર્શન કરાવ્યું છે.

કર્મ, ઉપાસના અને જ્ઞાન એ મોક્ષના ત્રણ ધોરી માર્ગ ઉપર સર્ચલાઈટ ફેંકી સૌને માટે એ માર્ગો ઉપયોગી બનાવ્યા છે અને સરળતા કરી આપી છે. સૌને કર્તવ્યપથપર ચઢાવ્યા છે. કર્તવ્યભ્રષ્ટ બનેલાઓને પંપાળી-બુચકારી વિશ્વાસમાં લઈ કર્તવ્ય-પરાયણ બનાવ્યા છે. ભૂતળપર પોતે બિરાજ્યા ત્યાંસુધી જનકલ્યાણ સિવાય અન્ય કોઈ પ્રવૃત્તિ એઓશ્રીએ આદરી નથી. જેમણે કદી કોઈ પ્રકારની ઈચ્છા ઉપજાવી નથી કે પ્રકટ કરી નથી; પણ "પુણ્યશાળીને પગલે રિદ્ધિ" એ ન્યાયે અનાયાસે બધું આવી મળ્યું છે. જનતાએ ધરેલી ભેટમાંથી પાઇએ પાઈ સન્માર્ગે ખરચી છે અને છેલ્લે જે વધ્યું તે "તેરા પુણ્ય તેરે દ્વાર" એ ન્યાયે જનતાને સમર્પણ કર્યું છે.

પૂજ્યપાદ ગુરુદેવે મનુષ્યો વચ્ચે વસીને મનુષ્યોજેવો વ્યવહાર કર્યો તેથી ઘણા મોટા ભાગના માણસોએ એમને સાચા સ્વરૂપમાં પીછાણ્યા નથી. બીજા મહાત્માઓ જેવા એક મહાત્માજ એમને માન્યા. એઓશ્રીનું જીવનચરિત્ જોતાં જણાય છે કે પૃથ્વીપર આવા સંતો ક્વચિતજ પધારે છે અને પોતાનું કાર્ય સમાપ્ત કરી સ્વસ્થાને ચાલ્યા જાય છે.

એ મહાન્ સમર્થ સદ્ગુરુદેવે પૃથ્વીનેપાટલે પધારી શું શું કર્યું છે તેનું દિગ્દર્શન કરાવવા જેટલો સમય આજે નથી. એનું વર્ણન કરવા જતાં ઘણો સમય જોઇએ. એઓશ્રીના જીવનનું એક એક પાનું એક એક ઉપનિષદ્ છે, અત્યુત્તમ જ્ઞાનભંડારથી ભરેલું છે, એટલુંજ નહિ પણ ચમત્કારીક છે. મનુષ્યજીવન સાથે એ દિવ્યજીવન સરખાવી શકાય તેમ નથી. ટુંકમાં કહું તો શાસ્ત્રોમાં સદ્ગુરુની જે વ્યાખ્યા આપેલી અને વર્ણવેલી છે તે વ્યાખ્યા એઓશ્રીના જીવનદર્શનથી સમજાઈ જતી. એઓશ્રીનાં દિવ્ય નેત્રકમળમાં શું ભર્યું હતું! એઓશ્રીના મુખારવિંદપર કેવી દિવ્ય પ્રભા હતી! એઓશ્રીના હૃદયની કેટલી વિશાળતા, ઉદારતા ને કોમળતા! આ બધાનું વર્ણન કરવા હું અસમર્થ છું.

આવા એક સમર્થ સદ્ગુરુ, ધર્મપથના જ્યોતિર્ધર, યોગ-જ્ઞાનના પ્રકાંડ પંડિત અને ચાતુર્વર્ણ્ય પ્રજાના સાચા સદ્ગુરુ આ પૃથ્વીપર પધાર્યા અને જનતાના હૃદય ઉપર જ્ઞાનામૃતના પર્જન્યથી છંટકાવ કરી તેમને સન્માર્ગગામી થવાની પ્રેરણા આપી એ મહાન્ સમર્થ સદ્ગુરુદેવને આજે આપણે કૃતજ્ઞતા દાખવવા, ગુણપૂજા કરવા અને પ્રેમ-પુષ્પાંજલિ અર્પણ કરવા ભેગા મળ્યા છીએ તો આપ સૌની સાથે હું પણ એ કૃપાઘન, ભવોદધિતારક શ્રીનાથભગવાનને પુષ્પાંજલિ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. છેલ્લે એ સર્વેશ્વર પ્રભુના પાદારવિંદ યુગલમાં સાષ્ટાંગ પ્રણિપાતપૂર્વક ભાવના કરું છું કે હે સદ્ગુરુદેવ!

यत्रैव यत्रैव मनो मदीयं, तत्रैव तत्रैव तव स्वरूपम्।
यत्रैव यत्रैव शिरो मदीयं, तत्रैव तत्रैव पदद्वयं ते॥

# શ્રીનાથસુબોધમાલા

[ પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન ]

( સં. ૨૦૦૬ની ત્રિપુરીપૂર્ણિમા-કાર્તિકીપૂર્ણિમા-મહાપૂજન પ્રસંગના )

દોહરા

સ્વપ્નેંદ્રજાલસમ વિશ્વને, મિથ્યા જાણે જેહ;
મિથ્યા દુઃખમય વિષયમાં, કદી ન રાચે તેહ. ૧

અપકારકને ત્યાગવું, ધારી ધૈર્ય અપાર;
પ્રમાદ આદિને વશ થઈ, ભજવું નહિ લગાર. ૨

મનસા વાચા કર્મણા, રે'વું બ્રહ્મમોઝાર;
મનસા વાચા કર્મણા, ત્યજવું દશ્ય અસાર ૩

મતિના સૌ દોષો ત્યજી, કરવી તેને સ્થિર;
પછી તેને સૂક્ષ્મ કરી, જોવું બ્રહ્મ સુધીર. ૪

સહજ સુખમાં સ્થિર રહી, વિષયસુખને ત્યાગ;
સહજસુખમાં સ્થિર થતાં, મળે ન દુ:ખને લાગ. ૫

બાહ્યાભ્યંતર બ્રહ્મને, જે ભાળે ભરપૂર;
દુ ખમય ચિત્તવિકાર સૌ, રે' તેથી અતિ દૂર ૬

ઈશ્વરના અનુગ્રહવડે, સર્વે વિઘ્ન વિલાય;
અરિનાં તનમન ક્ષીણ થઈ, અતિ દુ. ખી તે થાય. ૭

બ્રહ્મરૂપે રે'નારની, પાસે વિઘ્ન ન જાય;
જેમ અગ્નિથી ભય ધરી, જંતુ દૂર પળાય. ૮

બ્રહ્મસ્વરૂપે જે રહે, નિરખે બ્રહ્મ સદાય,
તેના મનમાં દશ્યની, તૃષ્ણા કદી ન થાય. ૯.

જેમ પ્રજ્વલિત આગથી, થાય સકલનો નાશ,
તેમ બ્રહ્મરૂપ જ્ઞાનીથી, પામે વિઘ્ન વિનાશ. ૧૦

કાકશ્વાન ને સૂંઢની, ઉપમા શુભ ન ગણાય;
સુંદર પવિત્ર દેવની, ઉપમા શ્રેષ્ઠ મનાય. ૧૧

ભોજન ને ભાષણ વિષે, સાવધ રહો સદાય;
તેથી તનમન સ્વસ્થ રે', દેવભાવ દરશાય. ૧૨

ચમાર કસાઈ ભંગીની, ઉપમાને નવ પામ;
બ્રહ્મોપમાને પામ તું, લઈ બ્રહ્મમાં આરામ. ૧૩

નિજસુખથી વિપરીત સુખ, જે જે જગમાં હોય;
તે તે સઘળું ત્યાગવું, માની વિષસમ સોય. ૧૪

કૂટસ્થમાં ત્રણ જીવનો, કરીને સુદૃઢ બાધ;
નામરૂપનો બાધ કરી, જોવું બ્રહ્મ અગાધ. ૧૫

મુમુક્ષો ! મલની ખાણ ભણી, ભૂલે ન કદી જઈશ;
જો જઈશ તો તેમાં પડી, પાછળથી પસ્તઈશ. ૧૬

મુમુક્ષો ! બ્રહ્મસ્વરૂપમાં, રે'તું સ્થિર સદાય;
નામરૂપ જડ જગતને, ભૂલથી સ્મર ન કદાય. ૧૭

નાગપુચ્છ મુખમાં ગ્રહી, શેળો જો સ્થિર થાય;
તો ફેણ પછાડી નાગ તે, મરણશરણ થઈ જાય. ૧૮

(ચાલુ)

---

## શ્રીકાર્તિકીપૂર્ણિમા મહાપૂજન

(ત્રિપુરીપૂર્ણિમા)

**સંવત્ ૨૦૦૬ના કાર્તિક સુદિ ૧૫ શનિવાર તા. ૫ નવેંબર ૧૯૪૯**

### મહાપૂજનનો સમય:—

**સવારના ૯થી પ્રારંભ થશે.**

### વિજ્ઞપ્તિ

સર્વે બંધુઓ તથા બહેનોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે પચાશથી વધારે માણસોમાટે ભોજનના સંબંધમાં પ્રતિબંધ મૂકનારો જે ધારો છે, તેમાં હાલમાં સૌરાષ્ટ્ર સરકારે લીલાસૂકા મેવાની છૂટ આપેલી છે તે પ્રમાણે આગામી કાર્તિકી પૂર્ણિમાના મહોત્સવપ્રસંગે આવનારા બંધુબહેનોમાટે ફલાહારની વ્યવસ્થા કરવામાં આવશે.

મહાપૂજનમાટે આવનારાં બંધુબહેનોએ કાર્તિક સુદ ૧૧ પહેલાં પોતાના આગમનના સમાચાર અહીં મળી જાય તેમ કરવા, તથા જેટલો સમય આશ્રમમાં રહેવું થાય તેટલો સઘળો સમય બનતે પ્રયત્ને પૂજન સ્મરણાદિક સત્કાર્યમાં પસાર થાય તેમ કરવામાટે સ્મરણ કરાવવામાં આવે છે.

---

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

(ભાદ્રપદમાસ)

શ્રીનાથજયંતિમહોત્સવ મહાપૂજન:—આશ્વિન સુદ ૯ના દિવસે આનંદાશ્રમમાં—શ્રવણ મંદિરમાં—હીંડોળા ઉપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી પધરાવવામાં આવ્યાં હતાં, તથા પાદુકાજીનું હાજર રહેલા સૌ ગુરુબંધુઓ તથા બહેનોએ યથાવિધિ મહાપૂજન કર્યું હતું, ત્યારબાદ શ્રીનાથઘાટ ઉપર પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી તથા પાદુકાજીની પધરામણી કરવામાં આવી હતી, અને શ્રીનાથગંગાના પ્રવાહમાં પૂજ્ય પાદુકાજી સાથે સૌએ સ્નાન કરી મહાપૂજન કર્યું હતું. ત્યારબાદ સૌને પ્રસાદ અને ચરણામૃત આપવામાં આવ્યું હતું. સાંજના શ્રી. હરખુસિંહજી લાલસિંહજી ઠાકોરે લખી તૈયાર કરેલ પુસ્તિકા કે જેના પ્રકાશ

શ્રી, ગુણવંતસિંહજી-મુંબઈવાળા છે તે "નાથઘાટ" નામક પુસ્તિકાનું વાચન કર્યું હતું. ત્યારબાદ શ્રીઅમદાવાદનિવાસી શ્રી મંગળપ્રસાદ માધવલાલ વ્યાસે જયંતીમહોત્સવ પ્રસંગનું પ્રવચન કર્યું હતું, શ્રી. કાનજીભાઈ વથળીવાળાએ પણ જયંતીનું એક કાવ્ય ગાયું હતું, તેમજ રાત્રે,શ્રી મૂળશંકર મોહનલાલ હરિકીર્તનકારે પૂજ્ય ગુરુદેવનું "જન્મ મંગળ" હરિકીર્તન કર્યું હતું. શ્રીનાથજયંતીના દિવસે ફલાહાર તથા વળતા દિવસે ભોજન પારણા શ્રી. વામનરાય જટાશંકર વમાવડા-પાટણવાળા તરફથી આપવામા આવ્યું હતું

મુખ્યભેટ'—રૂા. ૧૦-૦-૦ શ્રી અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ રૂા. ૧૧-૪-૦ શ્રી. રવજી દેવજી ગાંધી હા. શ્રી. મનુભાઈ છગનલાલ-જામનગર રૂા ૧૫-૦-૦ સ્વ. માતુશ્રી સોનબાઈના આત્મકલ્યાણાર્થે હા ઉપેંદ્રસિંહજી-મુંબઈ.

લઘુરુદ્ર તથા રુદ્રાભિષેક:—બેન વસંતબેન નથુરામ પંડ્યા ૬ રુદ્રાભિષેક માતુશ્રી શિવકુવર બેન-ભાયાવદર ૫ રુદ્રાભિષેક. હા. નથુરામભાઈ શ્રી જટાશંકર મયારામ રુદ્રાભિષેક. શ્રી મગનદાસ માધવલાલ-અમદાવાદ શ્રી. માણેકલાલ દામોદર-ઉમરેઠ વિજયાગૌરીબહેન-ધંધુકા રુદ્રી ૧

'મિષ્ટાન્નભોજન'.—રૂા. ૧૫-૦-૦ બેન જશોદાગૌરી હરિલાલ ત્રિવેદી તરફથી શરતી ભોજન. (વ્યાજમાંથી ભાદરવા શુદિ ૧ તથા રૂા. ૧૫) ભા વ. ૧ના ભોજનના) શ્રી. દરબારશ્રી રાવતવાળા સાહેબ-બીલખા-(સીધાં.) શ્રી માનસિંહ નથુસિંહ-કુતિયાણા ૧ થાળ ને ત્રણ બ્રાહ્મણને ભોજન રૂા ૭-૮-૦ શ્રી જગદીશચંદ્ર મગનલાલ રામજી જોશી તરફથી ૭ બ્રાહ્મણ ભોજન. રૂા. ૧૫-૦-૦ સ્વ. શ્રી. મણિશંકર પૂર્ણાનંદની પુણ્યતિથિ નિમિત્તે શરતી ભોજન. રૂા. ૧૮-૧૩-૦ શ્રી. કરશનદાસ હરજી વડુકુળ-આફ્રિકા. રૂા. ૨૦-૦-૦ છગનલાલ સવજી હસ્તે ભોજન-મુંબઈ.

થાળ —રૂા ૫-૦-૦ બેન દેવબાઈ દામજી-બાંટવા ૪ થાળ. રૂા ૧-૪-૦ શ્રી રતનશી લલુભાઈ-ઉમરાળા રૂા ૨-૮-૦ બેન ઉમયાબેન-આનંદાશ્રમ (૨ થાળ). રૂા ૧-૪-૦ શ્રી. અંબાલાલ જેઠાલાલ-અમદાવાદ. રૂા ૧-૪-૦ શ્રીમતી કસ્તુરબેન વ્યાસ-બીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. છગનલાલ સવજી-મુંબઈ રૂા ૬-૪-૦ શ્રી. ગોરધનદાસ હીરજી ૫ થાળ. રૂા. ૧-૪-૦ શ્રી. મગળપ્રસાદ માધવલાલ વ્યાસ અમદાવાદ' રૂા. ૧-૪-૦ શ્રી ચંદુલાલ શંકરલાલ -જામજોધપુર રૂા ૬-૪-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા તરફથી ભિન્નભિન્ન મિતિના પાંચ થાળોના રૂા. ૧-૪-૦ શ્રી. મધુવદન મન્નતરાય ઓઝા-અમલનેર. રૂા. ૨-૮-૦ માણેકલાલ દામોદર-ઉમરેઠ (૨ થાળ) રૂા ૩-૦-૦ શ્રી કાશીનાથ મગનલાલ જોશી થાળ રૂા. ૨-૮-૦ શ્રી અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર (બે થાળ) રૂા. ૩-૦-૦ સ્વ. નર્મદાબેન-કુંડલા શરતી થાળ, રૂા. ૧-૪-૦ સ્વ. શ્રી નાનજી જેઠાભાઈના આત્મકલ્યાણાર્થે શ્રાદ્ધતિથિ નિમિત્તે ૧ થાળ હા. અં. ના. જોશી આનંદાશ્રમ-બીલખા. રૂા. ૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ પંડિયા-મુંબઈ ૧ થાળ. રૂા. ૧-૪-૦ શ્રી. માનસિંહ નથુસિંહ-કુતિયાણા રૂા. ૧-૪-૦ શ્રી ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા ભા. વ ૬ શરતી ૧ થાળ. રૂા ૩-૧૨-૦ પ્રાણકુંવરબેન ચકુભાઈ-રાજકોટ. ૩ થાળ. હા. પૂ પ્ર બ્રહ્મપ્રકાશજી રૂા ૧૨-૦-૦ સ્વ. મહાલક્ષ્મીબેનના પતિ સ્વ છગનલાલ વજેશંકરના આત્મકલ્યાણાર્થે (૧ શરતીય ભોજન) રૂા ૧-૪-૦ સ્વ અંબાલાલ કેશવલાલ-ખાખા. હા. કેશવલાલભાઈ. રૂા. ૫-૦-૦ શ્રી. મનસુખલાલ દામોદર-કુંડલા. રૂા. ૧-૪-૦ શ્રી. માણેકલાલ

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બ્રહ્મચિંતન. | ૬૫ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૬૬ |
| ૩ | પ્રાર્થના. | ૬૭ |
| ૪ | યોગસૂત્રો. | ૬૮ |
| ૫ | અનન્યશરણ. | ૬૯ |
| ૬ | શ્રીકાર્તિકીપૂર્ણિમા મહાપૂજનમહોત્સવ. | ૭૧ |
| ૭ | આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૭૨ |
| ૮ | શ્રીમદ્‌ગુરુનાથ-સંકીર્તન. | ૭૪ |
| ૯ | શ્રીઆનંદાશ્રમ-સમાચાર. | ૭૫ |
| ૧૦ | મોજીદડ-આનંદાશ્રમમાં જયંતીમહોત્સવ. | ૭૬ |
| ૧૧ | પરચુરણ ભેટ. | ૭૭ |

## લવાજમસંબંધી જરૂરી નોંધ

માસિકના ૧૮મા વર્ષનો આ પાંચમો અંક પ્રસિદ્ધ થાય છે. માટે જે બંધુભહેનોનું લવાજમ બાકી હોય તેઓ પોતાનું લવાજમ જેમ બને તેમ વેલાસર મોકલી આપે એમ સ્મરણ આપવામાં આવે છે. ગ્રાહક રહેવાની ઇચ્છા ન હોય તેમણે અગાઉથી ના લખવા શ્રમ લેવો, એટલે ટપાલ તથા વી. પી. કરવાના શ્રમ ને ખર્ચમાં નકામું ઊતરવું ન પડે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા ( સૌરાષ્ટ્ર )

——[ * ]——

શ્રી. ચંદ્રસિંહજી પ્રતાપસિંહજી ઠાકોર-મુંબઈતરફથી શ્રીઆનંદાશ્રમ ઔષધાલયના ઉપયોગમાટે "વેદનાનિગ્રહ રસ"નાં ૨ પેકેટ અર્પણ થયાં છે.

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીશંકર ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૬ કાર્તિક [ અંક ૫ મો

## બ્રહ્મચિંતન

[ લખનાર.—શ્રી પોપટલાલ તારાચંદ વકીલ ]

( કોઈ કહેશો કે ભગવાન કેવા હશે—એ રાગ )

અમે બ્રહ્મના વિના બીજું ભાળતા નથી, ભાળતા નથી ભળાવતા નથી. અમે.
માયાનાં કાર્યો મિથ્યા જાણીને, લોભે અમે લલચાતા નથી. અમે.
મૃગજળ જેવા દૃશ્ય વિષયના, પુરમાં કદી તણાતા નથી. અમે.
ખપુષ્પ જેવા પરિમલ પાછળ, ભ્રમર સમ ભરમાતા નથી. અમે.
દેહાદિક આ દૃશ્ય પ્રપંચના, મોહમાં મુગ્ધ થઈ જાતા નથી. અમે.
બ્રહ્મ સત્ય ને જગત્ મિથ્યા આ, મંત્રનો જાપ કદી ભૂલતા નથી. અમે.
માયા ને જગત્ નજરે પડે નહિ, કયાં ગયાં તે કળાતાં નથી. અમે.
સત્ચિત્ સુખરૂપ સ્વરૂપ અમારું, એ વિણ અન્ય અનુભવતા નથી. અમે.
શ્રીનાથ પ્રભુના સુખમય સ્થાનમાં, શાંતિ તૃપ્તિથી ધરાતા નથી. અમે.
સદ્‌ગુરુએ શુકને સાને સમજાવ્યો, તું છો બ્રહ્મ-દૃશ્ય નથી. અમે.

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

અભક્ષ્યપદાર્થોના ભક્ષણનો તથા અપેય પદાર્થોના પાનનો દૃઢ ત્યાગ રાખવાથી, અવિહિત સેવાની કે અનુચિત દયાની શાસ્ત્રનિરપેક્ષ લાગણીને વશ થઈ અસ્પૃશ્ય પ્રાણિપદાર્થોનો સ્પર્શ કરવાની ઇચ્છાનો ને પ્રવૃત્તિનો ત્યાગ રાખવાથી, પોતાનો પ્રામવ્યવહાર કુતૃષ્ણાના પરિત્યાગપૂર્વક શુદ્ધ રીતે કરવાથી, સર્વે પ્રાણીઓની સાથે પ્રેમ, દયા ને વિનયથી વર્તવાથી તથા શાસ્ત્રોક્ત સંધ્યાવંદનાદિ કર્મો શ્રદ્ધા, પ્રીતિ, જાગૃતિ ને સાવધાનતાથી નિયમપૂર્વક કરવાથી મનુષ્યના અંતઃકરણની મલિનતા દૂર થઈ તેની નિર્મળતા એટલે શુદ્ધિ થાય છે.

પોતાના ઇષ્ટદેવરૂપ સગુણબ્રહ્મનું ધ્યાન શ્રદ્ધાપ્રીતિથી સવારસાંજ તથા અન્ય અનુકૂળ સમયે કરવાથી, પથ્ય ને પરિમિત આહાર લેવાથી, શ્રમ પરિમિત કરવાથી, ઊજાગરો નહિ કરવાથી, દુર્જનોના સંગનો ત્યાગ સેવવાથી, પરિમિત બોલવાથી ને નકામું નહિ વાંચવાથી મનુષ્યના મનની ચંચલતા દૂર થઇ તેની સ્થિરતા થાય છે.

આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર તેનું સ્વરૂપ જાણ્યાવિના થઈ શકતો નથી. તેનું સ્વરૂપ જાણવામાટે બ્રહ્મજ્ઞ પુરુષદ્વારા સત્શાસ્ત્રનું શ્રવણ કરવું જોઈએ, તથા શ્રોત્રિય ને બ્રહ્માનુભવી મહાપુરુષનું વિધિવત્ શરણગ્રહણ કરવું જોઈએ.

વેદાંતશાસ્ત્રનું શ્રવણ તથા સમર્થ સદ્ગુરુનું શરણું પ્રાપ્ત કરવામાટે જિજ્ઞાસુ મનુષ્યે પ્રથમ વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા એ સાધનો સદાગ્રહવાળી લાગણી રાખી પ્રાપ્ત કરવાં જોઈએ.

વિધિવત્ સદ્ગુરુનું શરણગ્રહણ કર્યા પછી તેમના ઉપદેશનું ને વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી, પછી તે સર્વેનું એકાંત ને પવિત્ર દેશમાં આદરપૂર્વક મનન કરી, પ્રતીત થતો ભેદ વા દ્વૈત મિથ્યા છે એવો દૃઢ નિશ્ચય પોતાના મનમાં સ્થિર કરવો જોઈએ.

પવિત્ર ને એકાંત દેશમાં બેસી તે બ્રહ્મનો વિચાર વા તે બ્રહ્મનું ધ્યાન કરી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો જોઈએ.

આવી રીતના શુભ પ્રયત્નથી મનુષ્ય બ્રહ્મસાક્ષાત્કારવડે પુનરાવૃત્તિરહિત મોક્ષ મેળવી કૃતાર્થ થાય છે.

( ચાલુ )

# પ્રાર્થના

[ લેઃ—બાળ પોપટલાલ તારાચંદ ]

જયશ્રી સદ્‌ગુરુ,

જય સર્વાંતરયામી પ્રભો! હે અનંત વીર્યવાન્! હે કદર્પાનળમહેશ્વરસ્વરૂપ! હે યોગીજનોથી પણ અગમ્ય! હે પરમાનંદના અદ્વિતીય મહાસાગર ને પ્રલયકાળના જેવા આ દુસ્તર સંસારસમુદ્રના નાવિક! આપશ્રીને આ નૂતન વર્ષારંભના પ્રાતઃકાળમાં અમારા અવશેષ રહેલા પાપ સમૂહદગ્ધ થવા અને અમારી ચિત્તવૃત્તિ અમારા હૃદયકમળમાં બિરાજતા ચૈતન્યસ્વરૂપ આપશ્રીમાં સદાને માટે સ્થિત રહે તેમાટે વારંવાર નમસ્કાર કરીએ છીએ. હે દયાઘન! તે સ્વીકારવા કૃપા કરશો.

હે પ્રભુન! આપ અવ્યક્ત સ્વરૂપનું વ્યક્તરૂપે અને આપ અચિંત્ય શક્તિનું ચિંત્યરૂપે વર્ણન કરવું એ યોગ્ય નથી કારણ કે એ મનવાણીનો વિષય નથી અને એમ કરવામાં આપના પ્રભુત્વની અવહેલના કરવાજેવું થાય; પરંતુ આપશ્રીએ પૂર્વે કરેલી પ્રતિજ્ઞા પ્રમાણે જ્યારે જ્યારે અધર્મની વૃદ્ધિ થાય ને ધર્મનો હ્રાસ થાય ત્યારે ત્યારે આપ વ્યક્તસ્વરૂપે તે તે સમયને અનુકુળરૂપે આપશ્રી પ્રાદુર્ભાવ પામો છો, તે ન્યાયે આપશ્રીએ માયિક માનુષી તનુ ધારણ કરી પુરુષોત્તમસ્વરૂપે (શ્રી નાથપ્રભુસ્વરૂપે) પ્રકટ થઈ અનેક જીવોનો ઉદ્ધાર કર્યો છે. વર્ણ ને આશ્રમની મર્યાદાઓ બાંધી ચાતુરવર્ણ્ય પ્રજાને પોતાના વર્ણના ધર્મને માર્ગે યોજી છે, અને તેમનામાં ધર્મના સંસ્કારો સુદૃઢ કરી ઉત્તમ ગતિ પ્રાપ્ત કરાવી છે સંધ્યાદિ નિત્યકર્મો તથા તપ અને જપ વગેરેનો બોધ આપી અનેક જીવોને સન્માર્ગે વાળ્યા છે તેમ જ યોગ અને ભક્તિનો અનુપમ ફેલાવો કર્યો છે. વેદાંત જેવો ગહન વિષય એવો સ્પષ્ટ રીતે સરળ ભાષામાં સુંદર રીતે સમજાય એવી વાણીથી, વર્તનથી અને પુસ્તકોદ્વારા પ્રસિદ્ધ કરી મુમુક્ષુજીવોમાટે ઉત્તમ વારસો આપ્યો છે, અને અલ્પ સમયમાં આ માનુષી લીલા સમેટી લઈ અંતર્હિત થયા છો એથી અમે આપશ્રીના અજ્ઞ બાળકો વિરહાગ્નિથી પીડાઈએ છીએ અમારાં હૃદય બળે છે અને નેત્રમાંથી આંસુ ઝરે છે, અને આપશ્રીના પુન દર્શનમાટે ઝુરીએ છીએ

હે નાથ! હવે સમય આવી ચૂક્યો છે, આ પવિત્ર ભારતભૂમિ વિદેશીઓની ધુસરીમાંથી છૂટી છે અને સ્વદેશીઓના હાથમા આવી છે, પરંતુ આ ભારતમાતાના બાળકોનો મોટો સમૂહ પરદેશીઓના લાંબા સમયના સહવાસથી તેમની નીતિરીતિનું અનુકરણ કરવા અને તેમની આધુનિક નીતિરીતિમાં ઓતપ્રોત થવાથી પોતાનું આર્યત્વ ગુમાવી અનાર્યતાને વશ બની છે. તેઓ બીજાઓના ધન આદિનું બહુધા હરણ કરવામા પાછા હઠતા નથી. મનુષ્યત્વ ગુમાવી બહુધા કેવળ પશુવૃત્તિથી વર્તે છે મનુષ્યના જીવનના સાધન મનુષ્યને પૂરા પડતાં નથી એવી સ્થિતિ આવી છે ખાવાનુ અનાજ અને પહેરવાના વસ્ત્ર પણ મનુષ્યને પૂરા મળતા નથી. આ અધમ દશા જો લાંબો સમય ચાલશે તો પ્રજાની શું સ્થિતિ થશે તે સમજી શકાતું નથી. હે નાથ! આ તો કલિનો પ્રથમ ચરણ છે, પરંતુ કલિનું આ ચોથું ચરણ શરૂ થઈ ચૂક્યું હોય એવું ભાસે છે આવી ઘોર અધર્મ અને દુઃખદ સ્થિતિનો ઉચ્છેદ થવા અને સર્વત્ર ધર્મનું સ્થાપન થવા આપની પ્રતિજ્ઞાનુ સ્મરણ કરી વિશ્વાસે દિવસો પસાર કરું છુ હે પ્રભો! વિલંબ થવાથી સ્થિતિ અસહ્ય થશે દયા કરો—દયા કરો!!

# योगसूत्रो

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન ગત અંક બીજાના પૃષ્ઠ ૫૬ થી )

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः ॥ १४ ॥**

ગુર્જરી:—પણ તે ( અભ્યાસ )નું જો વચ્ચે અંતર પડવા ન દેતાં લાંબો સમય રસપૂર્વક સેવન કરવામાં આવે તો જ તે ધરવાવો જોઈએ તેટલો ધરવાય છે.

પદબોધિની:—**स तु अभ्यासस्तु दीर्घकालं नैरंतर्येण तपोब्रह्मचर्यविद्याश्रद्धादिरूपेण च सत्कारेण आदरातिशयेन वा आसेवितः सम्यक् अनुष्ठीयमानः सन् दृढभूमिः स्थिरः भवतीति शेषः ॥ १४ ॥** પણ તે એટલે તે અભ્યાસ, લાંબો સમય, નિરંતર અને તપ બ્રહ્મચર્ય, વિદ્યા અને શ્રદ્ધાઆદિ રૂપના સત્કારવડે એટલે ઘણામાં ઘણા આદરવડે સેવાયેલો થાય, એટલે તેનું થવું જોઈએ એવું અનુષ્ઠાન થાય તો તે દૃઢભૂમિ એટલે સ્થિર થાય છે એમ કહેવાનો ભાવ છે.

ભાષ્યઃ—**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः** પણ તે દીર્ઘકાલ નૈરંતર્ય અને સત્કારવડે સેવાયેલો દૃઢભૂમિ થાય છે.

**दीर्घकालासेवितो निरंतरासेवितः सत्कारासेवितः ।** દીર્ઘકાળ સેવાયેલો નિરંતર સેવાયેલો-સત્કારપૂર્વક સેવાયેલો ( દૃઢભૂમિ થાય છે. )

**तपसा ब्रह्मचर्येण विद्यया श्रद्धया च संपादितः सत्कारवान् दृढभूमिर्भवति ।** સત્કારપૂર્વક એટલે તપવડે, બ્રહ્મચર્યવડે, વિદ્યાવડે અને શ્રદ્ધાવડે સિદ્ધ કરેલો ( તે અભ્યાસ ) દૃઢભૂમિ થાય છે.

**व्युत्थानसंस्कारेण द्रागित्येवानभिभूतविषय इत्यर्थः ॥ १४ ॥**

( દૃઢભૂમિ થાય છે એટલે ) વ્યુત્થાનના સંસ્કારવડે અભ્યાસનો વિષય એકાએક હણાઈ જતો નથી.

**અનુવાદઃ**—પોતાના સ્વરૂપમાં સ્થિત થવાનો એ અભ્યાસ પુરુષે લાંબા સમય કરવો જોઈએ એટલું નહિ પણ એ અભ્યાસ કરવાના લાંબા સમય દરમિયાન કોઈ દિવસ અંતર પડવું ન જોઈએ એટલે કે પ્રતિદિવસ થોડો ઘણો પણ અભ્યાસ ચાલુ રહેવો જોઈએ.

અને એ અભ્યાસ રસપૂર્વક થવો જોઈએ અથવા અભ્યાસનો પ્રત્યેક પરિચ્છેદ રસવડે થયેલો થવો જોઈએ.

એવી રીતે રસપૂર્વક અને અંતર પડવા દીધા વિના કરેલો અભ્યાસ લાંબે સમયે દૃઢભૂમિ થાય છે.

ચિત્તની સાથે એકતા વા સરૂપતા કરી રહેવાનો સંસ્કાર પુરુષને તેના સ્વરૂપમાં ઠરેલી સ્થિતિમાંથી એકાએક જાગ્રત ન કરી શકે એ અભ્યાસદૃઢ ભૂમિ થયાનું લક્ષણ છે.

ચૈતન્યવડે ચેતના પામેલું ચિત્ત પોતાનું સ્વરૂપ નથી પણ ચિત્તને ચેતનાવાળું કરનારું ચૈતન્ય પોતે જ પોતાનું સ્વરૂપ છે એ વિવેક જોઈએ તેવો ઉપસ્થિત રહે અને ચિત્ત સાથે સરૂપતા કરી રહેવાથી સંસારના વમળમાં પરવશપણે મિથ્યા વહેવું પડે છે એ કરુણ પ્રસંગની સતત સ્મૃતિ રહે તો પુરુષને પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાના યત્નરૂપ અભ્યાસમાં મંદતા આવવાનો સંભવ ન થાય.

એમ હોવાથી પુરુષે તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાના યત્નરૂપ અભ્યાસ એકધારો લાંબો સમય કરવો જોઇએ અને વળી તે રસપૂર્વક કરવો જોઇએ એમ આ સૂત્રમાં કહ્યું છે.

અને એવી રીતનો અભ્યાસ થવાથી પછી ચિત્ત સાથે સરૂપતા કરી રહેવાથી પડેલા સંસ્કારો પુરુષને તેના પોતાના સ્વરૂપમાં તેણે કરેલી સ્થિતિમાંથી એકાએક જાગ્રત કરીને ચિત્ત સાથે સરૂપતા કરાવવા સમર્થ થતા નથી.

ઘણાં સમયસુધી 'સ્વરૂપમાં નિર્વિઘ્ન સ્થિતિ કરી રહેવાય ત્યારે અભ્યાસ દૃઢભૂમિ થયો કહેવાય.

---

## अनन्यशरण

[ નિવેદક—શ્રી મ. ત્રિ. ભટ્ટ-સુરત ]

કન્યા જ્યાંસુધી કુંવારી હોય ત્યાં સુધી તે વરની પસંદગી કરવામાટે પુરુષોની યોગ્યતા નિરખવા' અનેક સ્થળે ભટકે છે આ સારો, પેલો સારો, એમ અનેકાનેક પુરુષો જોઈ કાઢે છે, તેના ઇતિહાસો મેળવે છે. પસંદગીના ટકા નક્કી કરે છે, પણ એ બધામાંથી તે જ્યારે ગમે તે એકની સર્વશ્રેષ્ઠતા નક્કી કરી તેની સાથે લગ્ન કરે છે ત્યારે બીજા અનેક પુરુષો જોયા હોય તે બધાનું તે વિસ્મરણ કરે છે, ઉપેક્ષા કરે છે, અને પોતાનાજ પતિનું અનન્ય ભાવે શરણ લઈ પોતાનાં તન-મન તેને સમર્પણ કરે છે, તેમ શ્રીસદ્ગુરુની શોધમાટે અનેક સંતોપાસે માણુમ પરિશ્રમણ કરે છે, પણ જ્યાં એકની પસંદગી કરી તેના ચરણકમલનું શરણ લીધું કે પછી જેમ કન્યાને બીજા ગમે તેવા ઉત્તમ ધન-ધાન્ય ને વિદ્યાસપન્ન વર નકામા છે, તેમ જિજ્ઞાસુને બીજા સાક્ષાત ઇશ્વરજેવા સદ્ગુરુ મળી આવે તોપણ જ્યા એકના ચરણમાં સમર્પણ થયું કે બીજા ગુરુઓ તેને માટે કેવળ "જે જે" કરવા પુરતા જ હોય છે. બીજો કોઈ વર પોતાના વર કરતાં વધુ સુલક્ષણો કે વિપુલ ધનસપત્તિવાળો કે પ્રેમના સાગરજેવો હોય તોપણ પોતાના વર આગળ તે કંઈ વિસાતમાં નથી, એમ તે કન્યા માને છે અને પોતાના જ પતિના ચરણના સ્મરણધ્યાનમાં મશગુલ રહે છે જો તેની વૃત્તિ બીજા ઉત્તમ પુરુષપ્રતિ આકર્ષાય તો તે એક પ્રકારનો વ્યભિચાર ગણાય છે. તેવી જ રીતે જિજ્ઞાસુનું મન પણ બીજા સંતોપ્રત્યે આકર્ષાયા કરતું હોય, પોતાના ગુરુમાં ન્યૂનતા જણાતી હોય તો એ પણ વ્યભિચારિણી ભક્તિ કહેવાય છે. એટલે એ નથી પોતાના સદ્ગુરુદેવની કૃપા પ્રાપ્ત કરી શકતો કે નથી બીજાની કૃપા પ્રાપ્ત કરી શકતો. એટલે ભટકતી સ્રીની જે દશા થાય છે તેવી દશા એ જિજ્ઞાસુની થાય છે એ પોતાનાને ગુમાવે છે ને પારકા પોતીકા થઈ શકતા નથી. સ્રીએ તો પોતાના પતિને જ દેવાધિદેવ માનવાનો છે બીજાઓની દૃષ્ટિમાં એ વર ભલે સામાન્ય' જણાતો હોય પણ પત્નિને મન તો એ તારણહાર દેવ છે. તેવું જ જિજ્ઞાસુઓમાટે છે.

તો પછી શંકા ઊઠે છે કે બીજાં દેવદેવીઓ કે સંત-મહાત્માઓને ન માનવાં? બીજાનાં દર્શન' ન કરવાં? બીજાનો ઉપદેશ ન સાંભળવો? ગુરુદેવ કહે છે કે બીજાનાં

જરૂર દર્શન કરો ને ઉપદેશ સાંભળો પણ તમારા હૃદયમાં પડેલું શ્રીગુરુચરણારવિંદનું ચિત્ર જરાપણ ડાઘાડુઘીવાળું ન થાય, એ કૃપાધને તમારા હૃદયમાં વાવેલાં જ્ઞાનનાં બીજ અસ્તવ્યસ્ત ન થઈ જાય, એ ડહોળાઈ ન જાય એ રીતે સાચવણી કરીને ભલે તમે બીજાનાં દર્શન કરો, કે ઉપદેશ શ્રવણ કરો પણ તમે કોણ છો ને કોના છો એ વસ્તુનું સતત સ્મરણ રાખીને બીજું ભલે કરો, નહિ તો ગુરુદેવે વાવેલાં બીજનાં અંકુરોને બીજાં નકામા ઘાસ ઊગીને ઢાંકી દેશે અને એ અંકુરોનો નાશ કરી નાંખશે.

શાસ્ત્રમાં પાંચ દેવો મુખ્ય માન્યા છે. શ્રી શિવ, શ્રી વિષ્ણુ, શ્રી શક્તિ, શ્રી ગણપતિ અને શ્રી સૂર્ય. એ પાંચેમાં દરેક માણસ પોતાના ઇષ્ટદેવને મધ્યમાં રાખી બીજા દેવોને ચાર ખૂણામાં પધરાવી તેનું પૂજન કરે છે. પોતાના ઉપાસ્ય દેવ તો મધ્યમાં જ છે. શ્રીસદ્‌ગુરુ એ તો શ્રીશંકરને સ્થાને છે ને શ્રીશંકર એ સદ્‌ગુરુરૂપ છે, કેમકે સર્વજ્ઞાનમાં શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞાન એના પૂર્ણપ્રકાશરૂપ, જ્ઞાનનાનિધિરૂપ શ્રીશંકર જ છે એટલે શ્રી શંકર-મહેશ્વર એ તો સદ્‌ગુરુ છે. શિવના ઉપાસકો શિવને મધ્યમાં રાખે છે, શક્તિના ઉપાસકો શક્તિને મધ્યમાં રાખે છે. એમ પાંચમાંથી પોતાના ઇષ્ટદેવને વચ્ચે રાખીને સૌ ઉપાસના કરે છે.

કોઈ કહે કે ત્યારે પોતાના ઇષ્ટદેવને છોડીને અથવા ઇષ્ટદેવ સહિત બીજા દેવની આરાધના કરવાથી વ્યભિચારિણી ભક્તિ કર્યાનો દોષ લાગતો નથી ?

ગુરુદેવ કહે છે કે એક પતિવ્રતા સ્ત્રી કે જેણે પોતાનું સર્વસ્વ પતિના ચરણમાં સમર્પણ કર્યું છે તેની આદર્શ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સેવા કરે છે, પણ સાથે સાથે પોતાના પતિને પ્રસન્ન કરવા સારૂ, એની વિશેષ પ્રીતિ પ્રાપ્ત કરવા સારૂ તે પોતાનાં સાસુ, સસરા, જેઠ, દિયેર, નણંદ, જેઠાણી, દેરાણી ઇત્યાદિની પણ સેવામાં તત્પર રહે છે અને તે ફક્ત પોતાના પતિની વિશેષ પ્રસન્નતા પોતાનાપર ઊતરે તેટલા માટે જ. વળી પતિને ત્યાં મહેમાન-પરોણા આવે તેની પણ સેવા (તેને સ્નાન માટે જળ આપવું, તેમને માટે રસોઈ કરવી, જમાડવાં, તેનાં વસ્ત્ર ધોવાં, તેને માટે પથારી કરવી, તેમની સેવામાં ન્યૂનતા ન જણાય તેની ચિંતા રાખવી) તે કરે છે, એ બધું કરવામાં તેનો હેતુ એ છે કે આ મહેમાન મારા પતિ-ઇષ્ટદેવના મિત્રો છે-સગા છે. એની સેવાથી મારા પતિ જરૂર પ્રસન્ન થશે અને મહેમાન મારા પતિની પ્રશંસા કરશે. મારા પતિની કીર્તિ વધશે આ હેતુપૂર્વક તેમની સેવા કરે છે, છતાં પણ પત્નિનાં તન, મન, અંતઃકરણ, ઇંદ્રિયો એ બધું તો એના પતિના ચરણમાં જ તેણે સમર્પણ કરેલું હોય છે, એટલે એને દોષ લાગતો નથી. તેવી જ રીતે જિજ્ઞાસુ શિષ્ય પોતાના ઉપાસ્ય ઇષ્ટ ગુરુદેવમાં જ પોતાનું સર્વસમર્પણ કરીને બેઠો હોય છે તે પછી વ્યવહારપક્ષે અન્ય સંતો કે દેવોનાં દર્શન કે સેવાના કાર્યમાં ગુંથાય તો તેને દોષ લાગતો નથી, કેમકે એણે આત્મસમર્પણ તો પોતાના તારણહાર ગુરુદેવનાં ચરણમાં કરી જ દીધું છે. શ્રીતુલસીદાસે પણ કહ્યું છે કે:

"કરતે કર્મ કરૈ વિધિ નાના;
મન રાખે જહાં કૃપા નિધાના"

વ્યવહારમાં અનેક પ્રકારનાં કામો કરતાં છતાં પોતાના ઇષ્ટદેવમાં જ મન પરોવી રાખવાની જરૂર છે. એક ખીલા સાથે બાંધેલી ગાય દોરડાની લંબાઈ જેટલી જ જગામાં ભ્રમણ કર્યા કરે છે પણ છેલ્લે તો તે ખીલા પાસે જ આવીને આશ્રય લે છે. તેમ જિજ્ઞાસુ ભ્રમણ ભલે કરે પણ તેના મનનું દોરડું તેણે શ્રીગુરુચરણ સાથે બાંધી રાખેલું હોવાથી

તે નિર્ભય છે. છુટાં રખડતાં હરાયાં ઢોર ગમે તેવો સુંદર ચારો ચરે પણ એનો ડબ્બામાં પૂરાવાનો, માર ખાવાનો, ખાડીકોતર કૂદવાનો, દુઃખ સહન કરવાનો અને છેવટે ભૂખે મરવાનો વારો આવે છે, જ્યારે ખીલે બધાયેલું ઢોર નિર્ભય છે અને એના ભરણપોષણની એના માલિકને ચિંતા રહે છે. એના યોગક્ષેમની કાળજી તેના માલિકને રહે છે.

હું કોણ છું ને કોનો છું એ બે પ્રશ્નો જિજ્ઞાસુઓએ પોતાના મનને હરઘડી પૂછતા રહેવાની જરૂર છે.

માણસ તો બધાયે સરખા છે, પણ જ્યાં બિલ્લો ચઢાવે ત્યાં તે ઝટ બધા વચ્ચે ભાત પાડે છે. એ બિલ્લામાયે મામલતદાર, કલેક્ટર, કમિશ્નર કે ગવર્નરના બિલ્લાવાળો માણસ એક એકના કરતાં અધિક સત્તા ધરાવતો હોય છે. બિલ્લા વગરનો ભલે વાયસરૉયનો પટાવાળો હોય તોપણુ તેની કશી સત્તા નથી પણ જ્યાં બિલ્લો ચઢાવ્યો કે ગવર્નર પણ તેને આવકાર આપે તેવી રીતે જિજ્ઞાસુ પણ બિલ્લા વગરનો હોય તો તેનો પ્રભાવ પડતો નથી ચાંદીના ગોળ ચકરડાની કિંમત સોળ આના ઉપજતી નથી પણ જ્યાં એના ઉપર ટંકશાળમાં રાજાની છાપ પડી કે એના સોળ આના ઉપજે છે પછી ભલે તેમાં ચાર આનાની ચાંદી હોય-એમાં ટંકશાળના સિક્કાની કિંમત છે, તેમ જિજ્ઞાસુ પણ જો ગુરુદેવરૂપી ટંકશાળમાંથી સિક્કો પડાવી ન લાવ્યો હોય તો એની કિંમત સોળ આના તો ન જ ઉપજે. કૃપાળુ ગુરુદેવના વરદહસ્તનો સિક્કો જે જિજ્ઞાસુ ભક્તના શિરપર પડ્યો હોય તે જ ટંકશાળી જિજ્ઞાસુ ભક્ત કહેવાય પછી એ ગમે તેવો હોય ટંકશાળમાંથી આવેલા સિક્કામાં પણ કેટલાક ખોટા નીકળે છે તેવું જિજ્ઞાસુઓમાં પણ હોય છે. હજારોના ટોળામાં ભરાઈ જઈ ચાલ્લો કરાવી લાવે અને બહાર બણગાં મારે પણ એ ખોટો જ્યાં જાય ત્યાંથી પાછો પડે. જ્યારે સાચો ટંકશાળી જ્યાં જાય ત્યાં આદર પામે. ખોટાના ચળકાટ કરતાં સાચાનો ચળકાટ અને રણકો જુદી જ જાતનો હોય.

આપણે બધા મહાન્ સર્વોપરી ટંકશાળના સિક્કાઓ છીએ આપણો રણકો અને ચળકાટ પોતાનું સ્વરૂપ ન તજે અને કોઈને ઘસી ઘસીને અને પછાડી પછાડીને ચળકાટ અને રણકાની પરીક્ષા કર્યા ન કરવી પડે એટલું જ આપણે જોવાનું છે કઈ ટંકશાળના આપણે સિક્કા છીએ એ ગૌરવ પણ નજર સમક્ષ સતત રાખવાની જરૂર છે.

---

## श्रीकार्तिकीपूर्णिमा महापूजनमहोत्सव

[ સ્થળ—આનંદાશ્રમ-બીલખા ]

ગતાંકમાં જણાવ્યા પ્રમાણે કાર્તિક સુદિ ૧૫ શનિના દિવસે અગાઉથી છપાયેલ કાર્યક્રમ પ્રમાણે પૂજ્યપાદકૃપાસિંધુ શ્રીસદ્ગુરુદેવના મહાપૂજનમાં ભાગ લેવા માટે બંધુ-બહેનો સારી સંખ્યામાં આવ્યાં હતાં.

સુદિ ૧૪ના રાત્રે શ્રવણમંદિરમાં સૌ એકત્ર થતાં " મહાપૂજનમહોત્સવના આરંભનો પ્રસ્તાવ " શ્રીમાન્ મહારાણીદાસ ગોકુલદાસ દેસાઈ-વેદાંતભૂષણે કર્યો હતો.

સુદિ ૧૫ શનિવારે સવારના ૯ વાગતા સૌ બંધુ-બહેનો શ્રવણમંદિરમાં એકત્ર થયાં હતાં. પૂજ્યપાદ સદ્ગુરુદેવના મહાપૂજનનું મંગળ કાર્ય વેદઘોષના મંગળોચ્ચારદ્વારા શરૂ થયું હતું. વચ્ચે વચ્ચે શ્રીસદ્ગુરુપ્રશસ્તિઓ, સ્તુતિપ્રાર્થનાનાં પદો બોલાતાં હતાં. ત્યારબાદ

# શ્રીસદ્ગુરુનાથ-સંકીર્તન

[ લેખક:—શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહજી ઠાકોર ]

ઘડિયાળમાં રાત્રિના સાડાઆઠનો ટકોરો પડે છે……ગુરુદેવનાં ગુણગાન ગાવાનો અરવો લ્હાવ મળ્યો એ આનંદે હર્ષઘેલા બનેલા હૈયામાં ઉમટતાં પ્રેમભાવોના પૂરનો પ્રવાહ કીર્તનકારના કંઠમાંથી વહી રહ્યો છે……એ પ્રેમપૂરના પ્રવાહમાં વક્તા સાથે શ્રોતાઓ પણ તણાઈ રહ્યા છે……હારમોનિયમની સુતેલી સુરાવલિપર કથ્થક નૃત્ય કરતી કીર્તનકારની કરાંગુલિઓ સુરોને જગાડી રહી છે……તબલચીની તર્જની ઇત્યાદિ આંગળીઓ તબલાંપર તાંડવ ખેલીને તાલને જગાડી રહી છે……મોરલીનો મધુર નાદ વાતાવરણમાં કોઇ ઓર મધુરતા રેલવી રહ્યો છે……ખંજરીનો ખણખણાટ…ને…મજીરાંનો ખનખનાટ પણ તાલમાં તાલ આપી રહ્યો છે……આવા સંગીતમય વિશુદ્ધ વાતાવરણમાં કીર્તનકારની પ્રેમભાવવાહી શૈલી શ્રોતાઓના હૃદયસુધી પહોંચી સૌને ડોલાવી રહ્યો છે……એવામાં સાડાદશનો ટકોરો પડે છે…ને…શ્રીસદ્ગુરુદેવકી જય બોલી બધું બંધ કરવામાં આવે છે!

મુંબઈમાં કાંદાવાડીમાં આવેલા માધવભવનમાં કે જ્યાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ દર રવિવારે મળે છે ત્યાં આશ્વિન સુદિ ૬/૨૦૦૫ બુધવારથી રોજ રાત્રે આવો કાર્યક્રમ ચાલી રહ્યો છે……સમય-ચક્ર પણ અવિરત ચાલી રહ્યું છે……સુખનો…આનંદનો… સમય જાણે જલદી વીતી જાય છે……કૃપાનાથના કીર્તન-શ્રવણથી કિલ્લોલ કરતાં કાળજાંધારી-ઓની અજાયબી વચ્ચે પંદર દિવસો જાણે જલદી વીતી ગયા…આશ્વિન વદિ ૫/૨૦૦૫ બુધવારે આખ્યાનની સમાપ્તિ થઈ!

અમૃતપાનથી પરિતૃપ્ત થનાર પણ વધારાના અમૃતનો ત્યાગ કરવાનું નહિ જ ઇચ્છી શકે; એ રીતે કૃપાનાથના કીર્તનામૃતપાનથી પરિતૃપ્ત થયેલા સૌ ભાવિક શ્રોતાઓને લાગ્યું કે 'શ્રીનાથ-સંકીર્તન પંદરને બદલે ત્રીશદિવસસુધી ચાલ્યું હોત તો વધુ આનંદ લૂંટી શકત!' કીર્તનકારે નાથ-સંકીર્તનની મોહિની એવી લગાડી દીધી કે સૌથી આવા ભાવનું બોલ્યાવિના રહેવાયું નહિ!

ઢાંકનિવાસી કીર્તનકાર શ્રી, ગાંડાલાલભાઈએ કૃપાનાથના કીર્તનમાં એવા ભાવો ભર્યા છે કે એ ભાવો વ્યક્ત કરતાં કરતાં પોતે તો આનંદમગ્ન બની જાય છે પરંતુ સાંભળનારાંઓને પણ આનંદમાં તરબોળ બનાવી જાય છે! એમનાજ શબ્દોમાં કહીએ તો…એ કીર્તનનાં.

'વર્ણન કરવાં કેવાં, છે જાતે સાંભળવા જેવાં.'

નિયત સમયાનુસાર બરાબર પંદર દિવસમાં માધવભવનમાં કીર્તનની સમાપ્તિ થઈ ગઇ. બીજે દિવસે શ્રીમાન્ શેઠ જાદવજીભાઈ તરફથી લાડની વાડીમાં કીર્તન રખાયું હતું. તે સમયે શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી 'કૃપાનાથની પ્રસાદી'રૂપે એક ચંદ્રક કીર્તનકારને અપાયો હતો. પછીના દિવસે શ્રી. અમથાલાલભાઈ તરફથી તેને ઘરે કીર્તન રખાયું હતું. છેલ્લે કૃપાનાથના સખાભક્ત સ્વ. લાલસિંહજીભાઈના પુત્રો ને પૌત્રો તરફથી પણ પોતાને ઘરે-વિશ્રામભવનમાં કીર્તન રખાયું હતું; અને તેમના તરફથી પણ 'કૃપાનાથની પ્રસાદી' રૂપે એક ચંદ્રક કીર્તનકારને અપાયો હતો.

કૃપાનાથના જીવન ને કવનથી અજાણ મનુષ્યોને એ સંતની સાચી પિછાણ કરાવવા

# શ્રીસદ્‌ગુરુનાથ-સંકીર્તન

[ લેખકઃ—શ્રી. નરેંદ્રસિંહ દયાળસિંહજી ઠાકોર ]

ઘડિયાળમાં રાત્રિના સાડાઆઠનો ટકોરો પડે છે……ગુરુદેવનાં ગુણગાન ગાવાનો અરવો લ્હાવ મળ્યો એ આનંદે હર્ષઘેલા બનેલા હૈયામાં ઉમટતા પ્રેમભાવોના પૂરનો પ્રવાહ કીર્તનકારના કંઠમાંથી વહી રહ્યો છે……એ પ્રેમપૂરના પ્રવાહમાં વક્તા સાથે શ્રોતાઓ પણ તણાઈ રહ્યા છે……હારમોનિયમની સુતેલી સુરાવલિપર કથ્થક નૃત્ય કરતી કીર્તનકારની કરાંગુલિઓ સુરોને જગાડી રહી છે……તબલચીની તર્જની ઈત્યાદિ આંગળીઓ તબલાંપર તાંડવ ખેલીને તાલને જગાડી રહી છે……મોરલીનો મધુર નાદ વાતાવરણમાં કોઈ ઓર મધુરતા રેલવી રહ્યો છે……ખંજરીનો ખણખણાટ…ને…મંજીરાંનો ખનખનાટ પણ તાલમાં તાલ આપી રહ્યો છે……આવા સંગીતમય વિશુદ્ધ વાતાવરણમાં કીર્તનકારની પ્રેમભાવવાહી શૈલી શ્રોતાઓના હૃદયસુધી પહોંચી સૌને ડોલાવી રહ્યો છે……એવામાં સાડાદશનો ટકોરો પડે છે…ને…શ્રીસદ્‌ગુરુદેવકી જય બોલી બધું બંધ કરવામાં આવે છે!

મુંબઈમાં કાંદાવાડીમાં આવેલા માધવભવનમાં કે જ્યાં શ્રીઆનંદાશ્રમમુમુક્ષુમંડળ દર રવિવારે મળે છે ત્યાં આશ્વિન સુદિ ૬/૨૦૦૫ બુધવારથી રોજ રાત્રે આવો કાર્યક્રમ ચાલી રહ્યો છે……સમય-ચક્ર પણ અવિરત ચાલી રહ્યું છે……સુખનો…આનંદનો…સમય જાણે જલદી વીતી જાય છે……કૃપાનાથના કીર્તન-શ્રવણથી કિલ્લોલ કરતાં કાળજાંધારીઓની અજાયબી વચ્ચે પંદર દિવસો જાણે જલદી વીતી ગયા…આશ્વિન વદિ ૫/૨૦૦૫ બુધવારે આખ્યાનની સમાપ્તિ થઈ!

અમૃતપાનથી પરિતૃપ્ત થનાર પણ વધારાના અમૃતનો ત્યાગ કરવાનું નહિ જ ઈચ્છી શકે; એ રીતે કૃપાનાથના કીર્તનામૃતપાનથી પરિતૃપ્ત થયેલા સૌ ભાવિક શ્રોતાઓને લાગ્યું કે 'શ્રીનાથ-સંકીર્તન પંદરને બદલે ત્રીશદિવસસુધી ચાલ્યું હોત તો વધુ આનંદ લૂંટી શકત!' કીર્તનકારે નાથ-સંકીર્તનની મોહિની એવી લગાડી દીધી કે સૌથી આવા ભાવનું બોલ્યાવિના રહેવાયું નહિ!

ઢાંકનિવાસી કીર્તનકાર શ્રી, ગાંડાલાલભાઈએ કૃપાનાથના કીર્તનમાં એવા ભાવો ભર્યા છે કે એ ભાવો વ્યક્ત કરતાં કરતાં પોતે તો આનંદમગ્ન બની જાય છે પરંતુ સાંભળનારાંઓને પણ આનંદમાં તરબોળ બનાવી જાય છે! એમનાજ શબ્દોમાં કહીએ તો…એ કીર્તનનાં.

'વર્ણન કરવાં કેવાં, છે જાતે સાંભળવા જેવાં.'

નિયત સમયાનુસાર બરાબર પંદર દિવસમાં માધવભવનમાં કીર્તનની સમાપ્તિ થઈ ગઇ. બીજે દિવસે શ્રીમાન્ શેઠ જાદવજીભાઈ તરફથી લાડની વાડીમાં કીર્તન રખાયું હતું. તે સમયે શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળતરફથી 'કૃપાનાથની પ્રસાદી'રૂપે એક ચંદ્રક કીર્તનકારને અપાયો હતો. પછીના દિવસે શ્રી. અમથાલાલભાઈ તરફથી તેને ઘરે કીર્તન રખાયું હતું. છેલ્લે કૃપાનાથના સખાભક્ત સ્વ. લાલસિંહજીભાઈના પુત્રો ને પૌત્રો તરફથી પણ પોતાને ઘરે-વિશ્રામભવનમાં કીર્તન રખાયું હતું; અને તેમના તરફથી પણ 'કૃપાનાથની પ્રસાદી' રૂપે એક ચંદ્રક કીર્તનકારને અપાયો હતો.

કૃપાનાથના જીવન ને કવનથી અજાણ મનુષ્યોને એ સંતની સાચી પિછાણ કરાવવા

હરહંમેશ પ્રયત્નશીલ રહેવું એ પ્રત્યેક શિષ્યની પવિત્ર ફરજ છે-સાચી સદ્‌ગુરુસેવા છે! એ સેવાનો લાભ લેવા કયો સદ્‌ભાગી શિષ્ય તત્પર નહિ હોય?

સંગીતપ્રધાન કીર્તનમાં જનસમુદાયને આકર્ષવાની શક્તિ છે, અને જ્યારે સંગીતની સાથમાં હૈયાને હચમચાવી જાય એવી ભાવવાહી શૈલી હોય ત્યારે તો સોનામાં સુગંધ મળ્યા જેવું થાય છે! સોનામાં સુગંધનો સુમેળ આ શ્રીસદ્‌ગુરુનાથ-સંકીર્તનમાં સધાયો છે! કૃપાનાથનો એકાદો શિષ્ય પણ જે ગામમા રહે છે એવું એક પણ ગામ રહેવું ન જોઈએ કે જે ગામમા શ્રીસદ્‌ગુરુનાથ-સંકીર્તન થયું ન હોય! જગતને નાથપ્રત્યે શ્રદ્ધાભક્તિ વધવામાટે આ એક પ્રચાર સાધન ગણાય!

જેમ શ્રીમદ્ ભાગવતપારાયણ-સપ્તાહ, રામાયણ-સપ્તાહ, વગેરે થાય છે તેમ 'શ્રી-સદ્‌ગુરુનાથ-સંકીર્તન સપ્તાહ' પણ થઈ શકે! આ કીર્તનની સપ્તાહ કરી શકાય એવા રૂપમાં એની ફરીથી યોજના કરવાનું નિર્ણીત કરવામાં આવ્યું છે!

'શ્રીસદ્‌ગુરુનાથ-સંકીર્તન સપ્તાહ' ગામેગામ ઉજવવાનો અમૂલ્ય લહાવો કોઈપણ શિષ્યજન જતો નહિ કરે એવી આશા સાથે વિરમુ છુ!

તા. ક:—ભાઈબીજના મંગલ પર્વને દિવસે ગુરુબંધુ શ્રી ચત્રભુજ શેઠને ઘરે પણ કીર્તનકાર શ્રી. ગોકળદાસભાઈએ બહુ સુંદર સંકીર્તન કરેલું!......જયનાથ! ......જય પ્રભુ!!

——[ * ]——

## श्रीआनंदाश्रम-समाचार

### (આશ્વિનમાસ)

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન:**—શરદપૂનમ, ગ્રહણનિમિત્તે તથા નૂતનવર્ષારંભનિમિત્તે સૌ આનંદાશ્રમવાસીઓએ એકત્ર થઈ પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કર્યું હતું, તેમજ સૌને પ્રસાદ અને ચરણામૃત અપાયાં હતાં, તથા ભજનધૂન પણ થયાં હતા

પુષ્પસેટ—રૂા. ૧૧-૦-૦ શ્રી. રમણિકલાલ જયંતીલાલ ચોવટીયા-રાજકોટ.

રુદ્રાભિષેક—૧ બહેન સંતોકબહેન રૂપસિંહજી-અમરેલી, શ્રી. છગનલાલ સવજીભાઈ-મુંબઈ ૩૦ રુદ્રાભિષેક.

ભોજન:—રૂા. ૪૫-૬-૦ ડૉક્ટર શ્રી. વામનરાય જટાશંકર પાઠક વસાવડ તરફથી જયંતીના દિવસે ફલાહાર વગેરે. રૂા. ૪૮-૦-૦ શ્રી. તુલસીદાસ જેઠાભાઈ-રાજકોટ. રૂા. ૧૩-૦-૦ શ્રી. લક્ષ્મીશંકર નરભેરામ-દેરડી રૂા. ૨૬-૮-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ. રૂા. ૨૭-૧-૦ શ્રી. હરજીવન કેશવજી શાહ-મુંબઈ. રૂા. ૨૬-૦-૦ વ્રજમોહન રમણિકલાલ કેશરાણી-મુંબઈ. રૂા. ૧૫-૦-૦ શ્રી. મહાશંકર છગનલાલ રાવળ-ભાવનગર તરફથી શરતી રકમના વ્યાજમાંથી ફલાહાર. રૂા. ૩-૧૨-૦ શ્રી. ભાઈશંકર ધનજી દવે શરતી થાળ. રૂા. ૩-૦-૦ શ્રી. વિશ્વનાથ કાલિદાસ-કુડલા. શરતી થાળ. માતુશ્રી અંનબાઈ મા ખડખડવાળા તરફથી ૨૨ સીધાં (ભોજનમાટે)

થાળો:—રૂા. ૧-૪-૦ શ્રી. ઈશ્વરદત્ત નથુરામ-માણાવદર. રૂા. ૧-૪-૦ શ્રી. ગિરજાશંકર ત્રિકમજી-ચપરી રૂા ૧-૪-૦ શ્રી. રામસિંહ મનજીસિંહ-જુનાગઢ રૂા ૫-૪-૦ શ્રી. કેશવજી

ધડિ
મરવો હ્હા
કીર્તનકારના
પણ તણાઇ
કરાંગુલિઓ
તાંડવ ખેલ
મધુરતા રેલ
તાલ આપી
શૈલી શ્રોતા
ટકોરા પડે
મુંબઇ
દર રવિવારે
ચાલી રહ્યો
સમય જાણે
એની અજાય
બુધવારે આ
અમૃત
એ રીતે
'શ્રીનાથ-
શકત !' કીર્ત
બોલ્યાવિના ર
ઢાંકનિવા
છે કે એ ભાવે
પણ આનંદમાં

નિયત
બીજે દિવસે
સમયે શ્રીઆનં
અપાયો હતો.
છેલ્લે કૃપાનાથ
ઘરે-વિશ્રામભવ
રૂપે એક ચંદ્ર
કૃપાનાથ

૦-૨-૦ શ્રી. દ્વામજી
૦-૨-૦ ,, ત્રિપુરારી
૦-૨-૦ ,, પ્રેમશંકર
૦-૨-૦ ,, પૂ. બ્ર. દલપતરામજી
૦-૧-૦ પરચુરણ હા. દલપતરામજી
ગ્રહણ નિમિતે મહાપૂજન ભેટ
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૨-૪-૦ ,, માણેકલાલભાઈ ચંદારાણા
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૫-૩ શ્રી. રતિલાલભાઈ કોઠારી
૦-૪-૦ ,, શાસ્ત્રીજી દયારામભાઈ
૦-૪-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૧-૩ વિ. ઉમેદલાલ
૧-૦-૦ બેન મણિબેન ત્રિવેદી
૦-૪-૦ ,, સગુણાબેન
૦-૪-૦ ,, મણિબેન-બીલખા
૬-૦-૦ શ્રી. ચતુરભાઈ આશાભાઈ તરફથી શરદપુનમના દિવસે પૌવા દૂધનો થાળ ૧ શરતીય.
૨-૧૪-૦ શ્રી. હરજી કરશન લીંબુડા આશ્રમમાં આવેલ ભેટના.
૦-૨-૯ વિ. ભાનુશંકર
૨-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ પરમાણંદદાસ-ભાવનગર
૦-૩-૯ પરચુરણ

શ્રી મુંબઈ આનંદાશ્રમ-મુમુક્ષુમંડળમાં

**જયંતીમહોત્સવના મહાપૂજન ભેટઃ—**

૫-૫-૩ એક ભક્તજન
૧-૦-૦ શ્રી. રૂપશી કાળાભાઈ
૧-૦-૦ ,, ગૌરીશંકર ઓધવજી
૧-૦-૦ ,, ગાંડાલાલ શાસ્ત્રી
૨-૦-૦ ,, દયાળસિંહજીભાઈ
૧૦-૦-૦ ,, નટવરલાલ ટી. પારેખ
૦-૮-૦ ,, ભાણજી પરમાણંદ
૫-૦-૦ ,, રાજસી ધરમશી
૧-૦-૦ ,, ચત્રભુજ કાલિદાસ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચત્રભુજ

૧-૦-૦ શ્રી. હરસુખલાલ મણિશંકર
૨-૦-૦ ,, હરજીવન કેશવજી
૨-૦-૦ ,, રૂપસિંહજી રાણા
૧-૦-૦ બેન નર્મદાબેન રાણા
૦-૮-૦ ,, નિર્મળાબેન ,,
૦-૮-૦ શ્રી. નટવરસિંહજી રાણા
૦-૮-૦ ,, મનહરસિંહજી ,,
૦-૪-૦ એક ભક્ત
૦-૮-૦ શ્રી. જશવંતસિંહ રાણા
૧-૪-૦ ,, મૂળશંકરભાઈ પડીયા
૧-૦-૦ ,, જીભાઈ ગિરજાશંકર
૧-૦-૦ ,, રાજસી ધરમશી
૨-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, મૂળચંદ હરજીવન
૧-૦-૦ ,, છગનલાલ સવજી
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૨-૦-૦ ,, મૂળજી અરજણ
૦-૮-૦ ,, અમચાલાલ શાહ
૧-૪-૦ શ્રી. જમનાદાસ મનજી
૧-૪-૦ ,, દુર્લભદાસ મોતીચંદ
૧-૦-૦ ,, ગોકુળદાસ શિવશંકર
૧-૪-૦ ,, પ્રેમજી કુરજી
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૦-૪-૦ ,, બલભદ્ર શંકરસિંહ
૦-૪-૦ ,, દીપુલાલ શંકરસિંહ
૧-૦-૦ ,, ઉપેંદ્રસિંહજી કરણસિંહજી
૧-૦-૦ ,, શિવસિંહ પ્રતાપસિંહ
૧-૦-૦ ,, હરજીવન જશરાજ
૨-૦-૦ ,, મૂળજી માધવજી
૨-૦-૦ ,, રૂપશી કાળાભાઈ
૫-૦-૦ ,, લાલજી લધાભાઇ
૧૧-૦-૦ એક ભક્તજન
૫-૦-૦ શ્રી. ચંદ્રસિંહ પ્રતાપસિંહજી
૧-૦-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૧-૦-૦ ,, અરવિંદ કાંતિલાલ
૦-૪-૦ ,, મધુસૂદનભાઈ
૦-૮-૦ ,, કૃષ્ણદાસ શામજી

૦-૪-૦ એક ભક્તજન

૦-૪-૦ એક ભક્તજન

૦-૮-૦ શ્રી અરૂણકુમાર પ્રતાપસિંહ

૧-૦-૦ ,, મૂળશંકરભાઈ જસદણવાળા

૧-૪-૦ ,, શશીકુમાર ઠાકોર

૦-૮-૦ ,, મહેશ ઠાકોર

૧-૦-૦ ,, રતનજી રામજી

૦-૪-૦ ,, પ્રાણજીવન હંસરાજ

૦-૮-૦ ,, શાંતિલાલ મહેતા

૦-૪-૦ ,, ભગવાનદાસભાઈ

૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ

૧-૦-૦ ,, મણિશંકર જયશંકર

૧-૦-૦ ,, ઠાકુભાઈ ભીમજી

૧-૦-૦ ,, ભદ્રસિંહ પ્રતાપસિંહ

૦-૮-૦ બહેન જશોદામૌરી બહેન

૦-૮-૦ ,, માણેકબહેન

૦-૮-૦ શ્રી. મોતીરામભાઈ

૧-૦-૦ બહેન અવલબહેન ઠાકોર

૦-૮-૦ ,, ગીતાબહેન ઠાકોર

૦-૮-૦ ,, મુક્તાબહેન

૧-૦-૦ ,, ઊર્મિબહેન

૦-૪-૦ ,, પ્રાણકુંવરબહેન

૧-૦-૦ ,, લીલાબહેન ઠાકોર

૧-૦-૦ ,, સવિતાબહેન ઠાકોર

૦-૮-૦ ,, સવિતાબહેન જગજીવન

૧-૦-૦ ,, હીરાબહેન ઠાકોર

૦-૮-૦ ,, ગાયત્રીબહેન ઠાકોર

૦-૮-૦ ,, લલિતાબહેન ઠાકોર

૦-૮-૦ ,, સંતોકબહેન ઠાકોર

૦-૪-૦ ,, શારદાબહેન ઠાકોર

૦-૪-૦ શ્રી. ઈંદુભાઈ

૧-૦-૦ બહેન અનસૂયાબહેન ઠાકોર

૧-૦-૦ શ્રી હરજીવન છગનલાલ

૧-૦-૦ બહેન તારાબહેન ઠાકોર

૧૦-૦-૦ શ્રી. ભોવાભાઈ જેઠાભાઈ

૭-૦-૦ ,, મગળદાસભાઈ ભક્ત

૨-૦-૦ ,, જમનાદાસ સપત્રી

૨-૦-૦ ,, હરિવરભાઈ

૧૫-૧૧-૯ પરચુરણ

૫-૮-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિઠ્ઠલદાસ

× × ×

૧-૦-૦ ,, સગુણાબેન-રાજકોટ

૦-૪-૦ ,, એક ભક્તજન

૧-૦-૦ ,, મવજી જેરામ

૧-૦-૦ બેન મણિબેન અઢીયા

૨-૦-૦ શ્રી જીવરાજ રામજી-જૂનાગઢ
ઔષધો માટે

૫-૪-૦ બેન સારીબેન-પોરબંદર

૦-૧૨-૩ મંદિરેથી પરચુરણ

૧-૦-૦ શ્રી વૈકુંઠરાયભાઈ-પોરબંદર

૧-૦-૦ ,, શાંતિલાલ કરશનદાસ-જૂનાગઢ

૧-૪-૦ ,, શાંતિલાલ કરશનદાસ સત-
નારાયણની કથા કરવા નિમિત્તે
ભેટ બીલખા-આનંદાશ્રમમાં—

૧૦-૧૩-૩ પૂ. કૃપાનાથના સ્વરૂપાવસ્થાનના
દિવસે પૂજન ભેટના—
હ. શ્રી મ. રા. જોશી

૧-૦-૦ શ્રી જટાશંકર જગજીવન

૧-૪-૦ ,, રતનશી લલુભાઈ

૧૦-૦-૦ ,, રૂપસી કાગા-આફ્રિકા

૩-૧૨-૦ જ્ઞાનદાન સવજી તરફથી રુદ્રાભિષેક
પૂજાપાના

આસો વદિ ૩૦ સુધી

—[ * ]—



Reg. No. B. 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ નવેમ્બર

## શ્રીસદ્ગુરુમહાપૂજન-સમાચાર

માગશર સુદિ ૧૫ સોમવાર તા. ૫ ડિસેમ્બર ૧૯૪૯ સવારના સ્ટા. ટા. ૭થી ૧૦ાા દત્તાત્રેય જયંતી નિમિત્તે માધવબાગન કાંદાવાડીમાં મહાપૂજન થશે.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

શ્રીઆનંદાશ્રમ, નવાગામ, પો. બીલખા—(સૌરાષ્ટ્ર) તરફથી

પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર

P. O. Billkha (Saurashtra-India)

શ્રી. ફોર્બસ ગુજરાતી સભા, નં. ૩૬૫, વિઠ્ઠલવાડી રોડ, ઠાકુરદ્વાર, મુંબઈ ૪

## શ્રીનાથઘાટ

શ્રી. દયાળસિંહજીભાઈ તથા શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદીએ શ્રીનાથઘાટ-નાથગંગા સ્મારક ફંડમાં પોતાને થયેલું પ્રવાસ ખર્ચ જમા કરાવ્યું છે.

" આ નાથઘાટના પ્લોટની જમીન (૪૩૮૫) ચોરસવાર, સાવરકુંડલાવાળા સ્વ. ઠક્કર વિઠ્ઠલદાસ શામજીના સુપુત્રો ઠક્કર ગિરધરલાલ, જમનાદાસ અને જયંતીલાલ વિઠ્ઠલદાસ, એ ત્રણ ભાઈઓએ જમીન ખરીદ કરી બીલખા-આનંદાશ્રમમાં શ્રીમન્નાથ પ્રભુચરણમાં ભેટ આપેલ છે. આ ત્રણ ભાઈઓની સાત્વિકી શ્રદ્ધા ધન્યવાદને પાત્ર છે."

અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી

મંત્રી-નાથઘાટ સ્મારક ફંડ

---

**નોંધ:**—આ માસમાં આનંદાશ્રમના ઔષધાલયનો લાભ આશરે ૪૫ બંધુઓએ લીધો છે, અને પુસ્તકાલયનો લાભ ૧૨ બંધુ-બહેનોએ લીધો છે.

વર્ષ ૧૮ મું
માર્ગશીર્ષ
ડિસેમ્બર ૧૯૪૯
અંક ૬
સંવત્ ૨૦૦૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनन्दाश्रम उज्ज्वलः ॥

ભાવાર્થ — શ્રીનાથભગવાનના નિવાસધામભૂત ઉજ્જ્વલ આનંદાશ્રમ મનુષ્યોનો ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા





સિરોહીનિવાસી શ્રી. દેવશંકર શ્યામજી રાવળના આમંત્રણથી પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી તથા પાદુકાજી સાથે શ્રી. દયાળસિંહજીભાઈ તથા શ્રી. અંબાશંકરભાઈ ત્રિવેદી અને પૂ. મ. દલપતરામજી સીરોહી ગયા હતા, અને ત્યાં પૂજ્યપાદ કૃપાનાથનાં છબિજી અને પાદુકાજીનું ભાવભીનું સ્વાગત અને પધરામણી તેમને ત્યાં અને ગામમાં ત્યાંના ભાવિક બંધુભગિનીઓએ કર્યાં હતાં. તેમજ ત્યાંથી ભાવિક સજ્જનોના આગ્રહથી વાડાસડા, નીલાખા, ઢાંક, ધોરાજી અને જૂનાગઢ એ ગામોમાં પણ પૂજ્યપાદશ્રીની પધરામણી અને મહાપૂજન કરાવવામાં આવ્યાં હતાં, અને ત્યાં ત્યાં ધર્મપ્રચારાર્થે પ્રસંગોચિત વ્યાખ્યાનો અને ભજનધૂન થયાં હતાં.

[ * ]

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવા.


તંત્રી અને પ્રકાશક: શ્રી મહાસુખલાલ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ-માંગરોળ-સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રી ભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ દેવચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થ:-આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૬ માર્ગશીર્ષ [ અંક ૬ ઠો

# બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા

[ લેખક-વકીલ કાનજી વાલજી ઠક્કર ]

નમું બ્રહ્મનિષ્ઠ ગુરુ નથુરામને રે, ધન્ય એનાં અલૌકિક કામને રે. નમું
એની આંખડીયે અમૃત ભર્યાં રે, જ્ઞાનદીપમાળને પૂર્યા કરે રે. નમું
મનોહારી વાણીથી મુખ શોભતું રે, બ્રહ્મતેજે લલાટ પ્રકાશતું રે નમું.
જ્ઞાનગંગાનો સ્રોત એ સોહામણો રે, આનંદાશ્રમ છે રળીયામણો રે. નમું.
પુનિત પગલામાં એના પ્રણામ છે રે, મુમુક્ષુને ઠરવાનું એ ઠામ છે રે. નમું.
મૂર્તિમંત બ્રહ્મચર્ય એના દેહ છે રે, પ્રાણિમાત્રથી હમેશ એનો સ્નેહ છે રે. નમું.
એણે વૈશ્યોને ઉપવીત આપીયાં રે દ્વિજ કેરા અધિકાર વળી સ્થાપીયા રે. નમું.
વેદધર્મનો પ્રચાર કર્યો પ્રેમથી રે, યોગાભ્યાસે અખંડ બ્રહ્મચર્યથી રે. નમું
એની વાણી મધુરી સુધાભરી રે, જેને સર્વદા સમાન મિત્ર ને અરિ રે. નમું.
રચ્યા ગુર્જરી ગિરામાં ગ્રંથને રે, ટાળી વાસના બતાવે મોક્ષપંથને રે. નમું.
રચ્યાં આહ્નિક એણે ચાર વેદનાં રે, દૂર કીધી ઊંડી દ્વૈત ભાવના રે. નમું.
શિષ્ય સર્વેતણા એક તારનાર છે રે, શ્રદ્ધાવાનતણો બેડલો પાર છે રે. નમું.

સંત સાચા સૌરાષ્ટ્રનાં સોહામણા રે, એણે કીધાં પવિત્ર શિષ્ય આંગણાં રે. નમું.
દિવ્ય દર્શન પુનિત નિત્ય અવનવું રે, એના ગુણો વિવિધ શું વર્ણવું રે. નમું.
શાંત રૂપ એવું જાણે સદાશિવ છે રે, કહે બ્રહ્મથી અભિન્ન જીવ શિવ છે રે. નમું.
કર્યાં ખેચરીવડે અમીપાનને રે, હર્યાં યોગવડે કૈંક અજ્ઞાનને રે. નમું.
એના ઊરે સૌજન્ય ગંભીરતા રે, રુંવે રુંવે ભરેલી પ્રસન્નતા રે. નમું.
ગુરુ ગોવિંદ કરતાં વિશેષ છે રે, ઊર અજવાળનારા દિનેશ છે રે. નમું.
જન્મદાતા ભગવાન્ શ્રી રામ છે રે, જન્મ ટાળનાર ગુરુ નથુરામ છે રે. નમું.
કાન વંદન કરે શ્રીચરણમાં રે, રાખો સદ્ગુરુ હંમેશાં શરણમાં રે. નમું.

———[ * ]———

## श्रीनाथवचनामृत

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

દ્વિજ કન્યાઓનો વિવાહકાલ આઠવર્ષથી માંડીને બારવર્ષસુધી ને દ્વિજકુમારોનો વિવાહ સોળવર્ષથી માંડીને પચીશ વર્ષસુધી શાસ્ત્રસંમત જણાય છે.

તેમાં વર્તમાનપરિસ્થિતિઅનુસાર દ્વિજકન્યાઓનો વિવાહ બારમા વર્ષની આસપાસ ને દ્વિજકુમારોનો વિવાહ વીશમા વર્ષની આસપાસ થાય એ યોગ્ય જણાય છે.

રજોદર્શનપછી દ્વિજકન્યાના વિવાહનું મુખ્યપણું કે ગૌણપણું ગણાતું નથી, પણ આપત્કાલપણું ગણાય છે.

ઋતુદર્શનમાં વૃષલીત્વબોધક વાક્યોનું તાત્પર્ય આપત્કાલવિના ઋતુદર્શન થયા પહેલાં દ્વિજકન્યાનો વિવાહ અવશ્ય કરવો જોઈએ એમ જણાવવામાં છે.

દ્રાવીડ બ્રાહ્મણોનો દ્રાવીડ બ્રાહ્મણોની સદાચારયુક્ત અવાંતર શ્રેણીઓમાં ને ગૌડબ્રાહ્મણોનો ગૌડબ્રાહ્મણોની સદાચારયુક્ત અવાંતર શ્રેણીઓમાં વિવાહ શાસ્ત્રસંમત જણાય છે. એજ પ્રમાણે જેમના લગભગ સમાન આચાર હોય તેવા ક્ષત્રિયોમાટે ને વૈશ્યોમાટે પણ જાણવું.

શ્રુતિસ્મૃતિનો વિરોધ ન આવે ને વર્ણાશ્રમના સદાચારનું રક્ષણ થાય તેટલું ધર્મપરિવર્તન શાસ્ત્રજ્ઞ શિષ્ટ પુરુષની અનુમતિથી થઈ શકે. તેમાં કોઈ વિષયમાં સંકોચનાખ્ય ને કોઈ વિષયમાં પ્રવર્તનાખ્ય ધર્મપરિવર્તન થઈ શકે.

દ્વિજ વિધવાનો પુનર્વિવાહ અને દ્વિજદંપતિના વિવાહનો મોક્ષ ધર્મશાસ્ત્રદષ્ટિએ યોગ્ય નથી, કિંતુ નિંદ્ય છે.

ચાંડાલાદિ અસ્પૃશ્યોનું અસ્પૃશ્યપણું તેમનાં પૂર્વજન્મનાં કુકર્મને લઈને જાતિથી છે, માત્ર વર્તમાનકર્મથીજ નથી.

મ્લેચ્છોના ને અંત્યજોના સ્પર્શવિષયમાં, તેમના સભાપ્રવેશ વિષયમાં, તેમના કૂપોદકગ્રહણવિષયમાં ને તેમના દેવાલયપ્રવેશવિષયમાં લોકવિદ્વેષ ન થાય એમ વર્તી ધર્મનું રક્ષણ કરવું યોગ્ય છે મ્લેચ્છોનો ને અંત્યજોનો સ્પર્શ આપત્કાલવિના દ્વિજે ન કરવો. આપત્કાલે તેમનો સ્પર્શ થાય તો તેમણે સ્નાન કરવું. સભામાં તેમનો પ્રવેશ કરાવવાની અગત્ય જણાય તો તેમનાં આસનો પૃથક્ ગોઠવાય, ને તેમ નજ બને તો દ્વિજ પોતાને ઘેર જઈ સ્નાન કરે. તેમને માટે પૃથક્ કૂપ કરાવાય, ને તેમાંથી તેઓ જલગ્રહણ કરે, તેમ યત્ન કર્યા છતાં તુરતમાં નજ બને એમ હોય તો તેવી ગોઠવણ થતાંસુધી આપદ્ધર્મ અંગીકાર કરીને જલગ્રહણ કરવાનો સમય નક્કી કરી, દ્વિજ પ્રથમ જલગ્રહણ કરે, ને પછી તેઓ જલગ્રહણ કરે. દેવાલયમાં તેમનો પ્રવેશ ન કરાવી શકાય સગવડ હોય તો તેઓ બહારથી દેવનાં દર્શન કરી શકે.

યવનાદિ જાતિ પૂર્વકાલમાં વેદધર્મના ત્યાગરૂપ કર્મવડે થયેલી, પણ વર્તમાનકાલમાં તે જન્મસિદ્ધ ગણાય.

દ્વિજે મ્લેચ્છનો જેવો સંસર્ગ કર્યો હોય તે પ્રમાણે તેને પ્રાયશ્ચિત્ત આપી શકાય, પણ મ્લેચ્છધર્મ અંગીકાર કરી તેમની સાથે જેમણે ખાનપાનનો વ્યવહાર સેવ્યો હોય તેમને પ્રાયશ્ચિત્ત આપી પુનઃ દ્વિજ ન કરી શકાય. તેમને હિન્દુધર્મમાં લઈ શકાય.

સંવત્સરપર્યંત મ્લેચ્છનો સંસર્ગ રાખનારને અને તેથી અધિક સમય તેમનો સંસર્ગ રાખનારને પ્રાયશ્ચિત્તવિષયમાં ને વ્યવહાર કરવા યોગ્યપણામાં વિરુદ્ધપણું છે.

લૌકિક રીતે જેઓની ગણના ક્ષત્રિયમાં ને વૈશ્યમાં થતી હોય એવા ક્ષત્રિયો ને વૈશ્યો જો તેઓ ત્રણથી અધિક પેઢીના વ્રાત્ય હોય તોપણ તેમને સંસ્કાર કરી શકાય એમ ધર્મશાસ્ત્રના અભિપ્રાયથી જણાય છે.

તમે તમારા મનને અત્યંત નબળું પાડી શરીરે અને મને દુ:ખી થાઓ છો તે ઠીક થતું નથી, એમ તમને સમજાતું હશે, ન સમજાતું હોય તો તે સમજવા અવશ્ય પ્રયત્ન કરશો

તમે તમારી વ્યાવહારિક પ્રતિષ્ઠાનો, વ્યાવહારિક લાભનો તથા પારમાર્થિક લાભનો વિચાર કરી મનને જાગ્રત્ કરો તો સારું

તમારું મન કહ્યુ ન કરતું હોય તો આજ્ઞાપ્રમાણે વર્તવા પ્રયત્ન કરો, કે જેથી તનમનની સ્થિતિ વેલાસર સુધરે અયોગ્યરીતે વર્તવાથી વ્યવહારને, પરમાર્થને તથા ધર્મને હાનિ પહોંચે છે તે તમારે સાવધાનતા રાખી જાણવું જોઈએ.

શ્રદ્ધાસેવનમાં ને આજ્ઞાપાલનમાંજ કલ્યાણ રહેલું છે એમ તમે તમારા અંતઃકરણને વેલાસર સમજાવશો (ચાલુ)

# योगसूत्रो

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( ગતાંકના પૃષ્ઠ ૬૯ થી ચાલુ )

## दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥ १५ ॥

**ગુર્જરી:**—આ લોકના પ્રત્યક્ષ વિષયોમાં તથા શાસ્ત્રથી સાંભળવામાં આવતા લોકાંતરના પરોક્ષ વિષયોમાં જેને તૃષ્ણા રહી નથી તેના તે તૃષ્ણાના જયને વશીકરણ કહેવામાં આવે છે.

આ વશીકારને વૈરાગ્ય કહેવામાં આવે છે.

**પદબોધિની:**—**दृष्ट इहैवोपलभ्यमानः स्रक्चंदनवनितादिः।** દૃષ્ટ એટલે અહિં (આ લોકમાં)જ પ્રત્યક્ષ જણાતા પુષ્પમાળા ચંદન અને વનિતા આદિ વિષયો અને **अनुश्रवो वेदस्तद्बोधितः स्वर्गादिरानुश्रविकः।** અનુશ્રવ એટલે વેદ (શાસ્ત્ર) તેણે કહેલા સ્વર્ગ આદિ તે શાસ્ત્રથી સાંભળવામાં આવતા પરોક્ષ વિષયો **तयोर्द्वयोरपि विषययोर्नश्वरत्वदुःखत्वानुस्यूतत्वादिदोषदर्शनात् वितृष्णस्य निःस्पृहस्य या वशीकारसंज्ञा ममैवैतेवश्या नाहमेषां वश्य इति ज्ञानं सावैराग्य मित्युच्यते ॥ १५ ॥** તે બંને પ્રકારના વિષયો નાશ પામી જાય એવા હોય છે તથા તેમનું સુખદુઃખસાથે ઓતપ્રોત વણાયેલું હોય છે એ આદિદોષો એ બંને પ્રકારના વિષયોમાં રહેલા છે તે દોષોને વિવેકવડે જોઇને, તે બંને પ્રકારના વિષયોની તૃષ્ણાનો જેણે જય કર્યો છે, એટલે તે બંને પ્રકારના વિષયોમાં રહેલી સ્પૃહા( ઇચ્છા )નો જેણે જય કર્યો છે તેના તે તૃષ્ણાના જયને વશીકાર (વશ વર્તાવવું) કહેવામાં આવે છે એટલે તે વિષયો મારે વશ છે હું તેમને વશ નથી એમ તે પોતાનો વશીકાર જાણે છે. આ વશીકારનેજ વૈરાગ્ય કહેવામાં આવે છે.

**ભાષ્ય:**—**दृष्टानुश्रविक विषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम्।** આ લોકના પ્રત્યક્ષ અને શાસ્ત્રથી સાંભળવામાં આવતા પરોક્ષ વિષયોમાં જેણે તૃષ્ણાનો જય કર્યો છે તેના તે તૃષ્ણાના જયની 'વશીકરણ' સંજ્ઞા છે. આ વશીકાર વૈરાગ્ય છે.

**स्त्रियोऽन्नपानमैश्वर्यमिति दृष्टविषये विरक्तस्य स्वर्गवैदेह्य प्रकृतिलयत्वप्राप्तावानुश्रविक विषयवितृष्णस्य दिव्यादिव्यविषयसंप्रयोगेऽपि चित्तस्य विषयदोषदर्शिनः प्रसंख्यानबलादनाभोगात्मिका हेयोपादेयशून्या वशीकारसंज्ञा वैराग्यम् ॥ १५ ॥** વિષયોમાં દોષોનું દર્શન કરવાથી જેણે સ્ત્રીઓ વિવિધ અન્નપાનો ઐશ્વર્ય (અધિપતિપણું) એ આદિ આ લોકના પ્રત્યક્ષ વિષયોમાં સ્વાભાવિક રહેલા રાગનો જય કર્યો છે તથા સ્વર્ગ, વિદેહપણાની પ્રાપ્તિ, પ્રકૃતિલયપણાની પ્રાપ્તિ, આદિ શાસ્ત્રથી સાંભળવામાં આવતા પરોક્ષ વિષયોમાં રહેલી તૃષ્ણાનો જેણે જય કર્યો છે એવો પુરુષ તે તે વિષયો આવી મળવે પણ વિવેકના બળથી તે તે વિષયોનો ભોગ કરતો નથી અને જેમ તે તેનું ગ્રહણ કરવાના વેગને વશ થતો નથી તેમ તે તેનો ત્યાગ કરવાના વેગને પણ વશ થતો નથી.

વિષયોને વશ નહિ વર્તતાં વિષયોને પોતાને વશ વર્તાવવાના તેના આ બળને વશીકાર કહેવામાં આવે છે.

આ વશીકાર એજ વૈરાગ્ય છે.

અનુવાદ—ચૈતન્યવડે ચેતના પામીને ચેતનાવાળા થયેલા ચિત્તમાં પુરુષથી ભિન્ન પુરુષનાં સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ એવી ત્રણે કોટિનાં શરીરોનો સમાવેશ થાય છે.

ચિત્તને ચેતના આપીને ચેતનાવાળુ કરનારુ ચૈતન્યજ પુરુષ પોતે છે વા પુરુષનું પોતાનું સ્વરૂપ છે.

પણ અવિવેકને લીધે પુરુષ પોતાના ચૈતન્ય સ્વરૂપને અલક્ષમાં મૂકીને ચિત્તનેજ પોતાનું સ્વરૂપ માનતો થાય છે તથા ચિત્તને અનુસરતાં કર્મો કરતો થાય છે તથા ચિત્તને અનુસરતા ભોગો ભોગવતો થાય છે

કર્મો તથા ભોગો પુણ્યરૂપ ને પાપરૂપ એમ દ્વિવિધ થવાથી તેમના પરિપાક કરવાનો થતો ભોગ સુખરૂપ તથા દુઃખરૂપ એમ દ્વિવિધ થાય છે.

દુઃખનો ભોગ તો પ્રસિદ્ધ રીતે દુઃખરૂપ હોય છે.

પણ સુખનો ભોગ પણ કેવળ સુખરૂપ હોતો નથી.

તે દુખ સાથે ઓતપ્રોત વણાયેલોજ હોય છે.

અને વળી પુરુષ પોતે અવિવેકને વશ વર્તીને ચિત્તને પોતાનું સ્વરૂપ માનતો ન થાય તો પુરુષના પોતાના ચૈતન્યસ્વરૂપને તો એ સુખરૂપ ભોગનો પણ કાંઇ સંપર્ક શક્ય નથી.

માટે પુરુષને પોતાના ચૈતન્ય સ્વરૂપથી ચિત્તના સુખરૂપ કે દુઃખરૂપ કોઇ ભોગની અપેક્ષા નથી.

તથા તેથી પુરુષને તેના ચૈતન્યસ્વરૂપથી ચિત્તવડે કરવાના કોઇ કર્મો કરવાની પણ અગત્ય નથી

છતાં પુરુષ પોતાના ચૈતન્યસ્વરૂપના સ્પષ્ટ વિવેકને અભાવે ચિત્તને પોતાનું સ્વરૂપ માની તેને અનુસરતાં કર્મો કરીને તથા ભોગો ભોગવીને મિથ્યા સુખી તથા દુઃખી થાય છે.

બીજી બાજુ ચિત્તનું સ્વરૂપ જ એવું છે કે તેને તેના નિર્વાહ તથા વિવાહમાટે અનુકૂળ ભોગની અગત્ય થાય.

અને નિર્વાહનો તથા વિવાહનો પ્રત્યેક ભોગ નિર્વાહને તથા વિવાહને સાધવા ઉપરાંત તેના ભોગમધ્યે પણ તેનું વિશિષ્ટ તથા વિચિત્ર સુખ ઉપજાવે છે.

તેથી ચિત્તમા તે ભોગને માટે સદા રાગ ( પ્રેમ ) રહ્યા કરે છે

તથા તેથી ચિત્તને નિર્વાહના તથા વિવાહના હેતુ માટે જે તે સમયે તેના તેના ભોગની સ્પૃહા ( આકાંક્ષા ) થતી રહેવા ઉપરાંત તે તે ભોગને વિષે ચિત્તમાં રહેલા રાગને લીધે તે તે ભોગની નિરંતર તૃષ્ણા ( કામના ) પણ રહ્યા કરે છે.

અને જોકે ચિત્ત તો સ્વરૂપથી જડ છે તેથી તેને પોતાથી કાંઇ ગતિ કે પ્રવૃત્તિ શક્ય નથી પણ પુરુષવડે તે ચેતના પામેલું હોવાથી તેનો ઉપર પ્રમાણે થવાનો સ્વભાવ છે.

પણ તેથી ચિત્તને થતી સ્પૃહા પૂરી પડે તથા તેની કામના તૃપ્ત થાય તેથી થતું સુખ, કે તેની સ્પૃહા પૂરી ન પડે તથા તેની કામના તૃપ્ત ન થાય તેથી થતું દુઃખ, ચિત્તને થતું નથી પણ અવિવેકવડે ચિત્તમાં પોતાપણું કરી રહેલા પુરુષનેજ થાય છે.

અને જો કે પુરુષ પણ સ્વરૂપે ચિત્તથી જુદો ને વિલક્ષણ હોવાથી ચિત્તગત સુખ-દુઃખનો પુરુષને લેશપણ ખરો સ્પર્શ શક્ય નથી.

પણ અવિવેકથી ચિત્તમાં પોતાપણું કરી રહેવાને કારણે પુરુષને ચિત્તગત સુખ-દુઃખનો મિથ્યા લેપ થાય છે.

એ લેપ મિથ્યા છતાં પુરુષને ખરો જણાય છે અને તેથી એ રીતે પુરુષને એક પ્રકારનો બંધ ઊભો થાય છે.

આ બંધમાંથી મુક્ત થવા પુરુષે પોતાના સ્વરૂપનો તથા ચિત્તના સ્વરૂપનો વિવેક કરી ચિત્તમાં પોતાપણું ન કરતાં તેણે પાછું પોતાના સ્વરૂપમાં પોતાપણું કરી રહેવું જોઇએ.

એ માટે પુરુષે તેના સ્વરૂપમાં સ્થિતિ કરવાનો અભ્યાસ રાખવાનું તેરમા સૂત્રમાં કહ્યું છે.

પણ ચિત્તમાં સ્થિતિ રાખી રહેવાનો અભ્યાસ પુરુષને લાંબા સમયનો હોવાથી પુરુષે તેના સ્વરૂપમાં કરેલી સ્થિતિમાં તે અનાયાસ પાછો ચિત્તમાં ખેંચાઇ જાય એ સ્વાભાવિક છે.

એમ છતાં ચિત્તમાં જો વિષયોના સંબંધની તૃષ્ણા ઘર કરી રહેલી ન હોય તો અલ્પ પ્રયાસથી પુરુષ ચિત્તમાંથી પાછો છૂટો પડીને પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરી શકે.

પણ ચિત્તમાં વિષયોના સંબંધની તૃષ્ણા ઘર કરી રહેલી હોય તે પુરુષને ચિત્તથી સહજ છૂટો થવા ન દે અને તે પુરુષને અનાયાસ વિષયોભણી ખેંચી જાય તેથી પોતાના સ્વરૂપમાં સ્થિત થવાનો પુરુષનો અભ્યાસ ભાંગી પડે એ સંભવે છે.

એવું ન થાય એ માટે આ સૂત્રમાં વિષયોમાં વૈરાગ્ય કેળવવાનું કહ્યું છે.

રાગના અભાવને વૈરાગ્ય કહેવામાં આવે છે.

વિષયોમાં જો વૈરાગ્ય કેળવવામાં આવે તો ચિત્તમાં વિષયોના સંબંધની તૃષ્ણા ઘર કરી ન શકે અને તો પોતાના સ્વરૂપમાં સ્થિત થવાના પુરુષના અભ્યાસમાં તે વધારે પડતું વિઘ્ન ઉપજાવી ન શકે.

એ માટે પુરુષે આ લોકના સ્ત્રી ધનઆદિ પ્રત્યક્ષ વિષયો તથા પરલોકના અપ્સરા અમૃત આદિ પરોક્ષ વિષયો જે શાસ્ત્રથી સાંભળવામાં આવે છે તે ચિત્તવડેજ ભોગવી શકાય એવા છે અને પુરુષ ચિત્તથી જુદો છે એવો વિવેક દૃઢ કરી, ચિત્તને પોતાનું સ્વરૂપ જાણવાની ભૂલને ભૂલ જાણી જેમ ચિત્તથી ઉપરામ પામવાનું કહ્યું છે, તેમ ચિત્તવડે ભોગવી શકાય એવા વિષયો પણ પોતાના વિષયો જાણવાની ભૂલને ભૂલ જાણી વિષયોથી પણ પુરુષે ઉપરામ પામવું જોઇએ એમ આ સૂત્રવડે કહ્યું છે.

એ રીતે વૈરાગ્યની કેળવણીથી આ લોકના પ્રાકૃત કે પરલોકના દિવ્ય વિષયોની સમીપતાથી પણ પુરુષ તેમનો ભોગ કરવા ખેંચાઇ ન જાય ને પોતાના વૈરાગ્યના નિશ્ચયમાં સ્થિર રહી શકે તો પુરુષે વિષયોના સંબંધના રાગનો તથા વિષયોના સંબંધની તૃષ્ણાનો જય કરેલો કહેવાય.

અને વિષયોના સંબંધના રાગના જયસાથે તથા વિષયોના સંબંધની તૃષ્ણાના જય-સાથે ચિત્તઉપર પણ પુરુષે જય મેળવેલો કહેવાય.

ઇંદ્રિયોનો ચિત્તમાં સમાવેશ હોવાથી ચિત્તઉપરના જયમાં ઇંદ્રિયોઉપરનો પણ જય સમજી લેવાય.

જયનું મુખ્ય લક્ષણ ચિત્ત આદિને વશ વર્તાવવાનું હોવાથી આ જયને વશીકાર પણ કહેવામાં આવે છે.

અને આ વશીકારપર્યંત પહોંચેલા વૈરાગ્યને આ સૂત્રમાં વૈરાગ્ય કહેલો છે.

એટલે કે તેરમા સૂત્રમાં પોતાના સ્વરૂપમાં સ્થિત થવાનો જે અભ્યાસ કરવાનું કહ્યું છે તે અભ્યાસમાં ચિત્ત, વા ચિત્તમાં રહેલો વિષયોના સંબંધનો રાગ, કે વિષયોના સંબંધની તૃષ્ણા, કે વિષયોનો સાક્ષાત્ સમાગમ સ્ખલન ઉપજાવી ન શકે એ માટે અભ્યાસસાથે જે વૈરાગ્યનું પણ સેવન ચાલુ રાખવાનું બારમા સૂત્રમાં કહ્યું છે તે વૈરાગ્ય આ વશીકાર વૈરાગ્ય છે એમ આ સૂત્રવડે કહ્યું છે.

આ વૈરાગ્યથી પુરુષને તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાના અભ્યાસમાં જેમ બળ મળે છે તેમ પુરુષને તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવાના અભ્યાસથીજ આ વૈરાગ્યને બળ મળે છે.

એ કારણે અભ્યાસ અને વૈરાગ્ય એ બંનેનું સાથે સેવન કરવાનું બારમા સૂત્રમા કહ્યું છે.

વિષયોના સંબંધના રાગથી તથા વિષયોના સંબંધની તૃષ્ણાથી તથા વિષયોના સાક્ષાત્ સંબંધથી પણ પુરુષ વિષયોના ભોગમાં ખેંચાઈ ન જાય પણ તેના વૈરાગ્યના નિશ્ચયમાં સ્થિર રહી શકે એ જેમ પુરુષના વશીકાર વૈરાગ્યનો નિર્ણય કરાવનારું છે તેમ પુરુષ ચિત્તની પાંચ પ્રકારની વૃત્તિઓમાંની કોઈ વૃત્તિસાથે ઘસડાય ન જાય પણ ચિત્તથી વિલક્ષણ પોતાના સ્વરૂપમા સ્વસ્થ રહી શકે એ પુરુષની તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ થયાનો નિર્ણય કરાવનારું છે.

એ રીતે પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્વસ્થ થવાનો અભ્યાસ ચાલુ રાખે તથા વશીકારવૈરાગ્યને સજેલો રાખે તો અભ્યાસના પરિપાકે પુરુષને તેના પોતાના સ્વરૂપનો તે જેવું છે તેવો સ્પષ્ટ અને કાંઈ સંદેહવિનાનો અનુભવ ઉપસ્થિત થાય.

---

## तीर्थभूमि आनंदाश्रम

[ લેખકઃ-શ્રી મ. ત્રિ. ભટ્ટ–સુરત ]

( લેખકે લખેલા એક જિજ્ઞાસુપરના પત્રમાંથી )

શ્રીગુરુદ્વારે પહોંચ્યાના સમાચાર જાણ્યા. આ શરીરપ્રકૃતિ સુધારાપર હોય એ સાહજિક છે.

ભગવાન્ યોગમાર્તંડ, ભવાભોવિનાશક, શ્રીનાથમહેશ્વરના પાદારવિંદવડે જે ભૂમિનાં પરમાણુઓ પતિતોને પણ પાવન કરનાર તીર્થરેણુસમ બન્યાં છે, જે ભૂમિ સાક્ષાત્ સર્વેશ્વરના નિવાસવડે તીર્થધામ બની છે, એ તીર્થમાં પાપની નિવૃત્તિ અને પુણ્યની પ્રાપ્તિમાટે જિજ્ઞાસુઓ વર્ષમાં બે વાર પણ એ તીર્થરેણુનો પોતાના મસ્તકે અભિષેક કરવા જાય તેનું અહોભાગ્ય છે, જેની પાસે પુણ્યસંચય ઓછો હોય તેને એ અલભ્ય લાભ દુર્લભ છે.

દેવો પણ જોવાને ઉત્સુક બને એવું પૂર્ણિમાના મહોત્સવનું મહાપૂજનનું દશ્ય જોવું એ પણ એક લ્હાવો છે.

ઋષિઆશ્રમના નિવાસીઓની જેમ યાત્રિકો પ્રાત:કાલમાં પોતાના પ્રાતરાહ્નિકમાં ઉદ્યાનના ચોકમાં બેઠેલા જોઇને જોનારને ઘડીભર એમ લાગે કે આ સપ્ત ઋષિઓ પૈકી કોઈ એક મહાન્ ઋષિના આશ્રમમાં હું આવ્યો છું .એ બધા ભૂતકાલનાં સંસ્મરણો આપે તાજાં કર્યાં હશે અને આપના પ્રેમાળ અને સુસંસ્કારી હૃદયમાં સ્ફુરણ થયું હશે કે:—

એવાં આશ્રમનાં મીઠાં સંભારણાં, પ્રાચીન ઋષિના આશ્રમશો સોહાય જો;
બ્રહ્મલોક ભૂમિપર જાણે ઉતર્યો, ભવના તાપો જ્યાં ક્ષણમાં વિલાય જો.
એવાં આશ્રમનાં મીઠાં સંભારણાં.

સંત તપસ્વી મુનિજન જ્યાં વાસો વસે, શુદ્ધ સનાતન સંસ્કૃતિનોજ નિવાસ જો;
તીર્થે ત્રિવેણી આનંદાશ્રમમાં સદા, જ્ઞાન, યોગને કર્મઉપાસન ત્યાં થાય જો. એવાં૦

ખારા ભવરણમાં એ મીઠી વીરડી, નંદનવનશો આશ્રમ એક અનુપ જો;
પડછંદા પડતા જ્યાં શાસ્ત્રો વેદના, જીવ-બ્રહ્મના સૌમ્ય મિલન જ્યાં થાય જો. એવાં૦

શરણાગતને ગુરુવર નિરખી વ્હાલથી, અમૃત સિંચી પ્રાણ પૂરે ઉરમાંહ્ય જો;
ગુરુપદરજ શિરધરી જન ભવને ભૂલતા, મસ્તક મૂકે વરદકમલકર નાથ જો. એવાં૦

બ્રહ્માનંદ ચખાડે ઉરના ભાવથી, નિશદિન આપે જ્ઞાનપ્રકાશ અનુપ જો;
નિજપણું ભૂલાવી ચરણે રાખતા, નિત નિત હર્ષ પમાડે પ્રિયતમ નાથ જો. એવાં૦

આવાં આવાં મીઠાં સંસ્મરણો નજર સામે ખડાં થતાં જોઇને હૈયાનો ભાવ પીગળીને આંખવાટે પાણીરૂપે બહાર નીકળી પડતો હશે, અને પ્રભુનાં સાક્ષાત્ દર્શનની તાલાવેલી પણ હૃદયમાં ઊઠતી હશે; કેમકે જેણે એ રસ ચાખ્યો છે તે સ્વાદચખ્ખુ માણસ એ સ્વાદ માટે ફાંફાં મારે એ સ્વાભાવિક છે, અને પ્રભુદર્શનને માટે જેમ ગોપિકાઓ ઘેલી બનીને તાલાવેલી કરતી હતી તેમ ભક્તો પણ પોતાના પ્રિયતમ પ્રાણાધાર પ્રભુનાં દર્શનમાટે ફાંફાં મારે એ તેટલુંજ સ્વાભાવિક છે. કોઈ કોઇ તો આવેશમાં આવી જઈ પોકારતા હશે કે:—

પ્રભો !, કેમ ઉતારી દિલની અનુપમ દાઝ જો;
આપ સમા પાલક-તારક બીજા નથી, એક મહેશ્વર નોંધારાના આધાર જો. નાથ૦

નાથો અમે તો નિરખ્યા જગમાં એકને, ઘટઘટ વ્યાપી અંતરયામી નાથ જો;
ઠરવાનું ઠેકાણું ચરણે આપના, આજ અમારી કાં ન લીઓ સંભાળ જો. નાથ૦

આપ વિયોગે તલસે જિજ્ઞાસુ કંઈ, ભડકે બળતાં હૈયાં તેનાં આજ જો;
જેવાં તેવાં પણ અમ સૌએ આપનાં, દોષ અમારો નવ ધરશો ઉર નાથ જો. નાથ૦

એવો વાંક વસ્યો શો અંતર આપના ? કૂડાં કર્મો દીઠાં શું અમ માંય જો;
શરણાગતની કરણી કે' દિ નીરખી? પ્રભુતા નિજની દાખવતા હંમેશ જો. નાથ૦

પાપતણી ના અવધિ અમમાં દીસતી, આપતણી અનુકંપાનો નહિ પાર જો;
ત્ર કુપુત્ર કદી સંસારે હોય છે, પિતા બિરૂદ વિચારે નિજ ઉર માંય જો. નાથ૦

એવા દીન દયાળુ આજે કયાં ગયા ? દુર્લભ દર્શન સ્વપ્ને પણ ના થાય જો;
જ્યાં ત્યાં ભણકારા વાગે શ્રીનાથના, દર્શનમાટે તલસે નયનો-ઉર જો. નાથ૦

શરણાગતમાટે હૈયાથી ફૂરતા, અમૃતના ફુવારા નવલા નિત્ય જો;
કરુણાની દષ્ટિથી શાંતિ સિંચતા. અભય વરદકર શિર ધરતા શ્રીમહેશ જો. નાથ૦
પાપ પ્રજાળો દષ્ટિપાતે હે પ્રભો! અપરાધો વિસારો ઉરથી આપ જો;
ગિરપર કર ધરવા આજે આવો તમે, તારો અમ હૈયાંઓ ગુણભંડાર જો. નાથ૦

પરંતુ ભક્તહૃદયના આવા પોકારો સામે વેદાંતજ્ઞાનપ્રપૂર્ણ જ્ઞાની ભક્તોએ પણ સામો પ્રત્યુત્તર કર્યો હશે કે " सर्वं खल्विदं ब्रह्म " " अयमात्मा ब्रह्म " આત્મભાવે પ્રભુ સર્વત્ર વિલસી રહ્યા છે તેને સ્થૂલરૂપે એક દેહમાં સ્થાપિત કરી મર્યાદિત કરવાની શી જરૂર છે? આત્મનિરીક્ષણ કરશો તો પ્રભુ તમારા હૃદયમંદિરમાં બિરાજેલા દેખાશે, અને તમારા કલ્યાણમાટે તે અહર્નિશ ચિંતાતુર છે. માત્ર તમારી દષ્ટિને અંતર્મુખ કરો એટલી જ વાર છે, પણ ભક્તહૃદય ત્યાં બોલી ઊઠે છે કે:—

તમે રે માન્યો છે આખા જગમાં હરિ એ,
અમે રે માન્યું છે બધું વિશ્વ છે એમાં;
જ્ઞાની! તમારે અમારે મળતો મેળ નહિ આવે.

આવી આવી અનેકાનેક ચર્ચાઓ અને પ્રભુની ગુણગાથાઓ ત્યાં ઊકલાતી અનુભવી હશે.

એકજ તારણહાર પ્રભુના ચરણયુગલમાં માથું મૂકનારા અને એકજ સૂત્રમાં પરોવાયલા મણિજેવા જિજ્ઞાસુજનોનો જ્યાં મંગલમેળો ભરાય, જ્યાં પોતાના આરાધ્યદેવનીજ ગુણગાથા ગવાય ને સમજાય એ ધન્ય અવસરનો લ્હાવો ભાગ્યશાળીજનોમાટે સુલભ છે.

સામૂહિક પ્રાર્થના અને સાનુહિક પૂજનની મહત્તા ઓછી નથી એ પ્રાર્થના પ્રભુને પોતાના નિર્ગુણ સ્વરૂપમાંથી સગુણસ્વરૂપે ઊતારી સૌ સમક્ષ ઉપસ્થિત કરવાનું બળ ધરાવે છે.

એક પિતાનો પરિવાર પિતાના પાદયુગલમાં એકત્ર થઈ મસ્તક ઝૂકાવે અને પરસ્પર સ્નેહની ઝરણીઓ વહેવરાવે એ દશ્ય તો અનેરૂંજ હોય ને? અને એટલાજ માટે કમાવા ગયેલા માણસો દિવાળીના પર્વે કુટુંબમેળો કરવા ઘેર આવે તેમ આવી પર્વણીઓએ જિજ્ઞાસુજનો પોતાના સદ્ગુરુના ચરણે એકત્ર થઈ દીપાવલિ મહોત્સવનો લ્હાવો લે. એ પર્વણીઓ હેતુપૂર્વક ઉજવાય તો ઉપકારક છે અને વ્યવહાર પુરતી ઉજવાય તોપણ આનંદદાયક તો છેજ.

———[ * ]———

## " आनंदाश्रम " मासिकना ग्राहक सज्जनो आदिने विनति

સનાતનધર્મના અંગરૂપ કર્મકાંડ, ભક્તિ, યોગ તથા આત્મજ્ઞાનના ઉપદેશનો અને તેમાં પણ ખાસ કરીને તે તે અંગરૂપે શ્રીબીલખા-આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યચરણ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્ નથુરામશર્મા—આચાર્યજીના દિવ્ય સનાતન ઉપદેશનો લાભ સનાતન-ધર્મપ્રેમી જનતાને મળ્યા કરે એ હેતુ ધ્યાનમાં રાખી, પ્રથમથીજ ખર્ચમાં ખોટ ખાઈને, અને પાછળથી કાગળોની અછત તથા છપાઈ વગેરેની અતિ મોંઘવારીના કારણે ખર્ચમાં

વિશેષ ખોટ ખાઈને વર્ષના માત્ર રૂ. ૧) એકના નામના લવાજમે **આનંદાશ્રમ માસિક** ૧૮ વર્ષથી પ્રતિમાસે નિયમિત પ્રસિદ્ધ થયા કરે છે.

આ માસિકના હાલ આશરે ૧૩૫૦ ગ્રાહકો છે, પરંતુ લવાજમની ઉપજ કરતાં ખર્ચ ઘણો વધારે થાય છે–લગભગ બમણો થાય છે–તેથી આ માસિકના વર્ષ ૧૯માથી એટલે સં. ૨૦૦૬ના જયેષ્ઠ માસથી તેનું વાર્ષિક લવાજમ શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટી-મંડળની મિટિંગના ઠરાવપ્રમાણે રૂ. ૧) ને બદલે રૂ. ૨) રહેશે.

સર્વે ગ્રાહક બંધુઓને પોતાનું ચડત લવાજમ પહેલી તકે મોકલી આપવામાટે અને ગ્રાહક તરીકે ચાલુ રહેવામાટે વિનતિ કરવામાં આવે છે.

આવતા વર્ષથી એટલે ૧૯મા વર્ષથી ગ્રાહક તરીકે ચાલુ રહેવા જેમની ઇચ્છા ન હોય તેમણે આ અંક મળ્યા બાદ પંદર દિવસમાં અમને પત્રથી તે પ્રમાણે જણાવવું. જો આપના તરફથી તેવા ખુલાસાનો પત્ર નહિ મળે તો **આપ ગ્રાહક રહેવા ઇચ્છોછો એમ સમજાશે**, અને આપનું લવાજમ બાકી હશે તો તે વસુલ કરવામાટે આવતા માસનો અંક વી. પી. થી આપના પર મોકલાશે. આપ તે વી. પી. સ્વીકારી અમને આભારી કરશો. આટલી વિનતિ કર્યા પછી આપને મોકલવામાં આવશે તે માસિકનું વી. પી. આપે સ્વીકારી લેવાની આપની ખાસ ફરજ ઊભી થાય છે એમ આપ જોશો.

ચાલુ વર્ષના અંક બીજામાં "આનંદાશ્રમ"ના માસિકના નવા તંત્રીમંડળ માટેની જે યોજના પ્રકટ થઈ હતી તે યોજના હાલ મુલતવી રાખવામાં આવી છે, અને જે રીતે તંત્રી અને પ્રકાશકની વ્યવસ્થા ચાલુ છે તે પ્રમાણે ચાલુ રાખવામાં આવી છે.

માસિકમાં સરળ ને વિશેષ કરીને લોકભોગ્ય ઉપયોગી વિષયો આવે તે માટે વ્યવસ્થા રહેશે.

માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર નીચેના શિરનામે પોતાનો ગ્રાહક **નંબર જણાવીને** કરશો.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, **બીલખા** (સૌરાષ્ટ્ર)

---

## ॥ श्रीउपनिषदो ॥

પૂજ્યપાદ મહાત્મા શ્રીનથુરામશર્મા–આચાર્યજી–રચિત ટીકાવાળો સર્વે વેદોના શિરોભાગ-રૂપ વેદાંતનો સર્વોત્તમ ગ્રંથ **શ્રીઉપનિષદો** મુખ્ય દ્વાદશ ઉપનિષદો તાત્પર્યદીપિકા ટીકા સાથે અને ૧૦૮ ઉપનિષદોના સારનો પણ જેમાં સમાવેશ કરવામાં આવ્યો છે તે આ ગ્રંથ પુનઃ છપાવવાનો સુઅવસર પ્રાપ્ત થયો છે. આ ગ્રંથના પ્રકાશક તરીકે કોઈ નિયત નામ નહિ હોવાથી આ અમૂલ્ય અવસરનો લાભ લેવા સર્વે સજ્જનોને વિનતિ કરવામાં આવે છે. જે સજ્જનની ઇચ્છા હોય તેમનું પ્રત્યુત્તર નીચેને શિરનામે લખવાથી વિશેષ વિગત જણાવવામાં આવશે:—

વ્યવસ્થાપક,
**આનંદાશ્રમ–બીલખા–**(સૌરાષ્ટ્ર)

## સનાતનધર્મોપદેશક યોજના

પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનના આદેશાનુસાર સનાતની પ્રજાને સનાતનધર્મોપદેશનો લાભ મળ્યા કરે, અને પ્રજામાં સ્વધર્મપાલન ને સુખશાંતિ જળવાઈ રહે એ હેતુ ધ્યાનમા લઈ શ્રીઆનંદાશ્રમ-બીલખાતરફથી સનાતનધર્મોપદેશક નિયુક્ત કરવાની યોજના કરવામાં આવી છે, જેથી સ્વધર્મનિષ્ઠ, સદાચારપાલનમા આગ્રહી ને વિદ્વાન્ ગુજરાતી ભાષા જાણનાર બ્રાહ્મણ વિદ્યાર્થી કે જેમણે સરકારમાન્ય કોઈ પીઠની વેદાંતાચાર્યની પદવી મેળવી હોય અને આનંદાશ્રમના ઉપદેશકતરીકે યોગ્ય વેતનવડે સનાતનધર્મની સેવા કરવાની શુભેચ્છા ધરાવતા હોય તેમણે નીચેના શિરનામે લખવા વિનતિ કરવામાં આવે છે—

વ્યવસ્થાપક,
આનંદાશ્રમ-બીલખા-(સૌરાષ્ટ્ર)

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### (કાર્તિકમાસ)

મુખ્યભેટઃ—રૂા. ૧૫-૦-૦ શ્રી હરસુખલાલ ભગવત્પ્રસાદ-બોરીવલિ રૂા ૧૦૦-૦-૦ શ્રી. મગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ. રૂા ૧૦-૪-૦ શ્રી. પ્રાણકુંવરબેન ચકુભાઈ-રાજકોટ. રૂા ૧૧-૦-૦ શ્રી રવજી દેવજી ગાધી-જામનગર. રૂા. ૧૩-૦-૦ શ્રી કરણસિંહજીભાઈ તથા દયાળસિંહભાઇ-જૂનાગઢ. રૂા. ૧૨-૦-૦ શ્રી. શેઠ પ્રાણજીવન પરમાણંદ-નાઇરોબી રૂા. ૧૧-૦-૦ શ્રી. જયંતીલાલ અંબાશંકર ત્રિવેદી. રૂા ૧૧-૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી. રૂા. ૮૧-૦-૦ શેઠ ઇંદુકુમાર ભાયાલાલ-ભાવનગર. રૂા. ૧૦-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર. રૂા ૨૯-૪-૦ શ્રી. મગળદાસ કેશવલાલ ભક્ત-બોરીવલિ. રૂા. ૧૦-૪-૦ શ્રીમતી સરદારકુંવરબા મહેલોલ.

લઘુરુદ્ર ને રુદ્રાભિષેક—શ્રીમતી બહેન ઉમિયાગૌરીબહેન માણેકલાલ-ભાયાવદર લઘુરુદ્ર. શ્રી. મધુસૂદન મણિભાઇ-કડલાલ રુદ્રાભિષેક ૧ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા લઘુરુદ્ર ૧ શ્રી હરજીવન આણંદજી લઘુરુદ્ર ૧ શ્રી. વિઠ્ઠલદાસ ગોરધન-મુબઇ રુદ્રાભિષેક ૧

મિષ્ટાન્ન ભોજનઃ—રૂા. ૨૬-૮-૦ શ્રી. રવજી દેવજી ગાધી-જામનગર-ભા. વ. ૮ના ભોજન. રૂા ૪૬-૩-૯ સ્વ રવજી દેવજી ગાધી તરફથી ભા. ૨ ના ભોજન. રૂા. ૧૩-૧૦-૦ શ્રી લીલાધર ગોવિંદજી-મુંબઈ હા સૌ લલિતાબેન-મુંબઈ. રૂા. ૭-૮-૦ શ્રી સુરતરામ અમાનીદાસ-જૂનાગઢ વિદ્યાર્થીને ભોજન રૂા ૩૧-૧૦-૦ શ્રી. પદ્મશંકર અંબાશંકર ત્રિવેદી-જોરાવરનગર રૂા ૬૧-૦-૦ શ્રી. ઇંદુકુમાર ભાયાલાલ ઠક્કર-ભાવનગર રૂા. ૪૦-૧૨-૦ શ્રી. શામળાભાઈ વાજસુર-અંકોલવાડી રૂા. ૪૭-૧૨-૦ ભગવત્પ્રસાદ મગળદાસ ભક્ત-બોરીવલિ.

થાળો—રૂા. ૧-૪-૦ શ્રી. જગદીશચંદ્ર મગનલાલ જોશી. રૂા. ૧-૪-૦ શ્રીમતી પાર્વતીબેન નાથુભાઇ. રૂા. ૧-૪-૦ શ્રી. જેઠાલાલ કાનજી-પોરબંદર ૧-૪-૦ સ્વ. વલભસિંહજીના આત્મકલ્યાણાર્થે થાળ હા. શ્રી માનસિંહ નથુસિંહ-કુતિયાણા. રૂા. ૧-૪-૦ શ્રી. કેશવદાસ પ્રેમદાસ-નવાગામ. રૂા. ૧-૧૨-૦ શ્રી. જમનાદાસ કાનજી-લુહાણા ચરતીવ થાળ ૧. રૂા. ૧-૮-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-ચરતી થાળ. રૂા. ૧-૪-૦ શ્રી. ગોવિંદજી માવજી-કુતિયાણા.

રૂા. ૧-૪-૦ શ્રી. ભાનુશંકર હરિશંકર-મુંબઈ. રૂા. ૨-૮-૦ શ્રીમતી સ્વ. અનોપબેનના આત્મકલ્યાણાર્થે થાળ હા. બેન ઉમયાબહેન-ભાયાવદર. રૂા. ૧-૪-૦ ગં. સ્વ. મુક્તાબેન-લીંબડી. રૂા. ૧-૪-૦ શ્રી. નરશી લખમણ-લીંબુડા. રૂા. ૧-૪-૦ શ્રી. ગિરજાશંકર ત્રિકમજી-વંથળી. રૂા. ૧-૪-૦ ગિરજાશંકર ત્રિકમજી-વંથળી. રૂા. ૩-૦-૦ મોનજી જાદવજી શરતી થાળ. રૂા. ૧-૪-૦ જડાવ બહેન-સાદરા. રૂા. ૨-૮-૦ શ્રી. મનસુખલાલ દામોદર-લખનોરી રૂા. ૧-૪-૦ બેન અવલબેન પુરુષોતમ-શાપુર. રૂા. ૧-૪-૦ શ્રી. ચંદુલાલ રેવાશંકર-જેતપુર. રૂા. ૧-૦-૦ શ્રી. ઉપેંદ્રરાય મહારાણીદાસ દેશાઇ-માંગરોળ. રૂા. ૧-૪-૦ શ્રી. મણિશંકર શંકરલાલ-જામનગર. રૂા. ૫-૦-૦ બેન કસ્તુરબેન ગોરધનદાસ-ખાર. રૂા. ૧-૪-૦ શ્રી. મન્વંતરાય ક. ઓઝા-અમલનેર. રૂા. ૨-૮-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર. રૂા. ૧-૪-૦ શ્રી. છગનલાલ સવજી-મુંબઈ. રૂા. ૫-૪-૦ શ્રી. વૃજલાલ વનમાળી-દહાણુ.

અખંડદીપકઃ—રૂા. ૦-૧૨-૦ બેન પાર્વતીબહેન-સુરત. રૂા. ૦-૮-૦ શ્રી. જેઠાલાલ કાનજી-પોરબંદર. રૂા. ૦-૪-૦ શ્રી. જેઠાલાલ કાનજી-પોરબંદર પુષ્પહારના. રૂા. ૦-૪-૦ શ્રી. માનસિંહ નથુસિંહ-કુતિયાણા. રૂા. ૦-૧૨-૦ શ્રી. ભાનુશંકર હરિશંકર-મુંબઇ. રૂા. ૦-૫-૦ સ્વ. શિવલાલભાઇ-ઢાંક. રૂા. ૧-૮-૦ શ્રી. મોનજી જાદવજી-શરતીય.

——[ * ]——

## श्रीअमदावाद आनंदाश्रम-समाचार

સ્વર્ગવાસી ગુરુભક્ત શ્રીયુત્ ગણપતરામ નાનાભાઈ ભટ્ટ તરફથી પૂજ્ય શ્રીકૃપાનાથ પ્રણીત તેમજ બીજાં ધાર્મિક તેમના પુસ્તકાલયનાં સર્વ પુસ્તકો આશરે (૩૦૦) ત્રણસો ઉપરાંત શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયને શ્રીમતી વિજયાલક્ષ્મીબહેન જ્યેષ્ઠારામ ભટ્ટે અર્પણ કર્યાં છે.

જર્મન સીલ્વરની ગરૂડ ઘંટડી એક (૧) તથા સફેદ ચાદર (ઓછાડ) એક (૧) શ્રીમતી નર્મદાબહેન આચાર્યતરફથી શ્રીગુરુસેવામાં અર્પણ થયેલ છે. સુશોભિત હાર (પવિત્રું) એક (૧) શ્રી. બહેચરલાલ મયારામ ભટ્ટે શ્રીપ્રભુસેવામાં ધરાવેલ છે. નેપકીન (ટુવાલ નાના) બે (૨) શ્રી. જયશંકર શાસ્ત્રીતરફથી શ્રીનાથસેવામાં અર્પણ થયા છે. રૂા. ૧૫-૮-૩ સ્વર્ગસ્થ શ્રીયુત જેઠાલાલ પીતાંબર ભટ્ટના આત્મશ્રેયાર્થે કા. વ. ૧૪/૨૦૦૬ શનિ તેમની સંવત્સરી નિમિત્તે પૂજ્ય શ્રી ગુરુદેવશ્રીને મિષ્ટાન્ન થાળ ધરાવી આનંદાશ્રમમાં તેમના ભાણેજ શ્રીમાન્ રતીચંદ્રભાઈતરફથી બ્રહ્મભોજન કરાવવામાં આવ્યું હતું.

આશ્વિન-કાર્તિકમાસમાં ૧૦ જિજ્ઞાસુજનોએ શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો લાભ લીધો હતો.

"શ્રીનાથજયંતી મહોત્સવ" તેમજ "શ્રીગુરુપૂર્ણિમામહોત્સવ" વિસ્તૃતરૂપે ઉજવવામાં આવેલ તે ઉપરાંત ભાવિક ગુરુબંધુઓ તથા બહેનો અને અન્ય જિજ્ઞાસુઓ શ્રીઆનંદાશ્રમમાં દર્શનાર્થે આવેલ હતા. શ્રી. જયશંકર શાસ્ત્રીએ શહેરના જુદા જુદા ભાગોમાં જઈ ધર્મપ્રચારસાથે શ્રીઆનંદાશ્રમનો પરિચય લોકોને કરાવ્યો હતો.

## परचुरण भेट

### [ સંવત્ ૨૦૦૬–કાર્તિકમાસ ]

૧–૪–૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી વ્યવસ્થાપક. શારદાપૂજન ભેટના—
નૂતનવર્ષારંભનિમિત્તે પૂજનભેટ—
૦–૪–૦ પૂ બ્ર. શ્રી બ્રહ્મપ્રકાશજી
૦–૮–૦ ,, દલપતરામજી
૦–૪–૦ શ્રી. દયારામ મૂળજી શાસ્ત્રી
૧–૦–૦ ,, અંબાશંકરભાઈ ત્રિવેદી
૧–૦–૦ ,, જટાશંકર જગજીવન પડ્યા
૦–૪–૦ ,, નર્મદાશંકરભાઇ પચોલી
૧–૪–૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા
૧–૦–૦ બેન મયાકુંવર અંબારામ
૨–૦–૦ શ્રી. પ્રાણજીવન પરમાણંદ
૧–૦–૦ ,, નરભેરામભાઈ
૧–૦–૦ બેન કુંતાબેન–ભાવનગર
૧–૦–૦ ,, નીલિનપ્રસાદ ,,
૧–૦–૦ ,, મણિબેન
૦–૪–૦ શ્રી. મગનલાલ ગામજી જોશી
૦–૪–૦ બેન અ સૌ જયાબેન ,,
૦–૨–૬ શ્રી જગદીશ તથા જેઠારામ જોશી
૦–૨–૦ શ્રીમતી ત્રિવેણીબેન
૦–૪–૦ શ્રી નટવરલાલ નાનાલાલ
૦–૫–૦ ,, અંબાશંકર નાનજી જોશી
૧–૦–૦ ,, મોરારજી ઓધવજી અઢીયા
૦–૮–૬ પરચુરણ
૧–૦–૦ બેન મણિબેન–જોરાવરનગર
૦–૪–૦ ,, મણિબેન અઢીયા
૧–૪–૦ શ્રી સોમાજી ખોડાજી
૫–૦–૦ માતુશ્રી જાનબાઇ મા–ખડખડ
૦–૮–૦ બેન નર્મદાબેન–બીલખા
૦–૪–૦ ,, અમુલાબેન ,,
૦–૮–૦ ,, ઇંદુબા પથુભાઈ ,,
૦–૫–૦ ,, કસ્તુરબેન ,,
૨–૪–૦ ,, રણછોડલાલ બાપાલાલ
૧–૦–૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૦–૪–૦ શ્રી. ભગવાનજી મનુભાઇ ચદારાણા
૨–૦–૦ ,, રતિલાલ મનોરદાસ–જૂનાગઢ
૧–૦–૦ ,, જગજીવનદાસ નથુભાઇ–મુંબઇ
૧–૪–૦ ,, અમૃતલાલ નગીનદાસ–સુરત
૧–૦–૦ ,, કેશવશર્મા–રાજકોટ
૫–૦–૦ શ્રી. તુલસીદાસ ખેતસી–મલાડ
૬–૬–૦ ,, રૂગનાથસિંહ નથુસિંહ–બેંગલોર
૧–૦–૦ બેન પાર્વતીબેન–સુરત
૬–૮–૦ સં ૨૦૦૬ ના કાર્તિકથી આસો સુધીના નિત્યદાનના શ્રી. મા. ના. ચં.
૦–૮–૦ શ્રી. જટાશંકરભાઇ જગજીવન
૧–૪–૦ ,, ચતુરભાઇ આશાભાઈ
૨–૦–૦ ,, માનસિંહ નથુસિંહ
૬–૪–૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા ભિન્ન ભિન્નવેળા પૂજનભેટના
૧–૪–૦ ભાઇ કિશોરચંદ્ર છગનલાલ–જામનગર દુકાનની ભેટ—
૫–૦–૩ શ્રી રવજી દેવજી ગાંધી–જામનગર
૧–૦–૦ ,, હીરાલાલ આદિતરામ–લુણાવાડા
૫–૦–૦ ,, કવિવરરાય હર્ષદરાયને ત્યાં પુત્ર-જન્મનિમિત્તે ભેટ–માંગરોળ.

આનંદાશ્રમ–મુમુક્ષુમંડળ–મુંબઇમાં આશ્વિન વદિ ૧૧ સ્વરૂપાવસ્થાનની પૂજન ભેટ.—
૫–૫–૩ એક ભક્તજન
૧–૪–૦ શ્રી. દયાળસિંહજીભાઇ
૧–૦–૦ ,, કૃષ્ણદાસ શ્યામજી
૧–૦–૦ ,, અજિતરાયભાઇ પારેખ
૧–૦–૦ ,, ઉપેન્દ્રસિંહ ઠાકોર
૨–૦–૦ ,, બાલકૃષ્ણ ગંભીરશર્મા
૧–૪–૦ ,, ગાંડાલાલ જહેચરલાલ મહેતા
૧–૦–૦ ,, કાકુભાઇ બીમજી
૧–૦–૦ ,, ટોકરશીભાઈ
૧–૦–૦ ,, ટોકરશીભાઈ
૦–૮–૦ વિપ્ર મૂળશંકરભાઈ

પોરબંદર—આનંદાશ્રમમાં સ્વરૂપાવસ્થાન—પૂજન ભેટ:—

૧—૦—૦ શ્રી. આણંદલાલભાઈ
૧—૦—૦ ,, દેવચંદભાઈ
૧—૦—૦ ,, લક્ષ્મીદાસભાઈ
૦—૮—૦ ,, હંસરાજભાઈ
૦—૮—૦ ,, લાલજીભાઈ
૦—૪—૦ ,, વિશ્વનાથભાઈ
૦—૪—૦ ,, જેઠાલાલભાઈ
૦—૪—૦ ,, મેઘજીભાઈ
૧—૦—૦ બેન અજવાળી બહેન
૦—૪—૦ ,, નંદુબાઈ
૦—૪—૦ ,, મોતીબાઈ
૧—૦—૦ શ્રી. લાલજી ડાહ્યાભાઈ
૧—૦—૦ ,, આણંદલાલભાઈ નવા વર્ષની ભેટ
૧—૦—૦ ,, દેવચંદભાઈ ,,
૦—૮—૦ ,, મૂળજી જીવન ,,
૦—૪—૦ ,, વિશ્વનાથભાઈ ,,
૨—૦—૦ ,, ભગવાનજી કાનજી—ધોરાજી
૯—૦—૦ ,, લાભશંકરભાઈ માંકડ—વડોદરા
૧—૦—૦ ,, મધુસૂદન મણિભાઈ—કઠલાલ રુદ્રાભિષેક૧માટે
૧—૪—૦ ,, વૃજલાલ વનમાળી
૧—૦—૦ ,, લક્ષ્મણ વૃજલાલ—દહાણું
૫—૦—૦ ,, ગોકુળદાસ પોપટલાલ—જામનગર
૩—૦—૦ ,, માણેકલાલ દામોદર—ઉમરેઠ
૨—૦—૦ ,, આણંદલાલભાઈ
૨—૮—૦ બેન અન્નપૂર્ણાબેન—જોરાવરનગર
૨—૦—૦ શ્રી. વામનરાય પાઠક—બોટાદ
૦—૪—૦ બેન કમુબેન—ભાવનગર
૦—૫—૩ શ્રી. ભાનુશંકરભાઈ
૧—૦—૦ ,, ઉપેંદ્રરાય મહારાણીદાસ દેશાઈ
૫—૦—૦ ,, મણિશંકર કે. ઓઝા. નાથઘાટ-માટે ભેટ
૨—૦—૦ ,, નૌતમલાલ એસ. વ્યાસ—જામનગર

૧—૦—૦ શ્રી. હરગોવિંદભાઈ—અકાળા
સાણંદમાં પૂનમની ભેટ
૧—૦—૦ ,, હરિશંકર જેશંકર
૧—૦—૦ ,, મણિલાલ ભોગીલાલ
૧—૦—૦ ,, કાલિદાસ ઈશ્વરભાઈ
૧—૦—૦ ,, ભગવત્પ્રસાદ મૂળજી
૧—૦—૦ ,, કૈલાસ કેશવલાલ
૦—૮—૦ ,, લક્ષ્મીપ્રસાદ મૂળજી

માંડળમાં પૂનમની પૂજન ભેટ:—

૧—૦—૦ શ્રી. મૂળજી ગણેશજી
૧—૦—૦ ,, ડા. ભગવાનજી મોતીભાઈ

વડોદમાં પૂજન ભેટ:—

૧—૦—૦ શ્રી. હરગોવિંદ પીતાંબર
૧—૦—૦ ,, જગજીવન ડાહ્યાભાઈ
૦—૪—૦ ,, ભાસ્કરરાય વિદ્યારામ

આનંદાશ્રમ મુમુક્ષમંડળ—મુંબઈમાં કાર્તિકી પૂનમની ભેટ:—

૫—૫—૩ એક ભક્તજન
૧—૦—૦ શ્રી. ટોકરશીભાઈ
૦—૮—૦ ,, ભાણજી પરમાણંદ
૧—૦—૦ ,, ગુલાબચંદ ગોકુળદાસ
૧—૦—૦ ,, પ્રેમશંકર પીતાંબર
૨—૦—૦ ,, લાલજી લધાભાઈ
૧—૦—૦ ,, સુરેશ અમૃતલાલ
૫—૦—૦ ,, જાદવજી જીવરાજ
૧—૦—૦ ,, કૃષ્ણદાસ શામજી
૨—૦—૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ
૦—૮—૦ બેન નર્મદાબેન રાણા
૨—૦—૦ શ્રી. ઉપેંદ્રસિંહજી
૨—૪—૦ ,, લીલાધરભાઈ
૦—૨—૯ પરચુરણ
૦—૮—૦ શ્રી. નટવરસિંહ રાણા
૦—૮—૦ ,, કિરણસિંહ રાણા
૦—૮—૦ ,, મનહરસિંહ રાણા
૧—૦—૦ ,, ગૌરીશંકર ઓધવજી
૧—૦—૦ ,, શંકરસિંહ રાણા
૦—૮—૦ ,, અમથાલાલ જગજીવન

૧-૦-૦ શ્રી ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, નારણદાસભાઈ
૧-૦-૦ ,, ચત્રભુજ કાલિદાસ
૨-૦-૦ ,, પ્રેમજી અર્જુન
૧-૪-૦ ,, જયંતીલાલ વિઠ્ઠલદાસ
૧-૦-૦ ,, ભગવાનદાસ ચત્રભુજ
૫-૦-૦ ,, ગુણવંતસિંહજી
૦-૪-૦ એક બાઈ
૧-૦-૦ શ્રી મૂળશંકરભાઈ
૧-૦-૦ ,, પ્રતાપસિંહ માનસિંહ
૧-૪-૦ ,, ચંદ્રસિંહજીભાઈ
૧-૦-૦ ,, જયંતીલાલ મૂળશંકર
૧-૦-૦ ,, મૂળચંદ હરજીવન
૧-૪-૦ ,, મૂળશંકરભાઈ પડીયા
૧-૦-૦ બેન અમથીબાઈ ઠાકોર
૦-૪-૦ શ્રી નથુરામભાઈ
૨-૦-૦ એક ભક્ત
૫-૦-૦ શ્રી મેરામણ જેઠાભાઈ
હા. ગેડ દા. મા.-મુંબઈ
× × ×
૧-૪-૦ શ્રી ચુનીલાલ ...નજી-પોરબંદર
૧-૧૦-૦ ,, વીરજીવન હરજીભાઈ

૨-૦-૦ શ્રી રમણિકલાલ સિ. દવે
૧-૪-૦ ,, ભગવાનજી પુરુષોત્તમ
૩-૦-૦ ,, મન્વન્તરાય કે. ઓઝા
૬-૦-૦ ,, છોટાલાલ મોગરજી અઢીયા
૦-૫-૦ બેન યોગીબેન-કુડલા
૫-૦-૦ શ્રી મચેરશા હોરમસજી બાબા
૫-૦-૦ ,, રમણલાલ સોમચંદ-મુંબઈ
૧-૪-૦ ,, રઘનાથભાઈ ઘડીયાળી-બોરીવલી
૨-૧૨-૦ મહિરેથી ૫ જુરણ
૧-૦-૦ બેન પાનુબેન-બીલખા
૦-૮-૦ શ્રી જટાશંકર જગજીવન
૦-૮-૦ બેન જડીબેન જગજીવન
૩-૦-૦ શ્રી મ. નિ. ભટ્ટ-સુરત
૧-૬-૦ બેન અમિબેન તથા યોગેશ-સુરત
૨-૦-૦ ડૉ. વામનરાવ જ.-પાટણ
૧-૪-૦ શ્રી વ્રજલાલ વનમાળી-દહાદ
૦-૧૨-૦ ,, હરિરાય વ્રજલાલ-દહાદ
૧-૦-૦ ,, અમૃતલાલ મૂળચંદ જૈન
૨-૭-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા
૨-૦-૦ ,, પૂં. જી. રતન-જૂનાગઢ
માગ. વદિ ૩૦ સુધી

——[ * ]——

## શ્રીસદ્ગુરુમહાપૂજન

શ્રીગીરખા-આનંદાશ્રમમાં શ્રીરામજયંતિનિમિત્તે તથા શ્રીદત્તજયંતિનિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓએ વિધિપૂર્વક કર્યું હતું.



શ્રીનારેશ્વર-આનંદાશ્રમદ્વારા અપાતા મફત ઔષધનો લાભ ૫૮ માણસોએ લીધો છે.

શ્રીગીરખા-આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો ૨૨ બહુ-બહેનોએ લાભ લીધો છે, તથા ઔષધાલયનો ૬૫ બંધુભગિનીઓએ લાભ લીધો છે.

——[ * ]——



Reg. No. B. 3087.

સને ૧૯૪૯ તા. ૨૫ ડિસેમ્બર



શ્રીઆનંદાશ્રમ, બીલખા, પો. બીલખા-(સૌરાષ્ટ્ર) તરફથી

P. O. Bilkha (Saurashtra-India)

આનંદાશ્રમ

## श्रीसद्गुरुमहापूजन-समाचार

પોષ વદિ ૧૧ શનિવાર તારીખ ૧૪-૧-૫૦ મકરસંક્રાંતિનિમિત્તે સવારના સ્ટા. ટા. ૯ થી ૧૦ વાગે માધવભુવન કાંદાવાડીમાં પૂજ્યપાદ શ્રીસદ્ગુરુદેવનું મહાપૂજન થશે.

લિ. આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ.

## एक श्लोक

[ આ શ્લોક બીલખા-આનંદાશ્રમના શ્રવણમંદિરમાંથી મળી આવ્યો છે અને તે એક શ્યામ કાષ્ટપટપર શ્વેત અક્ષરે લખેલો છે. ]

[ સંગ્રાહકઃ-શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

यत्सान्निध्ये श्वसिति हृदयं, स्निग्धवात्सल्यसिक्तम् ।
यच्चापल्यं चिरपरिचितं, दूरमेतत् प्रयाति ।
ब्राह्मी दृष्टिः स्फुरति नितरां, मर्त्यभावा गलन्ति ।
सोऽयं नाथो मुनिगणवरो, राजते दैशिकेन्द्रः ॥

ભાવાર્થઃ—જેઓશ્રીના સામીપ્યનું સેવન કરવાથી આપણા અંતઃકરણને શુદ્ધ સાત્ત્વિક વાત્સલ્યનો અનુભવ થઈ પરમ આશ્વાસન મળે છે, ને આપણા અંતઃકરણનો ચિરકાળનો વિક્ષેપભાવ દૂર થઈ પરમશાંતિ અનુભવાય છે, તથા આપણા અંતઃકરણમાં બ્રહ્મભાવ સદૈવ સ્ફુર્યા કરે છે-અને-આપણા અંતઃકરણમાંની વિનાશી એવી દેહવાસનાનું વિલોપન થઈ જાય છેઃ—એવા આ નાથપ્રભુ મહાયોગેશ્વરસ્વરૂપે વા શ્રીસદ્ગુરુસ્વરૂપે વા શ્રીદક્ષિણામૂર્તિ-નાથભગવાનસ્વરૂપે અહીં આ આનંદાશ્રમમાં બિરાજી રહ્યા છે-શાંતસ્વરૂપે પ્રકાશી રહ્યા છે-સૂક્ષ્મસ્વરૂપે વિલસી રહ્યા છે...!

હરિઃૐ તત્સત્ ! જયનાથ ! જયપ્રભો !

વર્ષ ૧૮ મું

પોષ

જાન્યુઆરી ૧૯૫૦

અંક ૭

સંવત્ ૨૦૦૬


॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम




વાર્ષિક [illegible]

રૂ. [illegible]

પરદેશમાટે

શિલિંગ ૨




શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्वलः ॥

ભાવાર્થ — શ્રીનાથભગવાનના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા



---

શ્રી. અંબાશંકરભાઈ તથા દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર રાજકોટથી જામનગર, સિહોર સોનગઢ, આંબલા, ખોડીયાર, ભાવનગર, ને ઉમરાળા એ સ્થળોએ ગયા હતા અને ત્યાં શ્રીઆનંદાશ્રમના પરિચય સાથે ધાર્મિક પ્રવચનો કર્યાં હતા.

———[ * ]———

શ્રીમોજીદડ આનંદાશ્રમમાં માર્ગશીર્ષ સુદ ૧૧ના દિને શ્રીગીતાજયંતી નિમિત્તે મહાપૂજન કરવામાં આવ્યું હતું તથા ભગવદ્‌ગીતાના પાઠો કરાવવામાં આવ્યા હતા. અને આ માસમાં ૨૩ દરદીઓને મફત ઔષધો આપવામાં આવેલ છે.

શ્રીબીલખા-આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો ૨૪ બંધુબહેનોએ લાભ લીધો છે, તથા ઔષધાલયનો ૨૬ બંધુબહેનોએ લાભ લીધો છે.

———[ * ]———

---

**જરૂરી**

સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશક: શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ—માંગરોળ—સૌરાષ્ટ્ર

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ—ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः ॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ–આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૬ પોષ [ અંક ૭ મો

## आत्मानंद

[ લેખક—શ્રી. પ્રેમશંકર શિવશંકર–આધોઈ–કચ્છ ]

( મથુરામાં ખેલ ખેલી આવ્યા હો કાન–એ રાગ )

આત્માનો આનંદ અનેરો હો પ્યારે લાલ આત્માનો આનંદ અનેરો. ટેક.

એને કાજે કંઈક પાગલ બની ગયા,
પુત્ર કલત્ર દેહ ગેહને ભૂલી ગયા,
વિહંગ સદશ ઊડનારો હો, પ્યારે લાલ આત્માનો૦ ૧

આત્માને કાજે જેણે સુખને તલ્લાક દીધી,
કમ્મર કસી આત્મઅગ્નિમાં ઝૂકી દીધી,
ભર સભર ઝીલનારો હો પ્યારે લાલ. આત્માનો આનંદ૦ ૨

આત્માનંદ પાસે, બીજા આનંદો તુચ્છ છે,
મિથ્યા કુત્સિત ને આપાત રમણીય છે,
સમજી વૈરાગ્ય લાવનારો હો પ્યારે લાલ. આત્માનો૦ ૩

આપ્યું બલિદાન જેણે અહં મમત્વનું,
હણી અજ્ઞાન ભાન દીધુ સ્વરૂપનું,
દેહે વિદેહી બનનારો, હો પ્યારે લાલ. આત્માનો૦ ૪

આત્માનંદ અનુભૂતિ જેણે કરી હશે,
તેની દશા મોટા મોટા ન કળી શકે,
સ્વસંવેદ્ય સુખ માણનારો હો પ્યારે લાલ. આત્માનો૦ ૫

પિંડ ભૂલી બ્રહ્માંડે કોઈ શોધશે,
મિથ્યા ભટકી ભવ ચક્કર આથડશે,
ચરાચરમાં વસનારો હો પ્યારે લાલ. આત્માનો૦ ૬

સાચો વિસામો પ્યારા મારે તું એક છો,
ત્હારા વિના બીજું કોણ સુખ આપશે,
'પ્રેમ' સ્હારો વ્હાલમ તારો હો પ્યારે લાલ. આત્માનો૦ ૭

——[ * ]——

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ક્ષણે ક્ષણે મનુષ્યનું આયુષ્ય ઘટતું જાય છે, માટે પરમાર્થનાં સાધનોનું સેવન કરવામાં ઉદ્યોગી, સાવધાન, ને શીઘ્ર કર્તવ્ય કરવાના સ્વભાવવાળા રહેશો.

તમારો જે જે ધંધો હોય તેમાં ઉદ્યોગી, જાગ્રત્, આવડતવાળા ને પ્રામાણિક રહી, સંધ્યાવંદન, જપ, દેવપૂજન, શાસ્ત્રવાચન ને પરમાત્મધ્યાન પરમાદરપૂર્વક કરતા રહેશો.

તમારે ધીરે ધીરે તુરીયપદમાં રહી સ્વરૂપભૂત નિરતિશય આનંદનો આસ્વાદ લેવાની યોગ્યતા પ્રાપ્ત કરવાની છે તે તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ સતત ધ્યાનમાં રાખી તમે નાનામોટા પ્રત્યેક વિચારવ્યવહારમાં વર્તવાનો સ્વભાવ પાડશો.

બ્રહ્મને આશરે શુદ્ધસત્ત્વગુણ રહ્યો છે, તે શુદ્ધસત્ત્વગુણ ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, ઐશ્વર્ય, શ્રી, ને યશથી યુક્ત છે, માટે તમે શુદ્ધબુદ્ધિથી જો બ્રહ્મનું આરાધન કર્યા કરશો તો તમારા અંતઃકરણમાં તે ધર્માદિ આવિર્ભાવ પામવા લાગશે, ને અંતે તમે કૃતકૃત્ય થશો.

અંતઃકરણને જાગ્રત્ કરી શ્રદ્ધાપ્રીતિથી સંદેશ સાંભળો, સાંભળીને ઉમળકાપૂર્વક આચરણમાં મૂકો, આચરણમાં ને મૂકી તેના ફલનો અનુભવ કરવા ભાગ્યશાળી થાઓ.

સૂર્યોદય પહેલાં ઊઠવાથી ઊગતા સૂર્યનાં સાત્ત્વિક કિરણોની તે વેલા સૂર્યમાં અનુકૂલ મતિ રાખનારા જે દ્વિજો જાગતા હોય તેમના અંતઃકરણપર સાત્ત્વિક અસર થાય છે, તે તેમના આરોગ્યાદિના લાભમાં હેતુભૂત થાય છે

દિવસના સમયમાં તથા બંને સંધ્યાના સમયમાં ઉત્તરભણી મુખ રાખીને અને રાત્રિના સમયમાં દક્ષિણ દિશાભણી મુખ રાખીને મલમૂત્રનો ત્યાગ કરવાની ધર્મશાસ્ત્રે દ્વિજોને કરેલી આજ્ઞાનું કારણ તે વેલા તેમને તે દિશાભણીથી શુભાશુભ પોષક પ્રાણપ્રવાહ મળે છે તે છે. (ચાલુ)

——[ * ]——

# योगसूत्रो

[ લેખક.—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( ગતાંકના પૃષ્ઠ-૮૭ થી ચાલુ )

## तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ १६ ॥

ગુર્જરી:—પુરુષને તેના સ્વરૂપનું જ્ઞાન થવાથી પછી ગુણુ (ચિત્ત)ને વિષે તૃષ્ણાનો જે અભાવ થવો તે શ્રેષ્ઠ વૈરાગ્ય છે.

પદબોધિની.—तत् वैराग्यं पुरुषख्यातेःपुरुषस्य ख्यातिर्ज्ञानं तस्मात् पुरुषदर्शनाभ्यासात् धर्ममेघाख्यात्ध्यानाद्भवति। તે એટલે તે વૈરાગ્ય પુરુષખ્યાતિથી થાય છે. પુરુષની ખ્યાતિ તે પુરુષખ્યાતિ. ખ્યાતિ એટલે જ્ઞાન. પુરુષખ્યાતિ એટલે પુરુષનું જ્ઞાન પુરુષનું દર્શન (જ્ઞાન) કર્યા કરવાના અભ્યાસરૂપ ધર્મમેઘ નામના સમાધિથી તે વૈરાગ્ય થાય છે.

तस्यैव फलीभूतं गुणवैतृष्ण्यं प्रकृतिविषयकं वैराग्यम्। તે (પુરુષજ્ઞાન)નાજ ફળરૂપે ગુણવૈતૃષ્ણ્ય એટલે પ્રકૃતિને વિષય કરનારો વૈરાગ્ય થાય છે.

परं निरोधसमाधेरत्यन्तानुकूलत्वादुत्कृष्टम् ॥ १६ ॥ નિરોધ સમાધિને માટે અત્યંત અનુકૂળ હોવાથી તે વૈરાગ્ય પર એટલે ઉત્કૃષ્ટ વૈરાગ્ય છે.

ભાષ્ય'—तत्परं 'पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्। પુરુષને તેના સ્વરૂપનું જ્ઞાન થવાથી પછી ગુણુ (ચિત્ત)ના વિષે તૃષ્ણાનો જે અભાવ થવો તે શ્રેષ્ઠ વૈરાગ્ય છે.'

दृष्टानुश्रविकविषयदोषदर्शी विरक्तः। પ્રત્યક્ષ તથા પરોક્ષ વિષયોમાં દોષોને દેખીને વિષયોમાં વૈરાગ્ય કરનારાનો વૈરાગ્ય વિષયનો વૈરાગ્ય છે.

पुरुषदर्शनाभ्यासात्तच्छुद्धिप्रविवेकाप्यायितबुद्धिर्गुणेभ्यो विरक्तः। પુરુષના સ્વરૂપનું દર્શન કર્યા કરવાના અભ્યાસથી પુરુષના સ્વરૂપની શુદ્ધિ થતાં ગુણુ (ચિત્ત)થી જુદા પુરુષના સ્વરૂપના સ્પષ્ટ વિવેકવડે ભરપૂર બુદ્ધિવાળાની ગુણુ (ચિત્ત)માંથી તૃષ્ણાની નિવૃત્તિને ગુણુ (ચિત્ત) વૈરાગ્ય કહેવામા આવે છે

तद्द्वयं वैराग्यम्। એમ વૈરાગ્ય બે પ્રકારનો છે.

तत्रयदुत्तरं तज्ज्ञानप्रसादमात्रम्। તે બેમાં જે બીજો ગુણુ (ચિત્ત)નો વૈરાગ્ય છે તે માત્ર પુરુષને તેના પોતાના સ્વરૂપના જ્ઞાનથી. ઉપજતી પ્રસન્નતાના સ્વરૂપવાળો વૈરાગ્ય છે.

यस्योदये सति प्रत्युदितख्याति रेवं मन्यते। જે વૈરાગ્યનો ઉદય થતા પ્રથમથીજ ઉદય. પામેલા સ્વરૂપના જ્ઞાનવાળો પુરુષ માને છે કે—

प्राप्तं प्रापणीयम्। પ્રયત્ન કરીને પામવા યોગ્ય હું પામી ચૂક્યો છુ.

क्षीणाः क्षेतव्याः क्लेशाः। ક્ષય પમાડવાયોગ્ય મારા ક્લેશો ક્ષય પામી ચૂક્યા છે.

छिन्नः श्लिष्टपर्वा भवसंक्रमो। ગાઢા સ્વરૂપવાળું મારું સસારચક્ર છેદાઇ ચૂક્યું છે.

यस्याविच्छेदाज्जनित्वा म्रियते च जायत इति। જે સસારચક્રના ન છેદાવાથી પુરુષ જન્મીને મરે છે તથા મરીને પાછો જન્મે છે

ज्ञानस्यैव पराकाष्ठा वैराग्यम्। જે આ વૈરાગ્ય છે તે (વસ્તુસ્થિતિમાં) પુરુષને તેના પોતાના સ્વરૂપના જ્ઞાનનીજ પરાકાષ્ઠા છે.

एतस्यैवहिनोन्तरीयकं कैवल्यमिति ॥ १६ ॥ કેમ પુરુષને તેના પોતાના સ્વરૂપના

આ જ્ઞાનથી કૈવલ્ય જુદું નથી. (પુરુષને તેના પોતાના સ્વરૂપનું જે આ જ્ઞાન છે તેજ કૈવલ્ય છે.)

અનુવાદઃ—ચિત્તનો વિષય ચૈત્ત્ય કહેવાય છે.

ચૈત્ત્યના વશીકારવૈરાગ્યવડે તથા પોતાના સ્વરૂપમાં સ્થિત થવાના પુરુષના અભ્યાસવડે પુરુષને તેના પોતાના સ્વરૂપમાં સ્થિરતા વધતાં જ્યારે પુરુષને તેના પોતાના સ્વરૂપનું તે જેવું છે તેવું યથાર્થ અનુભવજ્ઞાન થાય ત્યારે પછી તેને ચિત્તમાં પણ વૈરાગ્ય થવા લાગે છે.

ચિત્તમાં પોતાપણું કરવાનો પુરુષને ચિત્તમાં બંધાયેલો રાગ પુરુષને તેના પોતાના સ્વરૂપનું યથાર્થ અનુભવજ્ઞાન થયાવિના નિવૃત્ત થાય નહિ.

પુરુષના તેના પોતાના સ્વરૂપમાં સ્થિર થવાના અભ્યાસથી તથા ચૈત્ત્યના વશીકારક સંજ્ઞાવાળા વૈરાગ્યના સાહ્યથી પુરુષને જ્યારે તેના પોતાના સ્વરૂપનું યથાર્થ અનુભવજ્ઞાન થાય ત્યારે જ પછી તેનો ચિત્તનો રાગ ક્ષીણ થતાં ક્રમે નાશ પામે છે.

ચિત્તના રાગનો નાશ થતાં ચૈત્ત્યના રાગનો પણ સંપૂર્ણ નાશ થાય છે તેથી પછી પુરુષ સ્વસ્થપણે તેના પોતાના સ્વરૂપમાં અવસ્થાન પામે છે.

પુરુષનું તેના પોતાના સ્વરૂપમાં આ પ્રમાણે સ્વસ્થપણે અવસ્થાન થવું તેજ પુરુષનું કૈવલ્ય કહેવાય છે તથા તેને જ પુરુષનો મોક્ષ કહેવામાં આવે છે.

અવિવેકથી ચિત્તસાથે તથા ચિત્તદ્વારા ચૈત્ત્યસાથે ભળી ગયેલો પુરુષ અભ્યાસ અને વૈરાગ્યવડે ચિત્તથી તથા ચૈત્ત્યથી પાછો છૂટો પડીને એકલો થાય તે પુરુષના એકલભાવને (એકલાપણાને) પુરુષનું કૈવલ્ય કહેવામાં આવે છે.

અવિવેકથી ચિત્તસાથે તથા ચિત્તદ્વારા ચૈત્ત્યસાથે ભળી જતાં પુરુષને ચિત્તગત તથા ચૈત્ત્યગત સુખદુઃખનો જે ભોગ ઉભો થાય છે તે પુરુષનો બંધ કહેવાય છે.

અભ્યાસ અને વૈરાગ્યથી પુરુષ તેના પોતાના સ્વરૂપમાં સ્વસ્થ થતાં તેને ચિત્તગત તથા ચૈત્ત્યગત ભોગની જે નિવૃત્તિ થાય તેને પુરુષનો મોક્ષ કહેવામાં આવે છે.

પુરુષના આ કૈવલ્યની વા મોક્ષની પ્રાપ્તિમાં સાક્ષાત્ હેતભૂત થવાથી આ ચિત્તના વૈરાગ્યને શ્રેષ્ઠ વૈરાગ્ય કહ્યો છે.

ચૈતન્યની ચેતનાનું પોતાનામાં અવતરણ કરીને ચેતનાવાળો થતો મૂળ જડ પદાર્થ જે આ સંપૂર્ણ વિશ્વરૂપ દ્રશ્યનું ઉપાદાન (ઉત્પત્તિ) કારણ હોવાથી પ્રકૃતિ કહેવાય છે તે સત્ત્વ રજસ્ તથા તમસ્ એ ત્રણ દ્રવ્યો (પદાર્થો) પરસ્પર ગુણિત થવાથી થયેલો એક પદાર્થ હોવાથી આ શાસ્ત્રમાં તેને ગુણ કહ્યો છે.

સત્ત્વ, રજસ્ તથ તમસ્ એ ત્રણમાંનું કોઈ દ્રવ્ય તેના જુદા પદાર્થરૂપમાં દ્રવ્ય નથી પણ તે ત્રણે દ્રવ્યો પરસ્પર ગુણિત થવાથી જે એક પ્રકૃતિ પદાર્થ થાય છે તેજ તે ત્રણેનું એકજ પદાર્થરૂપ છે. તેથી સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણને પણ ગુણ કહેવામાં આવે છે. સત્ત્વ, રજસ્ તથા તમસ્ એ ત્રણ દ્રવ્યો પરસ્પર ગુણિત થવાથી એક પ્રકૃતિપદાર્થ થયેલો હોવાથી પ્રકૃતિપદાર્થમાં એ ત્રણે દ્રવ્યોના ધર્મો રહેલાં જણાય છે.

અથવા એકજ પ્રકૃતિપદાર્થમાં જુદા જુદા ત્રણ પ્રકારના ધર્મો રહેલા હોવાનું જણાય છે તે ઉપરથી એકજ પ્રકૃતિપદાર્થમાં જુદા જુદા ત્રણ પ્રકારના ધર્મોવાળા ત્રણ પદાર્થો પરસ્પર ગુણિત થવાથી એક પ્રકૃતિપદાર્થ થયેલો છે એવું અનુમાન કરવામાં આવે છે.

જે જુદા જુદા ત્રણ પ્રકારના ધર્મો પ્રકૃતિપદાર્થમાં રહેલા જણાય છે તે પ્રકાશઆદિ

ત્તિઆદિ તથા સ્થિરતા (જડતા–મૂઢતા) આદિ એમ ત્રણ પ્રકારના છે.

પ્રકાશઆદિ ધર્મો સત્ત્વગુણના છે, પ્રવૃત્તિઆદિ ધર્મો રજોગુણના છે તથા સ્થિરતાઆદિ ધર્મો તમોગુણના છે એમ તે ત્રણ પ્રકારના ધર્મોને અનુરૂપ અર્થવાળાં તે ત્રણ ગુણોનાં નામો કહ્યાં છે.

આ ત્રણ પ્રકારના ધર્મોવાળા એક પ્રકૃતિ પદાર્થમાંથી આ સપૂર્ણ વિશ્વ ઉત્પન્ન થયેલું હોવાથી આ સપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્યમાં પણ એ ત્રણ પ્રકારના ધર્મો ઉતરેલા છે તેથી આ સંપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્ય પણ એ ત્રણ ધર્મોવાળુ જ છે

**प्रकाश क्रिया स्थितिशील भूतेन्द्रियात्मकं भोगापवर्गार्थं द्रव्यम्** ' પ્રકાશ ક્રિયા અને સ્થિરતાવાળુ ભૂતો ,અને ઇંદ્રિયોવાળુ આ દ્રવ્ય પુરુષના ભોગને માટે તથા મોક્ષને માટે છે, એમ આ શાસ્ત્રના બીજા પાદના અઢારમા સૂત્રમા આ સપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્યને જુદા જુદા ત્રણ ધર્મોવાળુ કહ્યુ છે

અને **विशेषाविशेष लिंगमात्रा लिंगानि गुणपर्वाणि** ॥ અલિંગ લિંગ અવિશેષ અને વિશેષ આ સર્વ ગુણનાં જ જુદા જુદા રૂપો છે' એમ ઓગણીસમા સૂત્રમાં કહ્યું છે.

એ સૂત્રમાં જે અલિંગ કહ્યુ છે તે પ્રકૃતિપદાર્થને કહ્યુ છે

પ્રકૃતિપદાર્થ સૂક્ષ્મ આકારને પણ નહિ પામેલી અવસ્થાવાળો હોવાથી તેને અલિંગ એટલે લિંગ વા આકાર વિનાનો કહ્યો છે.

એ સૂત્રમા જે લિંગ કહ્યુ છે તે પ્રકૃતિના કાર્ય બુદ્ધિતત્ત્વને કહ્યુ છે

બુદ્ધિતત્ત્વ સૂક્ષ્મ આકારને પામેલી અવસ્થાનું થવાથી તેને લિંગ કહ્યુ છે.

પુરુષને પોતાપણું પ્રગટ કરવાના સ્થાનભૂત થવાથી તેને મહત્તત્ત્વ પણ કહેવામાં આવે છે.

એ સૂત્રમાં જે અવિશેષ કહ્યા છે તે શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ એ પાંચ માત્રાઓને તથા અહંકારને એમ કુલ ૭ પદાર્થોના સમૂહને કહ્યા છે

આ ૭ પદાર્થો પણ ઓળખી શકાય એવા વિશિષ્ટ આકારને નહિ પામેલી અવસ્થાના હોવાથી તેમને અવિશેષ કહ્યા છે.

અને એ સૂત્રમાં જે વિશેષ કહ્યા છે તે આકાશ વાયુ અગ્નિ જળ ને પૃથ્વી એ પાંચ મહાભૂતોને તથા મન સહિત કુલ અગીયાર ઇંદ્રિયોને એમ કુલ સોળ પદાર્થના સમૂહને કહ્યા છે.

આ સોળ પદાર્થો ઓળખી શકાય એવા વિશિષ્ટ (જુદા જુદા પડેલા) આકારને પામેલી અવસ્થાના હોવાથી તેમને વિશેષ કહ્યા છે.

એમ કુલ ચોવીશ કારણપદાર્થોમાંથી આ સપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્ય ઉપજેલુ છે.

એ ચોવીશ કારણપદાર્થો મૂળ ગુણરૂપ એક પ્રકૃતિ પદાર્થમાંથી ઉત્તરોત્તર ઉપજેલા, કાર્યરૂપના હોવાથી એ ચોવીશ પદાર્થોને ગુણના જ જુદી જુદી અવસ્થાના જુદાં જુદાં રૂપોએ સૂત્રમાં કહ્યા છે.

અને એ ચોવીશ કારણ પદાર્થમાથી આ સપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્ય ઉપજેલું હોવાથી આ સંપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્યમાં ગુણના પ્રકાશ આદિ જુદા જુદા ત્રણે પ્રકારના ધર્મો ઉતરેલા છે એમ અઢારમા સૂત્રનાં કહ્યુ છે.

આ સંપૂર્ણ વિશ્વરૂપ દ્રવ્ય ચૈતન્યની ચેતના વડે ચિત એટલે ચેતનાવાળા થયેલા

ગુણનું કાર્ય હોવાથી તેમાંનો પ્રત્યેક પદાર્થ પોતે ચિત્ત હોય છે અને તેનાથી ભિન્ન અન્ય સર્વ પદાર્થો તેનું ચૈત્ય હોય છે તે સર્વને ગુણ કહેવામાં આવે છે.

ચિત્તના વૈરાગ્યથી ચિત્ત અને તેના ચૈત્યરૂપ સંપૂર્ણ વિશ્વભૂત ગુણનો વૈરાગ્ય થતો હોવાથી આ સૂત્રમાં ચિત્તના વૈરાગ્યને ગુણનો વૈરાગ્ય કહ્યો છે.

પ્રત્યેક ચિત્તમાં અવિવેકથી પોતાપણું કરી રહેલો પુરુષ તે ચિત્તનો તથા તેના ચૈત્યનો ભોગ કરે છે એ તેનો બંધ છે.

અભ્યાસ અને વૈરાગ્યવડે પુરુષ પાછો તેના ચૈતન્યસ્વરૂપમાં અવસ્થાન કરી રહે એ તેનો મોક્ષ છે.

એ રીતે આ ત્રીજા પરિચ્છેદમાં ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાના સર્વોત્કૃષ્ટ ઉપાયરૂપે બારમા સૂત્રમાં અભ્યાસ અને વૈરાગ્યના યુગ્મ (જોડકું) ને કહીને તેરમા તથા ચૌદમા સૂત્રમાં અભ્યાસનું તથા પંદરમા તથા સોળમા સૂત્રોમાં વૈરાગ્યનું સ્વરૂપ કહેલું છે.

પુરુષની ચિત્તમાં સ્થિતિ હોવાથી પુરુષની ચેતનાવડે ચેતના પામી ચિત્ત ચૈત્યને આકારે વૃત્તિઓવાળું થાય છે.

પુરુષની તેના પોતાના સ્વરૂપમાં સ્થિતિ થતાં ચિત્તને પુરુષની ચેતના મળે તેથી ચિત્ત ચૈત્યને આકારે વૃત્તિઓવાળું ન થઇ શકે તથા તેથી ચિત્ત સહજ અવૃત્તિક થાય.

એમ હોવાથી ચિત્તની વૃત્તિઓના નિરોધનો મુખ્ય અને સર્વોત્કૃષ્ટ ઉપાય અભ્યાસ તથા વૈરાગ્ય છે એમ આ ત્રીજા પરિચ્છેદમાં કહ્યું છે.

એ રીતે પહેલા પાદનો ત્રીજો પરિચ્છેદ અહિં પૂરો થાય છે.

---

## हिंदु कोडबिलनी बौद्धिक चकासणी

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુલદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

હિંદસરકારના માનનીય કાયદાપ્રધાને ચાલુ જાનેવારી માસની અગીયારમી તારીખે મુંબાઈમાં કહ્યું કહેવાય છે કે હિંદુકાયદામાં જે જાતના ફેરફારો કરવા માગે છે તેને બૌદ્ધિક દષ્ટિએ જો જોવામાં આવે તો આ સુધારાઓ કરવામાં કોડબિલ ન્યાયી છે એમ લાગશે.

બૌદ્ધિક દષ્ટિમાટેની દિશા દર્શાવતાં તેમણે કહ્યાનું કહેવાય છે કે રાષ્ટ્રના બધા નાગરિકોને લાગુ થાય તેવો કોડ આપણે હાલ ઘડવા માગીએ છીએ.

બિલસામે રુઢિચુસ્ત મિત્રોતરફથી ધર્મનો વિરોધ દર્શાવવામાં આવે છે પણ ધર્મ રાષ્ટ્રિય-જીવનને અનુરૂપ હોવો જોઇએ તેનો વિચાર કરવા તેમણે તેમને વિનતિ કરી હોવાનું કહેવાય છે.

હવે માનનીય કાયદાપ્રધાનની વિનતિને માન આપી હિંદુ કોડબીલની તેમણે દર્શાવેલી દિશાએ બૌદ્ધિક ચકાસણી કરવામાં આવે તો વિચાર કરીને નિર્ણયપર આવવાના બે મુદ્દા ઊભા થાય છે.

તે બેમાંનો એક મુદ્દો તો એ ઊભો થાય છે કે હિંદુ કોડ ભારતવર્ષમાં આજ વસતા બધા નાગરિકોને લાગુ કરવાનો છે?

અને બીજો એ મુદ્દો ઊભો થાય છે કે ધર્મ રાષ્ટ્રીય જીવનને અનુરૂપ હોવો ઘટે છે કે રાષ્ટ્રીયજીવન ધર્મને અનુરૂપ ઘટે છે?

પહેલા મુદ્દા માટે વિચાર કરતાં જણાય છે કે ભારતવર્ષમાં આજ વસી રહેલા બધા

નાગરિકો હિંદુ નથી તેથી જો બધા નાગરિકોને લાગુ થાય એવો કોડ કરવો હોય તો તે કોડનું નામ હિંદુકોડ નહિ રાખતાં બીજુ કંઈ યોગ્ય નામ રાખવું ઘટે.

અને હિંદુકોડ નામ રાખીને જ તે કોડ જો બધા નાગરીકોને લાગુ કરવામાં આવે તો સેક્યુલર એટલે બિનસંપ્રદાયી રાષ્ટ્રમાટે તે યોગ્ય નહિ ગણાય.

એટલું જ નહિ પણ કેવળ હિંદુઓના જીવનમાં ફેરફાર કરનારો કોડ હિંદુઓથી ભિન્ન બીજા નાગરિકોને લાગુ કરવામાં કોઇ અર્થ રહેલો ન હોય.

બીજા નાગરિકોના જીવનને અનુરૂપ હિંદુઓનું જીવન કરવાના આશયથી હિંદુકોડ કરવામાં આવે છે કે જેથી પછી બધા નાગરિકોનો એકસરખો જીવનક્રમ થઇ રહે એમ કહેવામાં આવે તો બીજા નાગરિકોના જીવનને અનુરૂપ હિંદુઓનું જીવન ઘડવા કરતા હિંદુઓના જીવનને અનુરૂપ બીજા નાગરિકોનું જીવન ઘડવામાં આવે એ વધારે ન્યાયી થાય કારણકે બીજા નાગરિકોની સંખ્યાને મુકાબલે હિંદુ નાગરિકોની સખ્યા અતિ ઘણી મોટી છે.

ખરી રીતે જોતાં નાના કે મોટા કોઈ એક પક્ષના નાગરિકોના જીવનને અનુરૂપ બીજા પક્ષના નાગરિકોનું જીવન કરવા કોડ કરવો એ સેક્યુલર એટલે બિનસાંપ્રદાયિક વા બિનપક્ષી રાષ્ટ્રમાટે તેના સેક્યુલર સિદ્ધાંતને અનુરૂપ નથી.

અને હિંદુ નાગરિકોનુંજ જીવન તેમના ધર્મના સિદ્ધાંતોપર રચાયું છે અને અન્ય નાગરિકોનું જીવન તેમના ધર્મપર રચાયેલું નથી એમ માનવુ પણ વધારે પડતું ગણાય એવું છે.

ભારતવર્ષમાં આજ વસી રહેલા હિંદુ નાગરિકો સિવાયના બીજા જુદા જુદા નાગરિકોનું જીવન પણ તેમના તેમના ધર્મના સિદ્ધાંતોપરજ રચાયેલું હોય છે એમ તેમના જીવન તથા તેમના ધર્મના સિદ્ધાંતોન અવલોકન કરતાં સહજ જણાઇ આવે.

એવી સ્થિતિમાં હિંદુ નાગરિકોના જીવનને અનુરૂપ તેમનુ જીવન કરવા તેઓ કબુલ પણ નહિ થાય.

એટલે હિંદુકોડ જો ભારતવર્ષમાં આજ વસી રહેલા બધા નાગરિકોને લાગુ કરવા ધારેલું હોય તો હિંદુઓ સિવાયના બીજા નાગરિકોને તે પ્રથમથી જણાવી તેમનો અભિપ્રાય જાણી લેવો જોઇએ.

અને જો બીજા નાગરિકો હિંદુ નાગરિકો માટે નક્કી કરવામા આવે તે જીવનને અનુસરવા ખુશી ન હોય તો બીજા નાગરિકોના જીવનને અનુસરવા હિંદુ નાગરિકોને આ માટે ફરજ પાડવામાં આવે એ પણ જોવુ જોઈએ.

બધા નાગરિકોને લાગુ થાય એવો કોડ કરવા ધારેલું છે એમ કહેવામાં માનનીય પ્રધાનનો આશય બધા હિંદુ નાગરિકોને લાગુ થાય એવો કોડ કરવાનુ કહેવાનો હોય તો પણ કોઈ એક પક્ષના જીવનને અનુરૂપ બીજા પક્ષને તેનું જીવન સુધારવાનું કહેવામા રાષ્ટ્રના સેક્યુલર સિદ્ધાંતનો ભંગ થાય

સર્વે પક્ષોએ પોતપોતાના જીવનમાં થોડો ઘણો ફેરફાર કરીને સર્વે પક્ષોનુ એકજ જીવન કરવા કોડ કરવામાં આવે છે એમ કહેવામાં આવે તોપણ સેક્યુલર સિદ્ધાંતવાળા રાષ્ટ્રે કોઇના જીવનમાં શામાટે માથું મારવુ જોઇએ એ સવાલ તો કાયમજ રહે છે

જ્યાંસુધી એક પક્ષનુ જીવન બીજા પક્ષના જીવનમા આડે ન આવે ત્યાંસુધી સર્વે પક્ષોને પોતપોતાનુ જીવન જીવવા સેક્યુલર રાષ્ટ્રમા છુટ ને સ્વતંત્રતા રહેવા ઘટે.

પોતપોતાના પક્ષનું જીવન જીવતાં તે તે પક્ષની કોઇ વ્યક્તિને વ્યક્તિગત કે કોઇ

સમૂહને સમૂહગત વરવાંધો હશે તો તેનો ન્યાયના સિદ્ધાંતોને અનુસરીને લવાદની રીતે કે કોર્ટની કાર્યવાહીથી ફેસલાજ લેવાનું ઉઘાડું રહે છે એવી સ્થિતિમાં હિંદુ નાગરિકોના પણ બધા પક્ષોને એકજ જીવન આપવાનું સેક્યુલર રાષ્ટ્રના સેક્યુલર સિદ્ધાંતને અનુરૂપ નથી.

એ રીતે ભારતવર્ષમાં આજ વસી રહેલા બધા નાગરિકોને એટલે જેઓ હિંદુ નથી તેમને પણ હિંદુકોડ લાગુ કરવા ધારેલું હોય તો તે પણ યોગ્ય નથી અને બધા હિંદુ નાગરિકોને લાગુ થાય એવો કોડ કરવા ધારેલું હોય તો તે પણ યોગ્ય નથી એવો પહેલા મુદ્દાનો નિર્ણય થાય છે.

બીજા મુદ્દામાટે વિચાર કરતાં જણાય છે કે જે રાષ્ટ્રિયજીવનને અનુરૂપ ધર્મ હોવો જોઇએ એમ કહેવામાં આવે છે તે રાષ્ટ્રીયજીવનને દર્શાવનારો કોઇ કોડ તો હજી કરવામાં આવ્યો નથી એવી સ્થિતિમાં તે રાષ્ટ્રીયજીવનને અનુરૂપ ધર્મ હોવો જોઇએ એમ કહીને માત્ર એક હિંદુ નાગરિકોના ધર્મના સિદ્ધાંતોથી વિરૂદ્ધ પડતો હિંદુકોડ કરવામાં કોઇ પ્રામાણિક હેતુ રહેલો નહિ હોય એવી શંકા કરવાને અવસર આપ્યા જેવું થશે.

બીજી બાજુ ધર્મના સિદ્ધાંતોપર રચાયેલું જીવન મુખ્યપણે તત્ત્વજ્ઞાનને ઉપજાવનારું અને ગૌણપણે લૌકિક સુખને ઉપજાવનારું હોય છે તથા લૌકિક સુખમાં પણ મુખ્યપણે પરલોક ( સ્વર્ગલોક )ના સુખને ઉપજાવનારું અને ગૌણપણે આ લોકના સુખને ઉપજાવનારું હોય છે એટલુંજ નહિ પણ આ લોકના સુખમાં પણ મુખ્યપણે પ્રાક્તન પુણ્ય કર્મોના પરિપાકરૂપે અનાયાસ સાંપડે તેવા સુખને ઉપજાવનારું હોય છે અને ગૌણપણે જે સુખ માટે ઓછો વધતો પણ વિહિત પ્રયાસ કરવો પડે એવું સુખ ઉપજાવનારું હોય છે.

જ્યારે કહેવામાં આવતું રાષ્ટ્રિયજીવન મુખ્યપણે આ લોકનાજ સુખને હાલ તુરત ઉપજાવનારું છે અને આ લોકના સુખમાં પણ બહુધા ઈંદ્રિયોનાજ સુખને ઉપજાવનારું છે એમ દેખાય છે.

જેમને આ લોકના પરલોકના તથા તાત્વિક સુખોના સ્વરૂપનો જોઇએ તેવો વિવેક ન હોય તેવાઓ તો આ લોકનાજ સુખને અને તેમાં પણ હાલ તુરતના ઈંદ્રિયોના સુખને મુખ્યપણે સાધવા જેવું સુખ માને અને તેથી તેવાઓ તો રાષ્ટ્રિયજીવનને ઉંચી સંસ્કૃતિવાળું જીવન માને.

પણ જેમને આ લોકના પરલોકના તથા તાત્વિક સુખોના સ્વરૂપનો જોઇએ તેવો વિવેક હોય તથા તેથી જેમને હાલ તુરતનું ઈંદ્રિયોનુંજ સુખ મુખ્યપણે સાધવાજેવું સુખ ન જણાતું હોય તેવાઓ તો રાષ્ટ્રયજીવનને ઉંચી સંસ્કૃતિવાળું જીવન નજ માને, તેવાઓ તો ધર્મના સિદ્ધાંતોપર રચાયેલા જીવનનેજ ઉંચી સંસ્કૃતિવાળુ જીવન જાણે તે યોગ્ય છે.

એમ હોવાથી ધર્મના સિદ્ધાંતોપર રચાયેલું જીવન જીવનારાઓને તેમનું જીવન રાષ્ટ્રિયજીવનને અનુરૂપ કરવાનું કહેવા કરતાં રાષ્ટ્રિયજીવનને ધર્મના સિદ્ધાંતોપર રચાયેલા જીવનને અનુરૂપ કરવાનું કહેવામાં અધિક ઔચિત્ય રહેલું છે.

એ રીતે રાષ્ટ્રિયજીવનને અનુરૂપ ધર્મ હોવો ન ઘટે પણ ધર્મને અનુરૂપ રાષ્ટ્રિયજીવન કરવું ઘટે એવોજ બીજા મુદ્દાનો પણ નિર્ણય થાય છે.

માનનીય પ્રધાને વધારામાં એમ પણ કહ્યું કહેવાય છે કે હિંદુ નાગરિકોના જીવનમાં જે બધી ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવે છે તે ન કરવાનું કહેનારા કોઈ ઠરાવો હિંદુકોડમાં કરવામાં આવ્યા નથી પણ હિંદુ નાગરિકોના જીવનમાં વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ પ્રગતિ કરી શકાય એ માટે કેટલાક ફેરફારો કરવાના છે.

પણ હિંદુ નાગરિકોના જીવનનું પ્રત્યેક અંગ તેમના ધર્મની ધાર્મિક ક્રિયાઓથી ઓતપ્રોત વણાયેલું હોય છે અને જે પ્રગતિ તેમના ધર્મના સિદ્ધાંતોની વિરૂદ્ધ જતી હોય તેવી કોઈ પ્રગતિ તેમને ઇષ્ટ નથી

માનનીય પ્રધાને એમ પણ કહ્યું કહેવાય છે કે નવા બંધારણમા સમગ્ર ભારતવર્ષને લાગુ થાય એવો એક સિવિલ કોડ સરકારે કરવો જોઈએ એવી સૂચના કરેલી છે.

જો એમ છે તો પછી હિંદુઓનેજ લાગુ થાય એવો હિંદુ કોડ હાલને હાલ કરવાની ઉતાવળ શા માટે કરવામાં આવે છે?

એ રીતે માનનીય પ્રધાને જે કાંઈ કહ્યું છે તે બધાની બૌદ્ધિક ચકાસણી કરતાં પણ હિંદુ કોડ કરીને હિંદુઓના જીવનમાં કોઈ સુધારા કરવાનું ન્યાયવાળું જણાતું નથી છતાં તેને માટે જે આગ્રહ રાખવામાં આવે છે તેથી તેમાં હિંદુઓના ધર્મને ધીમે ધીમે પણ અંતે નાબુદ કરવાનો આશય સંતાયેલો હોય એવી શકા કરવાને અવસર મળે છે.

——[ * ]——

## બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રી એકનાથજીનું જીવનવૃત્તાંત

[ લેખક—બ્રહ્મચારી દલપતરામ, શ્રીદક્ષિણામૂર્તિનાથભગવાનના પૂજારી ]

( વર્ષ ૧૬ ના અંક ૪ ના પાન ૬૦ થી ચાલુ )

આ પછી એકનાથ જ્યારે ઇચ્છતા ત્યારે તેને ભગવાન્ દત્તનાં દર્શન થતાં. શ્રીદત્ત પાસેથી વરદાન પામીનેજ તેમણે પોતાનો ભાગવત ગ્રંથ લખ્યો. આ ગ્રંથમાં તેમણે ક્યાંક ક્યાંક પ્રેમના આવેશમાં શ્રીદત્તના મિલનનો પણ ઉલ્લેખ કર્યો છે ઉપોદ્ઘાતમાં વંદન કરતાં લખ્યું છે કે 'હવે એ શ્રીદત્તાત્રેયને વંદન કરૂં છું કે જેઓ આચાર્યના પણ આચાર્ય છે, જેમણે મને આ અર્થરચનાના કાર્યમાં પ્રવૃત્ત કર્યો, કે જેનાથી આત્મજ્ઞાન થાય. આ પ્રમાણે ભિક્ષુગીતાની છેવટે કહ્યું છે કે 'મારા પોતાના ગુરુના પણ ગુરુ જે પરમ ગુરુ શ્રીદત્ત છે, તે યોગીઓના યોગેશ્વર આ અત્યંત સુંદર ભિક્ષુગીતાના અર્થથી સંતુષ્ટ થયા અને અદ્ભુત સંતોષ તેમ જ આદરપૂર્વક મને આશ્વાસન આપીને તથા પોતાના હાથવડે અભયદાન દઈને આનંદથી ડોલવા લાગ્યા. એકનાથના આ ઉદ્ગાર મહત્વના છે. આથી માલમ પડે છે કે સાચેજ, શ્રીદત્ત ભગવાન્ એકનાથના મુખેથી ભિક્ષુગીતા સાંભળીને, પ્રસન્ન થયા. અને તેમણે પોતાનો હાથ તેમની પીઠ ઉપર મૂક્યો. આ પ્રમાણે એક અભંગમાં એકનાથે બતાવ્યું છે કે ' મુક્તમંડપમા પોતાના નામના ઘોષ અને કીર્તનમા દત્ત ભગવાન પ્રગટ થયા. એજ દત્ત સ્થાવરમા, જંગમમા, સમસ્ત વિશ્વમા વ્યાપી રહ્યા છે, અને તેઓજ ઘેરઘેર નિત્ય ભિક્ષા પણ કરી રહ્યા છે'

સદ્ગુરુ જનાર્દનસ્વામીની કૃપાથી એકનાથને શ્રીદત્તનાં સાક્ષાત્ દર્શન થયા અને ત્યારથી તેઓ નિરંતર એકનાથ સાથે રહેતા હતા એકનાથ સ્મરણ કરતા ત્યારે પ્રત્યક્ષ રૂપથી તે પ્રગટ થતા, નહિ તો હમેશા તેમના હૃદયમા વાસ કરતાજ હતા આ પ્રમાણે શ્રીદત્ત-મહારાજ જનાર્દનની કૃપાથી એકનાથના હૃદયમાજ આવી વસ્યા હતા

એકનાથને દત્ત ભગવાન્નાં દર્શન થયા અને દત્ત ભગવાનનો શ્રેષ્ઠ પ્રસાદ પણ મળ્યો—વરદાન પણ મળ્યું. ત્યારે જનાર્દન સ્વામીએ વિચાર્યું કે 'હવે આની પાસે અનુષ્ઠાન કરાવવું જોઇએ.' તે પ્રમાણે તેમણે દેવગઢ ઉપર જ વાયવ્ય દિશા તરફ શૂલભંજન ઉર્ફે સુલભ પર્વત ઉપર

તેમને માટે સુરમ્ય સ્થાન નક્કી કરી દીધું અને કર્તવ્યાર્થનો ઉપદેશ આપીને તથા શ્રીકૃષ્ણની ઉપાસનાની દીક્ષા દઇને શુભ મુહૂર્તમાં તેમને ત્યાં મોકલી દીધા, નાથ ત્યાં પહોંચ્યા ત્યારે માર્કણ્ડેય ઋષિનું એ પ્રાચીન તપોવન જોઇને અને ત્યાંના સૂર્યકુંડમાં સ્નાન કરીને તેમણે અતિશય આનંદ અનુભવ્યો હતો. તપને માટે પોતાનું સ્થાન સાફસૂફ કરાવીને તેઓ ત્યાં જ સ્થિર આસન કરીને રહેવા લાગ્યા. ત્યાં શરદી-પાણીનો તેમને કશો ડર લાગ્યો નહિ, ભૂખની જ્વાળાને શાંત કરવા કદી કશી ચિંતા કરવી પડી નહિ, 'યોગ-ક્ષેમ ચલાવનારા ગુરુદેવ પોતે જ સમર્થ છે. અને સર્વ પ્રકારે તેઓ જ રક્ષા કરશે. આજ દૃઢ નિષ્ઠાપૂર્વક તેમણે તપ શરૂ કર્યું. 'ब्राह्मे मुहूर्ते चोत्थाय चिन्तयेदात्मनो हितम्' આ વચન અનુસાર બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને સ્નાન-સંધ્યાદિ કરીને પૂર્વાભિમુખ થઈ, સિદ્ધાસન જમાવીને શ્રીકૃષ્ણની મૂર્તિનું ધ્યાન અને ષોડશોપચારથી પૂજા કરતા તથા ગુરુદેવે બતાવેલા માર્ગે ભગવતત્પ્રાપ્તિનું અખંડ સાધન કરતા ભગવાને જેમ ગીતામાં કહ્યું છે કે, પવિત્ર પ્રદેશમાં સ્થિર આસન લગાવીનેઃ—

**समंकाय शिरोग्रीवं धारयन्नचलं स्थिरः।**
**संप्रेक्ष्य नासिका ग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ ६-१३ ॥**
**प्रशान्तात्मा विगतभी र्ब्रह्मचारी व्रते स्थितः।**
**मनः संयम्य मच्चित्तो युक्त आसीत मत्परः ॥ ६-१४ ॥**

તેઓ આ પ્રકારનો અભ્યાસયોગ કરવા લાગ્યા. (ચાલુ)

---

## संप्रदाय

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

સામા પ્રત્યુપકારની અલ્પ પણ ઇચ્છા કે આશા વિના પોતાના ધણીપણાનો કોઈ પદાર્થ અન્યને દઈ દેવાનાં કૃત્યને દાન કહેવામાં આવે છે.

દાનમાં દેવાના પદાર્થને દાય કહેવામાં આવે છે.

માતાપિતાના મરણ પછી પ્રજાને મળતું માતાપિતાનું ધન રૂઢિથી દાય કહેવાય છે.

ઉત્તરોત્તર પ્રજાની પેઢીઓને મળતા રહેવાના પૂર્વજોના ધનને સંપ્રદાય કહેવામાં આવે છે.

પ્રસિદ્ધ ધન તો વપરાતાં વ્યય પામવાના સ્વભાવવાળું હોવાથી બહુધા ઉત્તરોત્તર પેઢીઓને મળતું રહેવા માટે બાકી ન રહે માટે પ્રસિદ્ધ ધનને બહુધા સંપ્રદાય કહેવામાં આવતું નથી.

પણ શાસ્ત્રો તથા શાસ્ત્રોના સિદ્ધાંતો જેમ જેમ વપરાય તેમ અધિક અધિક દૃઢ થતા રહેવાના સ્વભાવવાળા હોવાથી રૂઢિથી તેમનેજ સંપ્રદાય કહેવામાં આવે છે.

શાસ્ત્રો તથા શાસ્ત્રોના સિદ્ધાંતો પ્રત્યેક એકજ નિશ્ચિત અર્થને કહેનારાં હોવાથી સંપ્રદાય એકજ હોવો ઘટે અનેક સંપ્રદાય હોવા ન ઘટે.

પણ શાસ્ત્રોને તથા શાસ્ત્રોના સિદ્ધાંતોને ગ્રહણ કરનારી બુદ્ધિઓ અનેક હોય તથા સર્વે બુદ્ધિઓનું સામર્થ્ય સરખું ન હોય તેથી બુદ્ધિને અનુસરીને ગ્રહણ કરાતા તેમના નિશ્ચયરૂપ અર્થમાં અંતર પડતાં કાળાંતરે સંપ્રદાયો અનેક પણ થવા સંભવે છે.

શાસ્ત્રોમાં પુરુષે પ્રયત્ન કરીને મેળવવા યોગ્ય ચાર પુરુષાર્થો કહ્યા છે તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ છે.

બહુધા સર્વ સંપ્રદાયોમાં શ્રેય તથા પ્રેયને ઉપજાવનારા સદાચારોનુંજ વિધાન કરેલું હોય છે.

અને આ સદાચારોના વિધાનમાં જે સર્વદેશી ઉંડું ડહાપણ સમાયેલું છે તેની આજના વિદેશી વિદ્વાનો પણ છૂટથી પ્રશંસા કરી રહ્યા છે.

આ જગતનું નિર્માણ કરનારા ઇશ્વરનું પ્રણિધાન અને ઇશ્વરની આજ્ઞાઓના સંગ્રહભૂત શાસ્ત્રોએ કહેલા વિધિનું પાલન અને નિષેધનો અનાદર આ બહુધા સર્વ સંપ્રદાયોના સમાન સિદ્ધાંતો છે.

આ સિદ્ધાંતો ભારતવર્ષથી ભિન્ન અન્ય વર્ષોની પ્રજાઓમાં પણ સંપ્રદાયરૂપે ઉતરી આવેલા આજસુધી વિદ્યમાન છે.

ભારતવર્ષ કેટલાંક વર્ષોથી દૈવયોગે કે જે તે સમયની પ્રજાના ધર્મપાલનમાં થયેલી શિથિલતાના કારણે વિદેશી સત્તા નીચે પરાધીનપણું ભોગવતો થયો હતો.

એ પરતંત્ર અવસ્થામાં ભારતવર્ષના વિવિધ સંપ્રદાયમાં વિવિધ ક્ષતિઓ વધવા પામી હતી.

છતાં પૂર્વજોના પુણ્યસંચયને યોગે આજપર્યંત ભારતવર્ષની પ્રજાના ગૌણ તથા પ્રધાન ગણનાપાત્ર અનેક સંપ્રદાયો ટકી રહેવા પામ્યા છે.

આજ હવે ભારતવર્ષ સ્વતંત્ર રાષ્ટ્ર થયું છે.

એવી સ્થિતિમાં સર્વે સંપ્રદાયવાળાઓએ પોતપોતાના સંપ્રદાયમાં થયેલી ક્ષતિઓ પૂરી લઈને પાછા પોતપોતાના સંપ્રદાયને અનુસરીને પુરુષાર્થની સિદ્ધિ કરતા થઈ જવું ઘટે છે.

રાષ્ટ્ર પોતે કોઈ સંપ્રદાય નહિ પાળે એવું રાષ્ટ્રની કાર્યવાહી ચલાવનારાઓએ પ્રસિદ્ધ કર્યું છે.

ભારતવર્ષમાં આજ વિવિધ પ્રજા વસી રહેલી છે. એ પ્રજાઓમાંના કોઈ પ્રજાના સંપ્રદાયપ્રતિ રાષ્ટ્ર પક્ષપાત ન કરે એ ન્યાય અને નીતિ છે.

એ અર્થમાં રાષ્ટ્ર કોઈ સંપ્રદાય ન પાળે એમ કહેવું યોગ્ય પણ છે.

પણ ઈશ્વરના પ્રણિધાનરૂપ પ્રેયસ્ તથા શ્રેયસ્ના મુખ્ય સાધનની અવગણના જેમ રાષ્ટ્ર ન કરી શકે અથવા કદી કરે તો તે જેમ યોગ્ય ન ગણાય તેમ શાસ્ત્રને અનુસરીને વિવિધ પ્રજાઓએ સ્વીકારેલા તેમના સંપ્રદાયમાં કોઈ નિમિત્તથી રાષ્ટ્રના કાર્યવાહકો તેમની સત્તાના બળે કાંઈ ફેરફાર કરવા માગે તો તે પણ યોગ્ય ન ગણાય.

ભારતવર્ષની પ્રજા આજ દૈવયોગે કે કાળબળે કરીને હિંદુ કહેવાય છે.

હિંદુ પ્રજાને તેનો સંપ્રદાય છે

તે સંપ્રદાયપ્રમાણે હિંદુપ્રજા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો સાધવામાં અનુકૂળ થાય એવું શાસ્ત્રે કહેલું જીવન જીવતી આવી છે.

તેમાં કાળાંતરે કંઈ કંઈ ક્ષતિઓ પણ થયેલી છે એની ના ન પાડી શકાય.

રાષ્ટ્રની સ્વતંત્ર સ્થિતિમાં તે તે ક્ષતિઓને સુધારી લઈ સંપ્રદાયને પ્રથમના રૂપમાં પાછો ગોઠવી દેવાથી પ્રજાનું ખરૂં કલ્યાણ છે.

તેમ ન કરતાં થયેલી ક્ષતિઓને કાયમ કરવા તે તે ક્ષતિઓને અનુકૂળ નવા ધારા હિંદુઓને આપવા આજ રાષ્ટ્રના કાર્યવાહકો પગભર થયા છે.

એમ રાષ્ટ્રની સ્વતંત્ર સ્થિતિ સાંપડતાં પણ ભારતવર્ષની પ્રજાનું દુર્દૈવ ચાલુ રહેલું છે.

રાષ્ટ્રના કાર્યવાહકોની દ્રષ્ટિસમીપ અન્ય દેશોની પ્રજાનું જીવનધોરણ આદર્શ રૂપ દેખાય છે.

ભારતવર્ષની પ્રજાનું જીવનધોરણ પણ તેઓ તે આદર્શને અનુરૂપ કરવા માગે છે.

એ આદર્શભૂત જીવનધોરણમા અર્થ અને કામનેજ મુખ્ય પુરુષાર્થ ગણવામાં આવ્યા છે.

જ્યારે ભારતવર્ષની પ્રજાના જીવનધોરણમાં મુખ્યપણે મોક્ષને તથા તેથી ઉતરતો ધર્મરૂપ પુરુષાર્થને મુખ્ય પુરુષાર્થથી ગણવામાં આવ્યો છે.

એ આદર્શભૂત જીવન ધોરણે જીવતાં ભારતવર્ષની પ્રજા કદાચ અર્થ અને કામ એ બે પુરુષાર્થને પુર્ણરૂપમાં સિદ્ધ કરી શકે.

પણ ધર્મ અને મોક્ષરૂપ ઉત્તમ પુરુષાર્થો એ જીવન જીવવાથી સિદ્ધ નહિજ થાય.

અને ધર્મ તથા મોક્ષરૂપ પુરુષાર્થો સિદ્ધ કરવા એ ભારતવર્ષની પ્રજાઓના સમ્પ્રદાયોનું મુખ્ય લક્ષ્ય છે.

સર્વે પ્રજાઓનું ધર્મ અને મોક્ષ એ બે પુરુષાર્થોની સિદ્ધિ એ મુખ્ય લક્ષ્ય હોવું ઘટે છે.

બીજી પ્રજાઓ આજ ભલે એ બે પુરુષાર્થોને ગૌણ ગણે અને અર્થ તથા કામ એ બે પુરુષાર્થોને મુખ્ય ગણે.

પણ ભારતવર્ષની પ્રજા જે આજસુધી ધર્મ અને મોક્ષને મુખ્ય પુરુષાર્થ ગણતી આવી છે તેને તેમાં પાછી દૃઢ કરવાને બદલે તેમાથી અધિક ભ્રષ્ટ કરી અર્થ કામનેજ મુખ્ય પુરુષાર્થ ગણતી થાય એમ કરવુ એ સુકૃત નથી પણ દુષ્કૃત છે.

ભારતવર્ષમાં આજ વસી રહેલી વિદેશી પ્રજાઓના સંપ્રદાયમાં કાંઈ ફારફેર કરવા રાષ્ટ્રના કાર્યવાહકો સમર્થ નથી

રાષ્ટ્રના કાર્યવાહકો પોતે હિંદુ છે એ વાતના જોર પર હિંદુ પ્રજાના સંપ્રદાયમાંજ ફારફેર કરવા તેઓ પગભર થયા છે

પણ ભારતવર્ષ વિદેશી પ્રજાની સત્તા નીચે હતું ત્યારે વિદેશી પ્રજાઓ ભારતવર્ષની પ્રજાના સમ્પ્રદાયમાં ફેરફાર કરનારા ધારાધોરણ ન કરી શકી તેવા ધારાધોરણ ભારતવર્ષનીજ પ્રજાના કાર્યવાહકો કરે તેમાં તેમનું ડહાપણ નહિ ગણાય.

રાષ્ટ્રના કાર્યવાહકો ધર્મ તથા મોક્ષના પુરુષાર્થોને પુરુષાર્થ ન માને તોપણ તેમની માન્યતાપ્રમાણે સમગ્ર પ્રજાપાસે તેવુ મનાવવામાં લોકરાજ્યનો સિદ્ધાંત ટકતો નથી.

આજ ભારતવર્ષમા લોકરાજ્ય છે એમ કહેવામાં આવે છે પણ વસ્તુસ્થિતિ જોતાં લોકરાજ નથી પણ પ્રચારબળથી મેળવેલી બહુમતિનું રાજ્ય છે

એ બહુમતિ પણ વિદેશી પ્રજાની સત્તાને નિવૃત્ત કરવાના એકજ આશયને આગળ ધરીને મેળવેલી બહુમતિ છે.

રાષ્ટ્ર સ્વતંત્ર થયા પછી રાષ્ટ્રના કાર્યનું વહન કેવી રીતે ચલાવવાનું છે તે દર્શાવીને મેળવેલી બહુમતિ નથી.

સત્તાના તથા પ્રચારના જોરે કદાચ એવી બહુમતિ પણ મેળવવામાં આવે એમ દેખાય છે કારણ કે પ્રચારબળના કારણે જનતાનું જીવન બદલાતા જનતાને પણ ધર્મ અને મોક્ષમાં જોઈએ તેવી પુરુષાર્થતાની સમજ રહેલી જણાતી નથી.

પણ મનુ યાજ્ઞવલ્કય વ્યાસ શંકરાચાર્ય અને જનક તથા કૃષ્ણ જેવા ભારતવર્ષના પૂર્વ પુરુષોએ ધર્મ અને મોક્ષને પુરુષના મુખ્ય પુરુષાર્થની આપેલી પદવીમાં દૂષણ દેખાડી અર્થ અને કામને મુખ્ય પુરુષાર્થરૂપે સ્થાપવાનો કાર્યવાહકોનો પ્રયત્ન પ્રજાનું ખરું કલ્યાણ કરનારો નહિ હોય.

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( માર્ગશીર્ષમાસ )

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક:**—શ્રી. હરજીવન આણંદજી-કુંડલા લઘુરુદ્ર ૧. શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ કુંડલા-લઘુરુદ્ર. શ્રીમતી બેન ઉમયાબહેન-ભાયાવદર-લઘુરુદ્ર ૧. સ્વ. ચતુરલક્ષ્મીબેન પારેખ લઘુરુદ્ર ૧. શ્રી. લીલાધર ગોવિંદજી-મુંબઈ. ૫ રુદ્રાભિષેક.

**મુખ્યભેટ:**—રૂ. ૧૦-૧૦-૦ શ્રી. કરશનદાસ હરજી-મચાકોઝ આફ્રિકા. રૂ. ૧૦-૦-૦ શ્રી. દ્વારકાદાસ ખેતસી-રાજકોટ. રૂ. ૨૨-૦-૦ શ્રી. રૂપસિંહ હરિસિંહ રાણા-મુંબઈ રૂ. ૭૦-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

**ભોજન:**—રૂ. ૨૦-૧૫-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા. ભોજન રૂ. ૨૩-૬-૦ શ્રી. જયકૃષ્ણ ઇંદ્રજીના વિધવા કુંવરબેન તરફથી તેમના આત્મકલ્યાણાર્થે હા. શ્રી. પ્રભાશંકર જગનાદાસ ભટ્ટ-રાણાવાવ.

**થાળ:**—રૂ. ૨-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. ( ૨ થાળ. ) શ્રી. દ્વારકાદાસ ખેતસી-જોડીયા શરતી થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. હરજીવન આણંદજી-કુંડલા. રૂ. ૧-૪-૦ બેન ગંગાબેન દોલતસિંહજી-બીલખા-રૂ. ૧૦-૪-૦ શ્રી. કેશવજી ઝીણાભાઈ-જૂનાગઢ. રૂ. ૩૨-૮-૦ શ્રી. ઈશ્વરદત્ત નથુરામ પંડ્યા. (૨ થાળ.) રૂ. ૧-૪-૦ વસંતબેન નથુરામ-ભાયાવદર. રૂ. ૧-૪-૦ મણિબાઈ કેશવલાલ-ભાયાવદર. રૂ. ૧-૪-૦ શ્રી. ગોપાલજી ગૌરીશંકર-અમરેલી. રૂ. ૪-૮-૧ શ્રી. સ્વ. ચતુરલક્ષ્મીબેન-મુંબઈ. રૂ. ૧-૪-૦ શ્રી. હસમુખલાલ મોરારજી અઢીઆના લગ્ન પ્રસંગ નિમિત્તે થાળ-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. મણીબેન અઢીયા-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર શ્યામજી-ભીંડોરા. રૂ. ૧-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ-જૂનાગઢ. સ્વ. રવિકુંવરબેન હરજીવન-પોરબંદર શરતી થાળ. શ્રી. સ્વ. પ્રેમકુંવરબેન ઉમીયાશંકર-પોરબંદર શરતી થાળ. સ્વ. કાશીબેન ગૌરીશંકર-પોરબંદર શરતી થાળ. રૂ. ૧-૪-૦ શ્રી. મગનલાલ રામજી જોશી-આંકોલવાડી. રૂ. ૧-૪-૦ શ્રી. ખેચરલાલ હરસુખભાઈ રાજકોટ. રૂ. ૨-૪-૦ શ્રી. મોરારજી ઓધવજી અઢીયા-બીલખા. ( ૨ થાળ ) રૂ. ૨-૮-૦ શ્રી. જયશંકર મયારામ ભટ્ટ-અમદાવાદ. રૂ. ૧-૪-૦ બેન લલિતા લલુભાઈ-મુંબઈ સ્વ. ગંગાબેન મૂળજી-લીંબુડા શરતી થાળ રૂ. ૫-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી-જોરાવરનગર.

**અખંડદીપક:**—રૂ. ૧-૦-૦ શ્રીમતી જડાવબેન-જોરાવરનગર. રૂ. ૧-૪-૦ શ્રી. ઈશ્વરદત્ત નથુરામ-ભાયાવદર. રૂ. ૧-૦-૦ સ્વ. ચતુરલક્ષ્મીબેન-મુંબઈ. હા. ચંદ્રકાંતભાઈ-મુંબઈ. રૂ. ૦-૧૫-૦ મણિબેન-બીલખા. રૂ. ૧-૪-૦ શ્રી. દેવશંકર શ્યામજી-ભીંડોરા. રૂ. ૧-૪-૦ શ્રી. છોટાલાલ મગનલાલ આચાર્ય. સ્વ. વસંતભાઈના કલ્યાણાર્થે-ખરડ. રૂ. ૧૨-૦-૦ શ્રી. ...કલાલ નાનજી ચંદારાણાના સ્વર્ગસ્થ પુત્ર કામજિતભાઈના પુણ્યાર્થે (રકમના વ્યાજના ૨૦૦૫ના) હા. શ્રી. અંબાશંકર નાનજી જોશી-આનંદાશ્રમ-બીલખા.

## खेदजनक अवसान

કુતિયાણાનિવાસી વકીલ શ્રી. નારણસિંહ હરિસિંહ રાણાનાં ધર્મપત્ની સંતોકબહેન (મારાં પૂ. ભાભી) ગત પોષ સુદિ ૧૧ શનિવારે કૈલાસવાસી થયાં છે. તેઓ પૂજ્યપાદ કૃપાનાથના પ્રત્યે બહુ શ્રદ્ધાભક્તિ ધરાવતાં હતા, અને દીક્ષિત હતાં. તેમના અવસાન સમયે તેમના શ્રી. જશવંતસિંહ રાણા આદિ ત્રણે પુત્રો હાજર હતા, અને પૂજ્યપાદશ્રીના સ્મરણપૂર્વક તેમણે દેહત્યાગ કર્યો.

પરમકૃપાળુ સદ્‌ગુરુપરમાત્મા તેમના પવિત્રાત્માને શાંતિ આપવા કૃપા કરો!

લિ. રૂપસિંહ હરિસિંહજી રાણા

——[ * ]——

## श्रीचोलखा-आनंदाश्रममां श्रीदक्षिणामूर्ति नाथमंदिरनो पाटोत्सव

### મહાપૂજન

ફાગણ સુદિ ૫ બુધવારે તા. ૨૨ ફેબ્રુઆરી ૧૯૫૦ના દિવસે પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનાં પૂજ્યપ્રતિમાજીનું ષોડશોપચાર વિધિપૂર્વક મહાપૂજન થશે.

——[ * ]——

## परचुरण भेट

### (સંવત્ ૨૦૦૬-માર્ગશીર્ષ સુદિ ૧ થી ૩૦ સુધી)

૨-૮-૦ શ્રી. પુરૂષોતમ કાનજી—નાગેશ્રી
૧-૪-૦ ,, શંકરલાલ દયાશંકર—બાટવા
૦-૧૧-૩ પરચુરણ
૧૧-૪-૦ લીંબુડા—આનંદાશ્રમમાં ભેટના. હા. દામજી ગોવિંદજી.
૧-૪-૦ બેન મોઘીબાઈ—પોરબંદર
૦-૪-૦ શ્રી. વિશ્વનાથ માધવજી
૦-૮-૦ મૂળજી જીવન

પોરબંદર—આશ્રમમાં કાર્તિકી પૂનમ ભેટના

૧-૦-૦ શ્રી. લાલજી કપાભાઈ
૧-૦-૦ ,, હીરાચંદ પોપટલાલ
૨-૮-૦ ,, દેવચંદ હસરાજ
૧-૦-૦ પૂ. પ્ર આત્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી માવદેવભાઈ રાણા
૧૦-૦-૦ ,, લક્ષ્મીદાસ હસરાજ
૧-૦-૦ ,, કરસનદાસ હરજી વડુકુળના પત્ની
૦-૮-૦ શ્રી. શાંતિલાલ કરસનદાસ
૦-૪-૦ ,, વિશ્વનાથ માધવજી
૦-૪-૦ ,, જેઠાલાલભાઈ
૦-૪-૦ ,, મેઘજીભાઈ શાસ્ત્રી
૦-૪-૦ ,, નવરંગભાઈ નાગર
૨-૦-૦ બેન અજવાળીબેન
૨-૦-૦ ,, સારીબેન
૧-૦-૦ ,, પ્રભાબેન
૦-૪-૦ ,, નંદુબહેન
૦-૪-૦ ,, બે બહેનો
૫-૪-૦ સ્વ. પ્રેમબાઈ દેવજી
૨-૦-૦ શ્રી. શાંતિલાલ ચત્રભુજ
૧-૪-૦ સ્વ. જયશંકર મોહનભાઈ

× × × ×

૧-૪-૦ બેન મણિબેન બદીયા
૧-૪-૦ શ્રી. ચુનીલાલ જડુરામ-સીંઝુમ

૧-૪-૦ શ્રી. કરશન નારણ-લીંબુડા
૧-૪-૦ ,, પ્રાણશંકર કુરજી-લીંબુડા
૧-૪-૦ ,, દામજી ગોવિંદજી-લીંબુડા
૨-૮-૦ ,, ઘેલા નથુભાઈ-જામનગર
૧-૪-૦ ,, ગિરધરભાઈનાં માતુશ્રી-કુંડલા
૧-૪-૦ ,, વલભદાસ શામજી-કુંડલા
૦-૨-૦ પરચુરણ
૧-૬-૦ શ્રી. હસમુખલાલ મોરારજી અઢિયા ખીલખા-લગ્ન ભેટ
૨-૦-૦ ગં. સ્વ. જડાવબેન-જોરાવરનગર
૦-૫-૦ પરચુરણ
૦-૮-૦ શ્રી. સુરેશચંદ્ર ઠાકર
૦-૮-૦ બેન દમયંતિબેન-ભાયાવદર
૦-૮-૦ ,, ભાનુમતીબેન-ભાયાવદર
૪૫-૭-૯ ભીંડોરામાં પૂજ્યપાદશ્રીનાં ચિત્રજી તથા પાદુકાજીની પધરામણી ભેટના
૧૭-૧૪-૯ વડાસડામાં પધરામણીની ભેટના
૫-૪-૦ ઢાંકમાં પધરામણી ભેટ
૬-૬-૯ નીલાખામાં પધરામણી ભેટ
૧૩-૮-૦ ધોરાજીમાં પધરામણી ભેટ
૧-૦-૦ શ્રી. ગોરધન જેરામ-સલાયા
૨૭-૧૨-૦ શ્રીનાથસત્સંગમંડળ-મુંબઈની નાની મોટી ચીજોની ઉપજના હા. શ્રી. ચંદ્રસિંહજી તથા શ્રી. રૂપસિંહજી રાણા
૦-૮-૦ શ્રી. ઈશ્વરદત્ત પંડ્યા-ભાયાવદર
૦-૮-૦ ,, ચત્રભુજભાઈ પંડ્યા-ભાયાવદર
૦-૮-૦ બેન દમયંતિબેન-ભાયાવદર
૦-૮-૦ ,, ભાનુમતીબેન-ભાયાવદર
૦-૨-૦ શ્રી. મનહરલાલ ઉમેદલાલ-ભાયાવદર

અમદાવાદ આનંદાશ્રમમાં પૂજન ભેટ:—

૦-૪-૦ શ્રી. જટાશંકર ભટ્ટ
૦-૪-૦ સૌ. દયાગૌરીબેન
૦-૪-૦ શ્રી. અશ્વિનીકુમાર
૦-૫-૦ નીલમબેન ભટ્ટ
૦-૩-૩ પરચુરણ
૧-૪-૦ એકભક્ત
૧-૦-૦ બેન સરસ્વતીબેન
૦-૪-૦ શ્રી. રાજેન્દ્રભાઈ
૦-૪-૦ ,, વિનોદરાયભાઈ
૨-૧૨-૦ ,, હરિશંકર રેવાશંકર
૦-૮-૦ ,, મ. ત્રિ. ભટ્ટ-સુરત
૮-૮-૦ સ્વ. ભાઈલાલભાઈ તરફથી માસિક થાળના હા. શ્રી. જટાશંકર શાસ્ત્રી

શ્રી મોજીદડ આશ્રમમાં કા. સુ. ૧૫ ભેટ:—

૦-૮-૦ શ્રી. હરદત્ત રેવાશંકર જોશી
૦-૨-૦ ,, જશવંતરાય
૦-૪-૦ ,, પોપટલાલ ત્રિભુવન
૦-૨-૦ ,, પ્રતાપરાય
૦-૨-૦ ,, કાંતિલાલ જેઠાલાલ
૦-૧-૩ પરચુરણ
૫-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા તરફથી મંદીરમાં પિતળનું ધૂપિયું ૧ ધરાવવા માટે
૨-૬-૩ ,, નર્મદાશંકરભાઈ પંચોલી

ખીલખા આનંદાશ્રમમાં ગીતાજયંતીના પૂજન ભેટ:—

૧-૦-૦ એક ભક્તજન
૦-૪-૦ બેન કાશીબેન
૦-૨-૦ ,, ચંદ્રબાળા ને ભગવતીબેન
૦-૪-૦ ,, સવિતાબેન
૦-૪-૦ ,, લલિતાબેન
૦-૬-૦ ,, ઉર્વશીબેન, સુધા ને આશાબેન
૦-૨-૦ શ્રી. નર્મદાશંકરભાઈ
૧-૪-૦ ,, મા. ના. ચંદારાણા
૦-૪-૦ પૂ. બ્રહ્મપ્રકાશજી
૦-૫-૩ શ્રી. રતિલાલ મનોરદાસ
૦-૨-૦ ,, અંબાશંકર નાનજી જોશી
૦-૪-૦ ,, દયારામ મૂળજી
૦-૨-૦ પૂજારી દલપતરામજી
૧-૦-૦ શ્રી. અ. હ. પારેખ
૦-૨-૦ બેન ત્રિવેણીબેન
૦-૨-૦ શ્રી. ગોપાલજીભાઈ
૯૦-૦-૦ ,, હર્ષદરાય મહારાણીદાસ તરફથી ઓક્ટોબર, નવેમ્બર તથા ડીસેમ્બરના માસિક જપ, થાળ, ભેટ વગેરેના



-૨-૦-૦ બેન ચતુરલક્ષ્મીબેન-મુંબઈ
૧-૦-૦ શ્રી લાતભાઈ પટેલ
૫-૪-૦ ,, મોરારજી ઓધવજી અઢીયા
૧-૪-૦ ,, મોહનલાલ મોરારજી અઢીયા
૭-૦-૦ ગ સ્વ. ડાહીબેન-વાંકાનેર
૫-૪-૦ શ્રી હીરજી ગોવિંદજીના પુત્રી બેન જયાગૌરીના લગ્ન પ્રસંગેની ભેટ
૩-૪-૦ ,, દેવશંકર સ્વામજી-ભોંડારા
૫-૦-૦ ,, જવતીલાલ મગનજી-મુંબઈ
૦-૨-૩ પરચુરણ

શ્રી ભીલખા-આનંદાશ્રમમાં શ્રીદત્તજયંતીની પૂજન ભેટના —

૧-૦-૦ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ
૧-૪-૦ ,, અમાશંકરભાઈ ત્રિવેદી
૦-૪-૦ પૂ બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી દેવશંકરભાઈ-ભોંડાર
૦-૫-૩ ,, રતિલાલ મનોરદાસ
૦-૪-૦ ,, દયારામ શાસ્ત્રીજી
૦-૨-૦ પૂજારીજી
૦-૨-૦ શ્રી નર્મદાશંકરભાઈ
૦-૪-૦ ,, અમાશંકર નાનજી જોશી
૦-૮-૦ બેન ત્રિવેણીબેન-અમદાવાદ
૦-૪-૦ ,, સવિતાબેન-મુંબઈ
૦-૨-૦ ,, આશાબેન
૦-૨-૦ ,, નિવેણબેન
૦-૨-૦ ,, ઉર્વશીબેન
૧-૦-૦ ,, ડાહીબેન-વાંકાનેર
૧-૪-૦ ,, તારામતીબેન-જૂનાગઢ
૦-૮-૦ ,, રમાબેન-જૂનાગઢ
૦-૫-૦ ,, નિર્મળાબેન-જૂનાગઢ
૧-૦-૦ ,, મણિબેન ત્રિવેદી
૧-૦-૦ ,, મણિબેન-ભોંડારા
૦-૨-૦ ,, ચંદ્રમાગાબેન જોશી
૦-૪-૦ ,, ભગવતીબેન અ જોશી
૧-૪-૦ શ્રી દામજી મૂળજી
૦-૦-૩ આરતી
૫-૦-૦ શ્રી ચંપકલાલ કામેશ્વર-જૂનાગઢ

૨-૦-૦ શ્રી અમૃતરાય ચુનિલાલ-જૂનાગઢ
૫-૦-૦ સ્વ. રાજશ્રી - જીરગાજ-મુંબઈ, હા. ગ. સ્વ ડાહીબેન
૧-૦-૦ બેન રમાબેન દામજી-મુંબઈ
૧-૦-૦ શ્રી દામજી મૂળજી-મુંબઈ
૧-૪-૦ ,, રવજી દેવજી ગાંધી. હા જમનાદાસભાઈ

મુંબઈમાં મહાપૂજન ભેટ.—

૫-૫-૦ એક ભક્તજન
૫-૫-૦ ,, ,,
૫-૦-૦ શ્રી હરજીવન કેશવજી શાહ
૨-૦-૦ ,, પ્રેમજી અર્જુનભાઈ
૨-૦-૦ ,, લાલજી લાધાભાઈ
૧-૦-૦ ,, હરખલાલ મણિશંકર
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૧-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૦-૪-૦ ,, લીલાધર વલ્લભદાસ
૧-૦-૦ એક ભક્તજન
૧-૦-૦ શ્રી ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, ગૌરીશંકર ઓધવજી
૭-૮-૦ ,, મૂળશંકર નરભેરામ પંડિયા-મુંબઈ
૦-૮-૦ ,, મોગરજી ઓધવજી અઢીયા
૧-૦-૦ બેન મોતિબાઈ-ભીલખા
૧-૪-૦ શ્રી બચુભાઈ નાનાલાલ-અમદાવાદ
૧-૪-૦ ,, હીરાલાલ ચુનિલાલ-ગોવા
૧-૦-૦ ,, મોરારજી છગનલાલ-જૂનાગઢ
૭-૦-૦ ,, વાસુદેવ પુરષોત્તમ ભટ્ટ-અમદાવાદ
૧-૮-૦ ,, લીલાધર ગોવિંદજી-મુંબઈ
૧-૦-૦ ,, સુખદેવપ્રસાદ શુક્લ-પોરબંદર
૧-૪-૦ બેન અનુસૂયાબેન-જૂનાગઢ
૧-૪-૦ શ્રી ચંદુલાલ કુંવરશંકર
૦-૩-૦ ,, ભરતભાઈ ચંદુલાલ
૧-૪-૦ ,, કનુભા દોલતસિંહ-ભીલખા
૧-૬-૦ ,, લીલાધર ગોવિંદજી-મુંબઈ
૧-૦-૦ બેન ઉમયાબેન માણેકલાલ-માણાવદર

——[ * ]——

Reg. No. B. 3087.

સને ૧૯૫૦ તા. ૨૫ જાન્યુઆરી



શ્રીઆનંદાશ્રમ, મહાપ્રભુજી, પો. બીલખા-(સૌરાષ્ટ્ર) તરફથી

પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર

(Saurashtra-India)

P. O. Bilkha

આનંદાશ્રમ

## શ્રીસદ્‌ગુરુમહાપૂજન-સમાચાર

૧ મહા વદિ ૧૪ બુધવાર (મહાશિવરાત્રિ નિમિત્તે) તા. ૧૫-૨-૫૦ સવારે સ્ટા. ટા. ૯ થી ૧૧ા વાગે મહાપૂજન થશે.

૨ ફાગણ સુદિ ૫ બુધવારે (પાટોત્સવ નિમિત્તે તા. ૨૨-૨-૫૦) સવારે સ્ટા. ટા. ૯ થી ૧૦ વાગે મહાપૂજન કાંદાવાડી, માધવભુવનમાં થશે.

લિ. આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ

---

## રાજકોટમાં શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળની સ્થાપના

ગુરુબંધુ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી અને શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોર સેવા પ્રચારાર્થે રાજકોટ જતાં ત્યાંના સૌ ગુરુબંધુઓએ એકત્ર થઈ તા. ૨૫-૧૨-૪૯ રવિવારના દિને રાજકોટમાં શ્રીઆનંદાશ્રમ મુમુક્ષુમંડળની સ્થાપના કરી છે. આ વેળા શ્રી પ્રાણશંકર દયાળજી, શ્રી. રતિલાલ ડાહ્યાભાઈ, શ્રી. છોટાલાલ પરસોતમ ગોરધનદાસ, શ્રી. માધવરાય પ્રાણશંકર રાવળ, શ્રી. હીરજીભાઈ ચંદારાણા, શ્રી. મેરામજીભાઈ, શ્રી. મંગળજીભાઈ, શ્રી. રામજીભાઈ, શ્રી. નર્મદાશંકરભાઈ વૈદ્ય, શ્રી. પ્રાણશંકરભાઈ જાનીનું કુટુંબ, શ્રી. ખટાઉભાઈ, શ્રી. પી. ટી. નંદાણી, શ્રી. મણિશંકરભાઈ, શ્રી. રમણિકલાલ ત્રિભોવન દવે, શ્રીમતી પ્રાણકુંવર બ્હેન મહેતા અને શ્રીમતી મણિબેન વગેરેએ આ કાર્યમાં ઉત્સાહપૂર્વક હાજરી આપી હતી. શ્રી. માધવરાય પ્રાણશંકર રાવળે ભગવાન શ્રી શંકરાચાર્યજીનાં અષ્ટાદશસ્તોત્રોમાંથી સાધનપંચક સ્તોત્ર અને તે પરની પૂજ્યપાદ મહારાજશ્રીની ટીકાનું વાંચન કર્યું. ત્યારબાદ શ્રી. નર્મદાશંકરભાઈ વૈદ્યે શ્રીવિવેકચુડામણિ ઉપર વ્યાખ્યાન આપ્યું, અને શ્રી. દયાળસિંહજી લાલસિંહજી ઠાકોરે આજના પ્રસંગોચિત્ત ઉપસંહાર કરેલ હતો. શ્રી માધવરામભાઈ રાવળ દર રવિવારે ક્રમપૂર્વક પૂજ્યપાદશ્રીનાં ગ્રંથોનું વાંચન કરાવશે. શ્રી. ગોરધનદાસભાઈના પૌત્ર શ્રી. છોટાલાલભાઈ તરફથી સૌ બંધુઓને આમંત્રણ મળતાં સાંજે ચાર વાગે ઉપહાર તથા પરિચય માટે એકત્ર થયા હતા.

૨૭/૨/૫૦

વર્ષ ૧૮મું
માઘ
ફેબ્રુઆરી ૧૯૫૦
અંક ૮
સંવત્ ૨૦૦૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम








શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्वलः ॥

ભાવાર્થ —શ્રીનાથભગવાનના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા

| અનુક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | માયાનો રંગ. | ૧૧૩ |
| ૨ | શ્રીનાથવચનામૃત. | ૧૧૪ |
| ૩ | કોકનું ધન. | ૧૧૫ |
| ૪ | શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવનારાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો. | ૧૧૮ |
| ૫ | હિંદુ કોડબીલ. | ૧૧૯ |
| ૬ | આચાર્યશ્રીની આખ્યાયિકાઓ. | ૧૨૧ |
| ૭ | ભગવાન્ શ્રીકૃષ્ણની આદર્શ કર્મનિષ્ઠા. | ૧૨૨ |
| ૮ | "આનંદાશ્રમ" માસિકના ગ્રાહક સજ્જનો આદિને વિનતિ. | ૧૨૫ |
| ૯ | "શ્રીઉપનિષદો" | ૧૨૬ |
| ૧૦ | સનાતનધર્મોપદેશક યોજના. | ૧૨૬ |
| ૧૧ | શ્રીઆનંદાશ્રમ–સમાચાર. | ૧૨૭ |
| ૧૨ | શ્રીઆનંદાશ્રમ–બીલખામાં શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલય સંબંધે | ૧૨૮ |
| ૧૩ | પરચુરણ ભેટ. | ૧૨૮ |

## सनातनधर्मप्रचारप्रवृत्ति

શ્રીગિરનાર થિઓસોફિકલ લોજના (સ્વાધ્યાયમંડળ) તરફથી જૂનાગઢમાં શ્રીઅનંતધર્માલયમાં પોષ સુદિ ૪ રવિવાર તા. ૮–૧–૫૦ના દિને શ્રી. દયાળસિંહ લાલસિંહ ઠાકોરે "આત્મ-સાધના" ઉપર એક કલાક પ્રવચન કર્યું હતું, તથા તે પ્રસંગે શ્રી. પોપટલાલભાઈ વકીલે પણ પૂ. કૃપાનાથની ઈશ્વરીયશક્તિનો સ્વાનુભવ વર્ણવી બતાવ્યો હતો.

આ પ્રસંગે જૂનાગઢના જજ્જ સાહેબ તથા પ્રતિષ્ઠિત વકીલો તથા ડૉકટરો આદિ સુશિક્ષિતમંડળ ઉપસ્થિત થયું હતું.

—[ * ]—

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વે પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા (સૌરાષ્ટ્ર) એ શિરનામે કરવો.**

તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ, વેદાંતભૂષણ
ઠે. કરણપરા, શેરી નં. ૨૯, ચંદ્રભવન–રાજકોટ (સૌરાષ્ટ્ર)

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઈ–ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૬ માઘ [ અંક ૮ મો

## માયાનો રંગ

[ લેખક—કિર્તનકાર ચોકસી છગનલાલ ભગત ]

( દગો દેતાં પોતે દાઝે રે–બીજાને શું છે-રાગ )

માયાનો રંગ છે કાચો રે,—માની તું લેને
પ્રભુ એક જાણો સાચો રે,—માની તું લેને,—ટેક.
માયાનો રંગ કેવો,
પતંગના રંગ જેવો —(૨)
પલમાં તે ઊડી જાય રે.—માની તું લેને.—માયાનો. ૧
માયાનો મહેલ હુઓ,
જાણો તે તો ઉંડો કુવો,—(૨)
કુવે પડે તે તો ડુબે રે—માની તું લેને—માયાનો. ૨
ધનના જયાં ઢગ પડયા,
ત્યાં બેઠા તે સૌ રડ્યા,—(૨)
લક્ષ્મીનો સંગ એવો રે—માની તું લેને.—માયાનો. ૩
માયા કેરૂં જળ કેવું,
ઝાકળના બિન્દુ જેવું,—(૨)
'છગન' માયા મિથ્યા જાણો રે—માની તું લેને.—માયાનો. ૪

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થયે મનુષ્યે પોતાના મનને અયોગ્ય ઉતાવળને વશ ન થવા દેતાં શાંત ને સુવિચારવાળું રાખવું જોઇએ, ગભરાવું નહિ. શુભાશા રાખી યોગ્ય પ્રયત્ન કરવો એ સમજુનું કર્તવ્ય છે.

પરમાત્માના સ્મરણધ્યાનવડે મનની શાંતિ જાળવવા પ્રયત્ન કરતા રહેશો.

અંત્યજોનું અને તેમનાં બાળકોનું દયા અને પ્રેમથી જેટલું વધારેમાં વધારે હિત સાધી શકાય તેટલું વધારેમાં વધારે હિત સધાય એવા પ્રયત્નો ધર્મશાસ્ત્રાનુસાર કરવા-કરાવવા તે ચારે વર્ણને અને તેમને લાભકર છે, પણ તેમના સ્પર્શનોજ અભિનિવેશ રાખવો પરિણામે હિતકર છે કે કેમ? તે બહુ શાંતચિત્તે શાસ્ત્રદૃષ્ટિએ તથા અનુભવદૃષ્ટિએ વિચારવાયોગ્ય છે. સાત્ત્વિકરચના ત્રોડવી સહેલી છે, પણ તે બાંધવી કઠિન છે એ તમે જાણો છો.

શિક્ષણનો હેતુ મનુષ્યના અંતઃકરણની વધારેમાં વધારે શુદ્ધિ ને તેનો વધારેમાં વધારે વિકાસ-કરવો એ છે. એ હેતુ મનુષ્યના અંતઃકરણમાં સંસ્કારાનુસાર પ્રકટતા રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને ધૈર્ય, વિવેક ને સાવધાનતાવડે દૂર કરવાનો તથા સત્ત્વગુણના ધર્મોને પરમાદરથી પોષણ મળે એવો શાસ્ત્રોક્ત પ્રયત્ન કરવાથી સફલ થાય છે. આમ હોવાથી શિક્ષકોએ બાલકોના અંતઃકરણમાંથી પ્રકટતા રજોગુણના તથા તમોગુણના ધર્મોને ક્રમથી બલહીન કરવાનો તથા સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરવાનો પ્રયત્ન વિવેક-પૂર્વક કરવો જોઈએ.

માળી જેમ બાગમાંથી કાંટાવાળા ને અપકારક છોડાને કાઢી નાંખે છે, અને કોમલ ને ઉપકારક છોડાને પોષે છે તેમ શિક્ષકે બાલકના મનની અહિતકર વૃત્તિઓ દૂર કરવાનો ને શુભ વૃત્તિઓનું પોષણ કરવાનો પ્રયત્ન કરવાનો છે.

રજ્જુના સ્વરૂપના અજ્ઞાનથી જેમ તેમાં સર્પ લાગે છે તેમ બ્રહ્મસ્વરૂપના અજ્ઞાનથી-અજ્ઞાનીને બ્રહ્મમાં જગત્ ભાસે છે, તેમાં સાવયવનિરવયવનો વિચાર કરવાનો નથી. વળી આકાશ નિરવયવ છતાં તેમાં જેમ આસમાની રંગની ભ્રાંતિ થાય છે તેમ નિરવયવ બ્રહ્મમાં પણ જગત્ની ભ્રાંતિ સંભવી શકે છે.

જીવની ને કૂટસ્થની એકતા નથી, પણ જીવમાં જે અંતઃકરણ તથા તેનાં સુખદુઃખાદિ ધર્મો રહેલા છે તે કાઢી નાંખવામાં આવે તો તે જીવના શુદ્ધ-ચેતનરૂપ ભાગની કૂટસ્થની સાથે એકતા થાય છે, વા તે કૂટસ્થ છે એમ સમજાય છે.

અનુલોમવિલોમ પ્રાણાયામ પ્રથમ સવારે તથા સાંજે દશ દશ કરવા, પછી તેમાં નિત્ય પાંચ પાંચનો વધારો કરવો. એમ જો બની શકે તો ધીરે ધીરે સવારે તથા સાંજે એંશી એંશી અનુલોમવિલોમ પ્રાણાયામ આશરે ચાર માસસુધી કરવા.

કુંભક સુખપૂર્વક એક મિનિટ રહી શકે ત્યારે પ્રાણાયામ સિદ્ધ થયો ગણાય.

પ્રાણ સુષુમ્ણામાં પ્રવેશ કરે ત્યારે પ્રાણાપાન બરડાની કરોડમાં ઉપર ચઢતા જણાય, તથા શરીર હળવું જણાય

પ્રાણાયામદ્વારા પ્રાણ જ્યારે બ્રહ્મરંધ્રમાં જાય ત્યારે ત્યાં અભ્યાસના બલપ્રમાણે સ્થિતિ કરી પાછો પ્રારબ્ધકર્મને લીધે પોતાની મેળે નીચે ઊતરે છે.

(ચાલુ)

——[ * ]——

## कोकनुं धन

[ લેખક—શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ–વેદાંતભૂષણ ]

જે પદાર્થ અન્ય કોઈનું સ્વ હોય વા જે પદાર્થનો અન્ય કોઈ સ્વામી હોય તે પદાર્થ તેના તે સ્વામીનું ધન કહેવાય અને તે પદાર્થનો તે સ્વામી તેનો ધણી કહેવાય.

જે ધનનો ધણી જ્ઞાત હોય એટલે જે ધનનો ધણી કોણ છે તે જાણવામાં હોય તે ધન તો તે ધણીનું કહેવાય.

પણ જે ધનનો ધણી અજ્ઞાત એટલે જે ધનનો ધણી કોણ છે તે જાણવામાં ન હોય તે ધન કોકનું (કોઈકનું) ધન કહેવાય છે

કોઈ પણ ધણીનું કાંઈ પણ ધન તે ધણીની ઇચ્છા વા સમતિ વિના અન્ય કોઈએ કોઈ પણ રીતથી પોતાનું ન કરી લેવું જોઈએ- એ ન્યાય ને નીતિ છે

તેથી જેમ જ્ઞાત ધણીનુ ધન તે ધણીની ઇચ્છા વા સમતિ મેળવ્યા વિના અન્ય કોઈએ કોઈ રીતથી પોતાનું ન કરવુ ઘટે તેમ અજ્ઞાત ધણીનું એટલે કોકનું ધન પણ તે ધણીની ઇચ્છા વા સમતિ મેળવ્યા વિના અન્ય કોઈએ કોઈ રીતથી પોતાનું ન કરવું ઘટે

જ્ઞાત ધણી જ્ઞાત હોવાથી તેની ઇચ્છા વા સમતિ મેળવવાનું કાર્ય સુકર થાય અને અજ્ઞાત ધણી અજ્ઞાત હોવાથી તેની ઇચ્છા વા સંમતિ મેળવવાનુ કાર્ય એવુ સુકર ન થાય એ દેખીતું છે, તોપણ અજ્ઞાત ધણીનું ધન એટલે કોકનું ધન પણ તે ધણીની ઇચ્છા વા સમતિ મેળવ્યા વિના પોતાનું કરી લેનાર તે ધણીનો અપરાધ કરે છે એ વાતમાં કોઈનો વિવાદ ન હોઈ શકે.

મનુષ્ય જેમા પોતાપણું કરી રહેલ છે તે તેનો સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરનો ધણી તે પોતે હોતો નથી.

તે સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરની રચના તથા ઉત્પત્તિ કરનારો જે હોય તેજ તેમનો ધણી હોઈ શકે

મનુષ્ય પોતે તે શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનાર નથી એ વાતમાં કોઈ વિવાદ કરી શકે એમ નથી.

તે શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનાર મનુષ્ય છે એમ કોઈ કહે તો તેવા કોઈ શરીરની રચના તથા ઉત્પત્તિ મનુષ્યે કરી દેખાડી તે વાતની પ્રતીતિ કરાવી દેવી ઘટે.

પણ અદ્યાપિ કોઈ મનુષ્ય તેવી પ્રતીતિ કરાવી શકે એ સંભવતું નથી.

તાપછી એ શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનાર અને તેથી તેમનો ધણી મનુષ્યથી ભિન્ન અન્યજ કોઈ હોવો ઘટે છે.

તથા તેથી મનુષ્ય તે શરીરોમાં પોતાપણું કરે તે પહેલાં તેણે તે ધણીની ઈચ્છા વા સંમતિ મેળવવી ઘટે છે.

તે શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનાર કોઈ તે શરીરોમાં દેખાતું નથી તેથી તેની ઈચ્છા વા સંમતિ મેળવવાનું શક્ય નથી એમ કહેવાથી મનુષ્યનો અપરાધ કાંઈ ઓછો ન થાય.

શરીરો પોતે જડ છે તથી તેઓ પોતે કોઈ પોતાની રચના તથા ઉત્પત્તિ કરે એ સંભવે નહિ.

કોઈપણ ચેતન પુરુષે તેમની રચના તથા ઉત્પત્તિ કરી હોવી જોઈએ.

અને તે શરીરોમાં પોતાપણું કરનાર મનુષ્યે તેમ કરવા પહેલાં તે શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનાર તેમના ધણીને શોધીને પણ તેની ઈચ્છા વા સંમતિ મેળવવી જ ઘટે તે ન મેળવે તો મનુષ્ય તે ધણીનો અપરાધી છે એ વાતમાં સંશય નથી.

છતાં ન્યાય અને નીતિમાં નિપુણ ગણાતાં મનુષ્યો પણ પોતપોતાની મમતાવાળાં શરીરોમાં કોઈની શંકા કર્યા વિના પોતાની મેળે પોતાપણું સ્થાપી દે છે અને છતાં પોતે કોઈનો અપરાધ કરે છે એમ માનતાં પણ જણાતાં નથી એ થોડું આશ્ચર્ય ઉપજાવનારું નથી.

પોતાના પુત્ર-પુત્રીનું હિત ઈચ્છનારી મા જેમ તેના પુત્ર-પુત્રીને સંસારનાં ભયસ્થાનોની ચેતવણી આપે છે તેમ શ્રુતિ મનુષ્યોને ચેતવણી આપે છે કે **माऽगृधः कस्य स्विद्धनम्** ॥ 'કોકના ધનને પોતાનું કરી લેવાનો મનોરથ કર મા.'

જેમ એક મનુષ્યના સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરનું ધણી તે મનુષ્યથી ભિન્ન અન્ય કોઈ હોવું ઘટે છે તેમ સર્વે મનુષ્યોનાં સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરોનું ધણી સર્વે મનુષ્યોથી ભિન્ન અન્ય જ કોઈ હોવું ઘટે છે.

સર્વે મનુષ્યો પરસ્પર એકબીજાના સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરોના કોઈ ને કોઈ રીતથી ભોગ્ય તથા ભોક્તા થાય છે.

અને જોકે તેમ કરવામાં પરસ્પર સર્વે એકબીજાને પોતપોતાની ઈચ્છા વા સંમતિ આપે છે તથા લે છે એવી સ્થિતિમાં પણ ખરું જોતાં પોતપોતાની ઈચ્છા વા સંમતિ આપનારું કોઈ પોતાના ધનની ઈચ્છા વા સંમતિ આપે છે એવું થતું નથી-કારણકે એ ધનના ધણી તેઓ કોઈ હોતા નથી.

એ ધન જેનું છે તે ધણી અજ્ઞાત છે પણ છે એવી સ્થિતિમાં તેની ઈચ્છા વા સંમતિ મેળવ્યા વિના અન્ય કોઈએ તે ધન પોતાનું કરી લેવાથી તે ધણીનો અપરાધી થાય છે એ વાતમાં કોઈ સંદેહને અવકાશ નથી.

હવે મનુષ્યો કદી તેને જોતા નથી તથા જોવાનો પ્રયત્ન પણ કરતાં નથી તેથી શરીરોનો ધણી મનુષ્યોને જોતો નથી એમ નથી.

શ્રુતિ કહે છે કે, **ईशावास्यमिदं सर्वं** । આ સર્વ ઈશ્વર વસાવે તો જ વસે એવું છે। એટલે આ સર્વ ઈશ્વરે જ વસાવેલું છે.

અને ઈશ્વરમાં સર્વ ઐશ્વર્ય રહેલું હોવાથી તો તે ઈશ્વર કહેવાય છે.

કોકના ધનને પોતાનું કરી લેનારા અપરાધીઓ તેને દેખતા નથી પણ તે અપરાધીઓને દેખે છે.

અપરાધીઓને તેમના અપરાધની શિક્ષા કરવા પણ તે સમર્થ છે છતાં દયાભાવથી

જેઓ તેમના કહ્યા પ્રમાણે તે શરીરનો ઉપયોગ કરે તેમને તેઓ શિક્ષા ન કરતાં તેમનો ઉદ્ધાર કરે છે. માત્ર જેઓ તેમના કહ્યાપ્રમાણે શરીરનો ઉપયોગ ન કરતાં પોતાના મનસ્વીપણે ઉપયોગ કરે છે તેમનેજ તેઓ શિક્ષા કરે છે

તેમનું કહેવું શુ છે તે સર્વે શ્રુતિ અપરાધીઓને જણાવતી રહે છે. શ્રુતિનું કહેવું પણ જેઓ ગણકારતા નથી તેમને જે શિક્ષા થાય છે તે પણ શ્રુતિ જણાવતી રહે છે.

એ ધનનું ધણી કોઈજ નથી એમ કહી શકાય નહિ એ વાત કરીને દૃઢ કરવામા આવે છે

એ ધનનું ધણી જો કોઈ ન હોય તો એ ધનનું અસ્તિત્વ સંભવે નહિ. એ ધનનું અસ્તિત્વ છે તો તેનું કોઈ પણ ધણી છેજ. મનુષ્ય કોઈ તેનું ધણી નથી એટલે કે મનુષ્યે કોઈએ તે ઉપજાવેલું નથી તો પછી જેણે તે ઉપજાવેલું છે તે તે ધનનું ધણી છે એ વાતમા સંદેહ કરવો વ્યર્થ છે

પોતાની પ્રજાનું કલ્યાણ ઇચ્છનારી મા પોતાની પ્રજાને જેમ કાંઈ શુભ વાતની ભાળ આપે તેમ મનુષ્યોનું કલ્યાણ ઇચ્છનારી શ્રુતિ તે ધનના ધણીની ભાળ આપતાં કહે છે કે —**स एष इह प्रविष्ट आनखाग्रेभ्यो यथा क्षुरः क्षुरधानेऽवहितः स्याद्विश्वंभरो वा विश्वंभरकुलाये तं न पश्यति।** 'તે આ (ધણી) નખથી શિખાપર્યંત પેઠેલો છે. જેમ અસ્ત્રો અસ્ત્રો રાખવાના ચર્મકોશમા હોય અથવા જેમ કાગડો કાગડાના માળામાં હોય તેમ મનુષ્ય એને જોતો નથી.

કાગડો માળો રચે તે કાગડાને (પોતાને) માટેજ રચે અને તેથી કાગડાના માળામાં જેમ કાગડોજ હોય તેમ આ સૂક્ષ્મ તથા સ્થૂલ શરીરોની રચના તથા ઉત્પત્તિ કરનારો તેને પોતાને માટેજ તેમની રચના તથા ઉત્પત્તિ કરે અને તેથી આ સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરોમાં તેનો રચનારો જ હોય અને રચનારો હોય જ છતા તેને નહિ જોઈને મનુષ્ય તે શરીરોને પોતાનાં કરી લે છે એ શ્રુતિ કહે છે કે આશ્ચર્યની વાત છે. શ્રુતિ ઇચ્છે છે કે મનુષ્યોએ પ્રયત્ન કરીને ધણીને જોઈ લેવો ઘટે.

શ્રુતિ કહે છે કે **असुर्या नाम ते लोका अन्धेन तमसा वृताः। तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः॥** 'શ્રુતિના કહેવાની અવગણના કરનારા હોવાથી તેઓ પોતાના હિતનો પોતાની મેળે ઘાત કરનારા છે તેઓ અહિંથી મરીને એવા લોકમાં જાય છે કે જે લોકોમા અસુરોજ વસી રહેલા હોય અને જે લોકો સર્વથા ગાઢા અંધકારવડે ઘેરાયેલા હોય'

ઇશ્વરના ધણીપણાવાળા આ વિશ્વમાં કોઈ પણ ધનને એટલે કોઈ પણ કામનાના જડચેતન પદાર્થને પોતાનું કરતાં પહેલાં પ્રથમ ઈશ્વરની ઇચ્છા વા સંમતિ તેમાં હોવા ન હોવાનું જણાવનાર શાસ્ત્રનું પરિશીલન વિવેકીએ અવશ્ય કરી લેવું ઘટે છે, શાસ્ત્રોની અનુકૂળતા જણાય તો પછી ઇતર ધણીઓની ઇચ્છા વા સંમતિ મેળવવી ઘટે.

શાસ્ત્રો અને સત્પુરુષો પોતે ચેતીને લોકોને ચેતવણી આપતા રહે છે તે કાને ધરવી ન ધરવી એ લોકોની પોતાની ઇચ્છાપર આધાર રાખે છે.

પણ વસ્તુસ્થિતિને અલક્ષમા મૂકી આંધળી દોટ મૂકવાથી પરિણામ કુશળ ન આવે એ લોકવ્યવહારમાં કુશળ હોવાનું અભિમાન લેનારાઓએ અલક્ષમાં મૂકવા જેવું નથી.

## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવનારાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો

[ સં.:—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

**એક સાધુના બે મહામૂર્ખ ચેલાઓ:**—એકવાર તે સાધુએ ચેલાઓને પોતાના પગ દબાવવાનું કહ્યું; બંને પગ દબાવવાને તૈયાર થયા, ને પરસ્પર લડવા લાગ્યા. એક કહે હું દબાવું, તું નહિ, બીજો કહેઃ નહિ, હુંજ દબાવીશ. તને નહિ દબાવવા દઉં. ગુરુએ કહ્યું; તમે લડો મા. બંને એકેક પગ દબાવો, એટલે તકરાર મટી. રોષમાં આવી ગયેલા બંને ચેલાઓએ તે વાત માન્ય કરી, ને કજીઓ પતો. એક જમણો પગ દબાવવા મંડ્યો, ને બીજો ડાબો. થોડીવાર એમ ચાલ્યું, એટલામાં ગુરુએ પોતાનો જમણો પગ ઊપાડી ડાબા પગ ઉપર મૂક્યો. તુરતજ તે બાજુવાળો ચેલો ખીજાઇ ગયો, ને જમણા પગ ઉપર ઢીંકા મારતાં બોલ્યો એનો પગ મારા પગ ઉપર કેમ આવી શકે? બિચારા વૃદ્ધ સાધુને પગે કળ ચઢી ગઈ, ને તે બોલ્યો; અરે મૂર્ખ! આ પગ ક્યાં એનો છે? પગ તો મારો છે, ને મને બહુ વાગ્યું! આટલી પણ અક્કલ નથી રાખતો? આવા મહામૂર્ખ સ્વકલ્યાણ કે પરકલ્યાણ શું સાધી શકે?

**જે વિવેકહિન છે તે ગમે ત્યાં ને ગમે તે વખતે ઊંધુંચત્તું કરી બેસે છે. આટલા માટે શાસ્ત્રમાં વિવેકને આરંભનાજ મુખ્ય સાધન તરીકે ગણવામાં આવ્યો છે. જે મનુષ્ય વિવેકરહિત છે તે વ્યવહારમાં પણ ચાલી શકતો નથી, તો પરમાર્થમાં તો ક્યાંથીજ ચાલી શકે?**

**ઘડામાં ઠીકરાંની ચકરડીઓ:**—**જે ધન પોતાના કે પરના કલ્યાણમાટે વપરાય નહિ તે નકામું બોજારૂપ છે:**—એક માણસે રૂપિયાનો ઘડો ભરીને તે પોતાના ઘરના ખૂણામાં દાટ્યો, ને પોતાની સ્ત્રીને કહ્યું કે આપણે જીવતાંસુધી આ રૂપિયા બહાર કાઢવા નથી. સ્ત્રીએ તે વાત પોતાની પાડોશણને કરી. તે પાડોશણે એ વાત પોતાના ધણીને કરી, ને કહ્યું કે જુઓ: એમણે ઘડો ભરીને રૂપિયા સંઘર્યા, ને આપણે તો કંઈ સંગ્રહ કરતા નથી, આપણે પણ તેમ કરવું જોઇએ. ધણીએ કહ્યું: ભલે આપણે પણ તેવું કંઇક કરીએ. હું તેને માટે તજવીજ કરીશ. પછી રૂપિયા જેવી ઠીકરાંની ચકરડીઓ તૈયાર કરીને તેણે ઘડો ભર્યો, ને પોતાની પત્નીને કહ્યું કે ચાલ, તેં વાત કરી હતી તે પ્રમાણે આપણે ઘડો ઘરમાં દાટીએ. સ્ત્રીએ ઘડામાં ઠીકરાંની ચકરડીઓ જોઇને કહ્યું કે આ તો ઠીકરાં છે આમાં શું? આ સાંભળી ધણી બોલ્યો: જો રૂપિયા જીવતાંસુધી વાપરવાજ નથી, તો પછી તે રૂપિયા હોય તોપણ શું? ને ઠીકરાં હોય તોપણ શું? જે રૂપિયા જીવનપર્યંત **વાપરવાના નથી તે ઠીકરાંજ છે. ભલે આપણીપાસે ઘડો ભરાય તેટલા રૂપિયા નથી, પણ શ્રીપ્રભુ-કૃપાથી આપણે આપણી શક્તિપ્રમાણે દાનપુણ્ય કર્યાં કરીએ છીએ તે પેલા દાટી મૂકેલા ઘડાના કરતાં વધારે સારૂં છે. સ્ત્રીને તે વાત સાચી લાગી, ને તેણે પોતાની વાત છોડી દીધી.**

વાસ્તવિક રીતે વિચાર કરતાં જે મનુષ્યો પોતાને જોઇએ તે કરતાં ઘણું વધારે દ્રવ્ય મેળવવાનો પ્રયત્ન કરે છે, ને તેમાંજ સમય ગાળે છે તે નકામો શ્રમ વેઠે છે, ને ખાલી હાયવોય કરી પોતાનું જીવન બગાડે છે. દ્રવ્યના ઉપયોગનો વિચાર કર્યાવિના જે

મિથ્યા અહંકારવડે પોતાની પાસે દ્રવ્યનો બોજો વધારે જાય છે તે નિશ્ચય પોતાનો પરમાર્થ બગાડે છે; શાસ્ત્રમાં કહ્યું છે કે ધર્મદાનને અર્થે પણ દ્રવ્ય ન ઇચ્છવું —

"धर्मार्थं यस्य वित्तेहा वरं तस्मान्निरीहता।
प्रक्षालनाद्धि पंकस्य दूरादस्पर्शनं वरम्॥"

(ધર્મને અર્થે દ્રવ્યની ઇચ્છા કરવી તેના કરતા ઇચ્છારહિતપણું શ્રેષ્ઠ છે. નિશ્ચય કાદવમાં હાથ નાખીને ધોવા તેના કરતાં કાદવથી દૂર રહેવુ-તેને ન અડવું-તે ઉત્તમ છે.)

——[ * ]——

## हिंदु कोड बील

[ લેખકઃ—શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

હિંદુ સમાજના રૂઢિચુસ્ત સભ્યો તરફથી વખતોવખત જે એમ કહેવામાં આવે છે કે હાલની સરકારને કાળજુનો હિંદુ કાયદો સુધારવાની સત્તા નથી, તેનો રદીયો આપતાં માનનીય ધારાપ્રધાને મુંબઈની સિદ્ધાર્થ કોલેજના સભ્યોની બીજી બેઠકમા એમ પણ કહ્યું હોવાનું કહેવાય છે,-કે પ્રજાના પ્રતિનિધિત્વવાળી અને કાયદાના બંધારણને અનુસરીને બંધાયેલી હરકોઈ ધારાસભાને સમાજના જીવનને સ્પર્શ કરનારા હરકોઈ આચાર પર કાયદો કરવાની સત્તા છે.

હવે હાલની સરકાર પ્રજાના પ્રતિનિધિત્વવાળી સરકાર ખરેખર છે કે નહિ, તથા હાલની ધારાસભા કાયદાના બંધારણને અનુસરીને બંધાયેલી ધારાસભા ખરેખર છે કે નહિ એ સવાલ કેવળ રાજપ્રકરણી હોવાથી, તથા આનંદાશ્રમપત્ર જેવા કેવળ ધાર્મિક પત્રમાં કેવળ રાજપ્રકરણી સવાલની ચર્ચાને સ્થાન ન હોવાથી, ક્ષણભર માની લેવામા આવે કે હાલની સરકાર પ્રજાના ખરેખરા પ્રતિનિધિત્વવાળી છે, તથા હાલની ધારાસભા કાયદાના બંધારણને અનુસરીને બંધાયેલી ધારાસભા છે, તોપણ હાલની સરકારતરફથી જે એમ પ્રસિદ્ધ કરવામાં આવેલું હોવાનું કહેવામાં આવે છે તે ખરું હોય તો, અલ્પ સમયમાં નવી ચૂંટણી થવાની છે, તેમાં ચૂંટાઈ આવેલા સભ્યોની નવી સરકાર રચાવાની છે, તથા નવી ધારાસભા પણ બંધાવાની છે, એ પરથી જણાઈ આવે છે કે હાલની સરકાર તથા હાલની ધારાસભા સ્થાયી નથી પણ અસ્થાયી એટલે કામચલાઉ છે.

બીજી બાજુ હિંદુ સમાજના કોઈ આચાર કે તેના અંગ સબંધમાં એવી કોઈ કટોકટી ઉભી થયેલી કહેવાતી નથી કે જે માટે હાલ ને હાલ કોઈ કાયદો કરવાની અગત્ય ઊભી થાય

એવી પરિસ્થિતિમા પણ હિંદુકોડ બીલને કાયદાનું રૂપ આપવામાટે અત્યંત માનનીય મુખ્ય પ્રધાન સુદ્ધાંતના પ્રધાનમંડળને જે ઉગ્ર આગ્રહ અને ઉતાવળ હોવાનું દેખાય છે તે હિંદુસમાજના જીવનબંધારણની વિરુદ્ધમાં તેમને કોઈ પૂર્વગ્રહ બંધાયેલો હોય એવી શંકા કરવાને કારણ આપે છે

હિંદુસમાજનું જીવન બંધારણ, કહેવામાં આવે છે તે પ્રમાણે ખરેખર કાળજુનું છે, કોઈ સરકારે કે કોઈ ધારાસભાએ તે બાંધી આપેલું નથી, પણ કેવળ તેમના ધર્મના

સિદ્ધાંતોપર રચાયેલું છે, જે ધર્મ પણ કોઈ સરકારે કે કોઈ ધારાસભાએ આપેલો નથી, પણ તેમનાજ ઋષિમુનિ આદિ પૂર્વ પુરુષોએ આપેલો છે.

હિંદુ સમાજનો એ ધર્મ તથા એ ધર્મના સિદ્ધાંતો પર રચાયેલું તેમનું જીવનબંધારણ આપનાર ઋષિમુનિઓ તપવડે પવિત્ર થયેલા હૃદયવાળા અને સમાધિવડે પરમેશ્વરનો સાક્ષાત્કાર પામેલા હોવાથી તેમણે આપેલા એ ધર્મમાં તથા એ જીવનબંધારણમાં કાંઈ પણ સુધારો કે વધારો કે ફેરફાર કરવા જેવું ન હોવાથી तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ॥ 'શું કરવા જેવું છે અને શું ન કરવા જેવું છે તેની વ્યવસ્થામાટે શાસ્ત્રને જ તારે પ્રમાણ માનવું.' એવી ભગવદવતારજેવા પૂર્વપુરુષો આજ્ઞા આપી ગયા છે.

જો કે આજના વિજ્ઞાનશાસ્ત્રીઓ એ ધર્મમાં તથા એ જીવનબંધારણમાં રહેલા વિજ્ઞાનપર પ્રકાશ નહિ પાડે ત્યાંસુધી વિદેશી કેળવણી લઈને પ્રધાનઆદિના પદને પામેલાં આજનાં સ્ત્રીપુરુષો એ ધર્મમાં તથા એ જીવનબંધારણમાં રહેલા સર્વદેશી સદ્દગુણો નહિ જોઈ શકે.

અને મધ્યે વિદેશી સત્તાઓના આક્રમણથી પરાસ્ત થયેલી જનતા પોતે પણ એ ધર્મમાં તથા એ બંધારણમાં રહેલા સદ્દગુણોને મતિમાં યથાર્થ ઉપસ્થિત રાખી ન શકવાથી કેવળ રૂઢિ વા રિવાજના રૂપમાંજ તેને વળગી રહેલી છે તથા સ્વતંત્ર જનતાની સ્થિતિમાં જીવન જીવવાનો અધિકાર હાલની સરકારે મેળવેલો છે એમ માની હાલની સરકારની સત્તા સામે પોતાનો અવાજ ન કાઢી શકવાની નબળાઈને હિંદુજનતા હજી તજી શકી નથી.

એવી સ્થિતિમાં હિંદુ જનતા તેનો અવાજ પૂરા રૂપમાં કાઢતી નથી તેથી સરકાર એમ સમજે છે કે હિંદુ કોડ કરવા સામે જનતાનો મોટા ભાગનો વિરોધ નથી.

પણ વિદેશી સત્તાઓના આક્રમણના કાળમાં હિંદુ જનતાના ધર્મમાં તથા જીવનબંધારણમાં માત્ર શિથિળતાજ થવા પામી હતી, તે રાજપ્રકરણી સ્વરાજના લાભ સાથે હિંદુ જનતા પોતાનો ધર્મ તથા પોતાનું જીવનબંધારણ પૂરેપૂરું ગુમાવી બેસશે એવી કટોકટી હવે ઉભી થઈ છે તે હિંદુજનતાએ પોતપણ જોવું ઘટે છે.

કુટુંબવટના જે ધોરણે જીવન જીવવાનું આજની સમગ્ર જનતાઓ કબુલ કરે તો વિશ્વમાંથી વિગ્રહનો સૂર નાબુદ થવા પામે, એવું કુટુંબવટના ધોરણે જીવન જીવવાનું જે ધર્મથી તથા જે બંધારણથી હિંદુ જનતાને પેઢીઓની પરંપરાથી સાંપડેલું છે, તે ધર્મમાં તથા તે બંધારણમાં દોષ દેખાડી આજ એ ધર્મને તથા એ બંધારણને નાબુદ કરવા આજની સત્તા કટિબદ્ધ થઈ છે, એ દેખતા ગણાતા આજના યુગની એક ન દેખાતી ગંભીર ભૂલ થાય છે, એમ જેમ વહેલું દેખાય તેમ સારું છે.

નહિ તો જીવ ગયા પછી જેમ ઓસડ નકામું છે તેમ હિંદુ જનતાનો એ ધર્મ તથા એ જીવનબંધારણ એક વાર નષ્ટ થવા પામશે તો પછી ભૂલ દેખાશે તોપણ તેનો પ્રતિકાર નકામો નીવડશે.

માટે સરકારે તથા જનતાએ એ ધર્મના સિદ્ધાંતોમાં તથા એ સિદ્ધાંતોના આધારે રચાયેલા જીવનબંધારણમાં રહેલા સદ્દગુણોને વહેલી તકે જોતા થવું ઘટે છે અને તેમાં સુધારોવધારો કે નવો ધારો કરવાનો આગ્રહ તથા ઊતાવળ છોડી દેવાનાં ઘટે છે.

આજના સમયના પ્રધાનો, મુખ્ય પ્રધાનો, પ્રમુખો તથા ધારાસભાના સભ્યો પૂર્વના ઋષિમુનિઓની પંક્તિમાં ગણી શકાય એવા છે એમ કહેવું એ એમને માટે ઘણું વધારે પડતું કહેલું ગણાતું ઘટે છે એમ જોઈ જાણી હિંદુસમાજના ધર્મમાં તથા એ ધર્મના સિદ્ધાંતોપર બંધાયેલા જીવનબંધારણમાં કોઈ સુધારોવધારો કે નવો ધારો કરવા પહેલાં આજના સમયની સરકારોએ તથા જનતાએ પૂરો ને પીઠ વિચાર કરવો ઘટે છે, એમ કહી છૂટવા સિવાય વિચારશીલ સાધુજનોપાસે બીજો કોઈ સાત્ત્વિક ઉપાય નથી.

---

# आचार्यश्रीनी आख्यायिकाओ

[ કૃપાનાથે આપેલાં દૃષ્ટાંતો—"આચાર્યશ્રીની આખ્યાયિકાઓ" રૂપે પુનઃ પ્રકટ થાય છે ]

[ સંપાદકઃ—શ્રી દયાળસિંહ લાલસિંહ ઠાકોર ]

[ ૫ ]

કોઈ વિરક્ત પુરુષ કોઈ તત્ત્વજ્ઞાની રાજાપાસે ઉપદેશ લેવા માટે તે રાજાના નગરમાં ગયા રાજાની દેવડી આગળ જઈ રાજાની સમીપ જવાની તેમણે દ્વારરક્ષકો પાસે અનુજ્ઞા માગી.

દ્વારરક્ષકોએ રાજાને એ વિષે પૂછાવી મગાવ્યું, તો રાજાએ તે વિરક્ત પુરુષને કહેવરાવ્યુ કેઃ—

"संगं त्यक्त्वा सुखी भव॥"

—(આસક્તિ તજીને સુખી થાઓ.)

તે વિરક્તે જાણ્યુ કે રાજાનો આશય મારી પાસેની તુંબડીનો ત્યાગ કરાવવાનો હશે, તેથી તેમણે તુંબડીનો ત્યાગ કરી પુનઃ રાજસમીપ જવા રાજાની અનુજ્ઞા મગાવી તો પુનઃ પણ રાજાએ તે પ્રમાણેજ ઉત્તર મોકલાવ્યુ

ત્યારે તે વિરક્તે પોતાની પાસેના દંડનો ત્યાગ કરી પુન અંતર આવવાની અનુજ્ઞા મગાવી, તો પુનઃ પણ ઉપર પ્રમાણેજ કહેણ આવ્યુ

ત્યારે તે વિરક્તે પોતાની પાસેના કૌપીન આદિ સર્વ વસ્ત્રોનો ત્યાગ કરી અંતર આવવાની અનુજ્ઞા મગાવી

રાજાએ જાણ્યું કે તે વિરક્ત સ્થૂલબુદ્ધિના છે, તેથી મારા કહેવાનો વાસ્તવિક આશય તે સમજી શકતા નથી એમ જાણી તેમને પોતાની સમીપ તેડી લાવવા દ્વારપાલને આજ્ઞા કરી.

દ્વારપાલ તે વિરક્તને રાજાપાસે લઈ ગયો. રાજાએ ઊભા થઈ યથાયોગ્ય સત્કારવડે તેમના ત્યાગવૈરાગ્યને માન આપી આવવાનું કારણ પૂછ્યું

વિરક્તે તત્ત્વજ્ઞાન મેળવવા પોતાનું આગમન થયું છે એમ પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું

રાજાએ કહ્યું કે—

"એ તો મેં દ્વારપાલની સાથેજ તમને કહેવરાવી મોકલ્યું હતું, પણ તમે તમારા પાસેની સ્થૂલ વસ્તુઓનો ત્યાગ કર્યો, કિંતુ જેનો સંગ તજવો જોઈએ તેનો સંગ તમે તજ્યો નહિ.

અહંકારાદ જડ વસ્તુઓમાં જે હુંપણાનું (આત્મપણાનું) જ્ઞાન તેજ મુખ્ય સંગ છે, કે જે સંગદ્વારા કનક, કાંતા કીર્તિ ને કારભાર આદિમાં જીવને અનુરાગ ઉપજે છે, માટે તે સંગ ત્યજશો તો સ્વસ્વરૂપમાં સ્થિત થશો. તે સંગ નહિ ત્યજો ત્યાંસુધી સ્વસ્વરૂપમાં સ્થિત થઈ-શકશો નહિ."

પછી રાજાના ઉપદેશપ્રમાણે ભ્રાંતિથી ઉપજેલા તે તાદાત્મ્ય અધ્યાસને (દેહાદિની સાથેના એકપણાના ભ્રમને) ત્યજીને તે વિરક્ત પુરુષ કૃતાર્થ થયા. [ક્રમશઃ]

---

# भगवान् श्रीकृष्णनी आदर्श कर्मनिष्ठा

[ લેખકઃ-શ્રી. નર્મદાશંકર ટી. પંચોળી ]

આજના જમાનામાં ચારે વર્ણવૃક્ષનાં જીવિત પુષ્પોમાંથી કેટલાંક સ્વકર્તવ્ય વિમુખ બની ઇન્દ્રિયમનાદિકનાં રાગી બની ચાલવા લાગ્યાં છે. વિદેશીઓની લાંબાકાળની સંગતી સેવ્યા પછી લગભગ દરેક ભારતવાસીઓમાં કેવળ ભૌતિક સુખસગવડમાંજ ઇતિકર્તવ્યતા મનાઇ છે. ઐહિક અનુકૂળતા એજ આત્માના સુખનું પરમનિધાન મનાવાથી શાસ્ત્રીય વર્ણોચિત નિત્યકર્મપ્રણાલિ તદ્દન વિલુપ્ત દશાનો પરિચય આપે છે! આજે દૃષ્ટિ ફેરવતાં સમગ્ર વર્ણના કર્ણધાર મનાતા દ્વિજો (મુખ્યતઃ બ્રાહ્મણો) પણ પોતાના કર્તવ્યથી ચ્યુત થઈ ગયા છે, તો પછી ઇતર વર્ણનું પૂછવુંજ શું?

'દ્વિજ' શબ્દથી ઓળખાતા મનુષ્યોને જાગૃત કરવા ખાતર આજે શ્રીમદ્ ભગવદ્-ગીતાના પ્રણેતા શ્રીકૃષ્ણ પોતે પોતાના કર્તવ્યમાં કેટલા બધા આગ્રહી અને અડગ રહેતા તેનું કંઇક દિગ્દર્શન કરવા ચાહું છું.

ભગવાન્ શ્રીકૃષ્ણે ગીતાજીમાં સ્વકર્તવ્યપરાયણ રહેવા જે જે શ્લોકો શ્રીમુખે અર્જુન પ્રતિ ગાયા છે, તેનું અહીં અવતરણ કરવું સંબંધક માનું છું.

" नमे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन,
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि।
यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः,
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः।
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्,
संकरस्य च कर्तास्याम् उपहन्यामिमाः प्रजाः।"

"હે અર્જુન! મારામાટે ત્રણ લોકમાં કોઇપણ કર્તવ્ય નથી, તથા અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવાજેવુંય મારે કંઇ રહ્યું નથી, છતાં હું પોતે કર્મમાં વર્તું છું. અગર જો હું આળસ રહિત રહી કર્મમાં ન વર્તું તો નિશ્ચય માણસો બધી રીતે મારા માર્ગ પ્રમાણે ચાલવા માંડશે; તેમજ હું—જો વર્ણોચિત કર્મ નહિ કરૂં તો લોકોનો નાશ થઈ જશે અને વર્ણસંકર પ્રજાનો સર્જક બનીને પ્રજાને બગાડનારો થઇશ."

આ મહાન્ ઉદ્દેશને પ્રજાના ભાવિ કલ્યાણના આદર્શમાટે સાક્ષાત્ સર્વશક્તિમાન્ પ્રભુ શ્રીકૃષ્ણ ક્ષત્રિયોચિત્ત નિત્યકર્મમાં પોતે અહરહઃ નિમગ્ન રહેતા હતા. આ સત્યનો વિશેષ પ્રકાશ આપવા કાજે શ્રીશુકદેવજી કહે છે કેઃ—

"ब्राह्मेमुहूर्तमुत्थाय वार्युपस्पृश्य माधव'।
दध्यौ प्रसन्नकरण आत्मानं तमसः परम्॥
एकं स्वयंज्योतिरनन्यमव्ययं, स्वसंस्थया नित्यनिरस्तकल्मषम्।
ब्रह्माख्यमस्योद्भवनाशहेतुभि, स्वशक्तिभिर्लक्षितभावनिर्वृतिम्॥
अथाप्लुतोऽम्भस्यमले यथाविधि', क्रियाकलापं परिधाय वाससी,
चकार सन्ध्योपगमादि सत्तमो, हुतानलो ब्रह्मज जाप वाग्यतः॥
उपस्थायार्कमुद्यन्तं तर्पयित्वात्मन. कला।
देवानृषीन्पितॄन्वृद्धान्विप्रानभ्यर्च्य चात्मवान्॥
धेनूनां रुक्मशृंगीणां साध्वीनां मौक्तिकस्रजाम्।
पयस्विनीनां गृष्टीनां सवत्सानां सुवाससाम्॥
ददौ रूप्यखुराग्राणां क्षौमाजिनतिलै. सह।
अलंकृतेभ्यो विप्रेभ्यो बद्धंबद्धं दिने दिने॥
गोविप्रदेवतावृद्धगुरून्भूतानि सर्वशः।
नमस्कृत्यात्मसम्भूतीर्मंगलानि समस्पृशत्॥"
(શ્રીમદ્ભાગવત ૧૦/૭૦/૪-૧૦)

શ્રીકૃષ્ણ પોતે બ્રાહ્મમુહૂર્તમાં ઊઠીને હાથપગ ધોઈ જળવડે આચમન કરી નિર્મળ ઇન્દ્રિયો તથા મનવાળા પોતે પ્રકૃતિથી પર આત્મામાં સમાહિત થતા હતા.

જે પરમાત્મા એક સ્વયપ્રકાશ અદ્વિતીય અવિનાશી છે, તથા જે પોતાના સ્વરૂપમાં સારી પેઠે સ્થિત હોવાથી માયારૂપ કલકથી નિસ રહિત છે, જે બ્રહ્મ એવા નામવાળા છે, અને આ જગતના ઉત્પત્તિ સ્થિતિ ને લય કરનારી શક્તિઓવડે જેની સત્તાના સુખની લક્ષણા થાય છે તે પરમાત્મામાં સમાહિત થતા હતા

ધ્યાનનો સમય પૂરો થયા પછી શુદ્ધજળવડે યથાવિધિ સ્નાનઆદિ કરી પવિત્ર વસ્ત્ર પરિધાન કરી વિધિપૂર્વક સંધ્યોપાસનાદિ નિત્યકર્મમાં જોડાતા. સારબાદ અગ્નિમા હવન કરી મૌન ધારણ કરતા ને માનસિક ગાયત્રીજપમાં એકલીન થઈ જતા હતા.

ઉપર્યુક્ત સર્વસ્વ ધાર્મિક કાર્ય સૂર્યોદય પહેલાજ આટોપી લેવામા આવતું હતું. સૂર્યોદય થતા સમયે શ્રીહરિ ઊભા થઈને સૂર્યનું ઉપસ્થાન કરતા. પોતાના અંશરૂપ દેવતા ઋષિ, પિતૃ વગેરેનું તર્પણ કરતા તર્પણ બાદ પોતાથી મોટા-વૃદ્ધ હોય તેની તથા બ્રાહ્મણોની પૂજા કરતા બ્રાહ્મણોને વસ્ત્ર, આસન, તિલ સહિત ગાયોનું દાન કરવામાં આવતું. પ્રતિદિન પોતે ગોદાન દેવાનું ચૂકતા ન હતા.

આ ગાયોનું દાન આજની પેઠે વેઠ તરીકે અગર તદ્દન શુષ્ક મને નહિ પણ ભારે ઉત્સાહથી અને શૃગાર સહિત કરવામાં આવતુ હતુ જે જે ગાયોને દાન માટે પસંદ કરવામા આવી હોય તે તે ગાયોનાં શીંગડાં સોનાથી મઢેલાં, ગળામા મોતીની માળા, ખરીઓ રૂપાથી મઢેલી અને શરીર ઉપર સુંદર ઝૂલ પહેરાવવામા આવતી! વળી આ ગાયો દૂધવાળી, એકવારની વીયાયેલી, સુશીલ અને વાછરડાવાળી પસંદ કરવામાં આવતી.

અહંકારાદિ જડ વસ્તુઓમાં જે હુંપણાનું (આત્મપણાનું) જ્ઞાન તેજ મુખ્ય સંગ છે, કે જે સંગદ્વારા કનક, કાંતા કીર્તિ ને કારભાર આદિમાં જીવને અનુરાગ ઉપજે છે, માટે તે સંગ તજશો તો સ્વસ્વરૂપમાં સ્થિત થશો. તે સંગ નહિ તજો ત્યાંસુધી સ્વસ્વરૂપમાં સ્થિત થઈ-શકશો નહિ."

પછી રાજાના ઉપદેશપ્રમાણે ભ્રાંતિથી ઉપજેલા તે તાદાત્મ્ય અધ્યાસને (દેહાદિની સાથેના એકપણાના ભ્રમને) તજીને તે વિરક્ત પુરુષ કૃતાર્થ થયા. [ક્રમશઃ]

---

## ભગવાન્ શ્રીકૃષ્ણની આદર્શ કર્મનિષ્ઠા

[ લેખકઃ-શ્રી. નર્મદાશંકર ટી. પંચોળી ]

આજના જમાનામાં ચારે વર્ણવૃક્ષનાં જીવિત પુષ્પોમાંથી કેટલાંક સ્વકર્તવ્ય વિમુખ બની ઇન્દ્રિયમનાદિકનાં રાગી બની ચાલવા લાગ્યાં છે. વિદેશીઓની લાંબાકાળની સંગતી સેવ્યા પછી લગભગ દરેક ભારતવાસીઓમાં કેવળ ભૌતિક સુખસગવડમાંજ ઇતિકર્તવ્યતા મનાઇ છે. ઐહિક અનુકૂળતા એજ આત્માના સુખનું પરમનિધાન મનાવાથી શાસ્ત્રીય વર્ણોચિત નિત્યકર્મપ્રણાલિ તદ્દન વિલુપ્ત દશાનો પરિચય આપે છે! આજે દૃષ્ટિ ફેરવતાં સમગ્ર વર્ણના કર્ણધાર મનાતા દ્વિજો (મુખ્યતઃ બ્રાહ્મણો) પણ પોતાના કર્તવ્યથી ચ્યૂત થઈ ગયા છે, તો પછી ઇતર વર્ણનું પૂછવુંજ શું?

'દ્વિજ' શબ્દથી ઓળખાતા મનુષ્યોને જાગૃત કરવા ખાતર આજે શ્રીમદ્ ભગવદ્‌ગીતાના પ્રણેતા શ્રીકૃષ્ણ પોતે પોતાના કર્તવ્યમાં કેટલા બધા આગ્રહી અને અડગ રહેતા તેનું કંઇક દિગ્દર્શન કરવા ચાહું છું.

ભગવાન્ શ્રીકૃષ્ણે ગીતાજીમાં સ્વકર્તવ્યપરાયણ રહેવા જે જે શ્લોકો શ્રીમુખે અર્જુન પ્રતિ ગાયા છે, તેનું અહીં અવતરણ કરવું સંબંધક માનું છું.

"नमे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन,
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि।
यदि ह्यहं न वर्तयं जातु कर्मण्यतन्द्रितः,
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः।
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्,
संकरस्य च कर्ता स्याम् उपहन्याम् इमाः प्रजाः।"

"હે અર્જુન! મારામાટે ત્રણ લોકમાં કોઇપણ કર્તવ્ય નથી, તથા અપ્રાપ્ત વસ્તુ પ્રાપ્ત કરવાજેવું ય મારે કંઇ રહ્યું નથી, છતાં હું પોતે કર્મમાં વર્તું છું. અગર જો હું આળસ રહિત રહી કર્મમાં ન વર્તું તો નિશ્ચય માણસો બધી રીતે મારા માર્ગ પ્રમાણે ચાલવા માંડશે; તેમજ હું—જો વર્ણોચિત કર્મ નહિ કરૂં તો લોકોનો નાશ જશે અને વર્ણસંકર પ્રજાનો સર્જક બનીને પ્રજાને બગાડનારો થઇશ."

આ મહાન્ ઉદ્દેશને પ્રજાના ભાવિ કલ્યાણના આદર્શમાટે સાક્ષાત્ સર્વશક્તિમાન્ પ્રભુ શ્રીકૃષ્ણ ક્ષત્રિયોચિત્ત નિત્યકર્મમાં પોતે અહરહઃ નિમગ્ન રહેતા હતા. આ સત્યનો વિશેષ પ્રકાશ આપવા કાજે શ્રીશુકદેવજી કહે છે કેઃ—

| પ્રાચીન કાળ | અર્વાચીન કાળ |
|---|---|
| ૧ બ્રાહ્મમુહૂર્તમાં ઊઠવું. | ૧ આઠ વાગ્યાસુધી કુંભકર્ણની પેઠે પથારીમાં પડ્યા રહેવું |
| ૨ આત્માનું ધ્યાન ધરવું. | ૨ વર્તમાનપત્ર વાંચી પ્રપંચનું સ્મરણ કરવું. |
| ૩ અ વનસ્પતિ-બાવળનું શાસ્ત્રોક્ત રીતે દાતણ કરવું. | ૩ અ બ્રશ તથા પાઉડરવડે દંતધાવન કરવાથી પરદેશની પદ્ધતિનું અનુકરણ |
| બ શુદ્ધ જળમાં સ્નાન. | બ ચરબી મિશ્રિત સાબુ તથા મદ્યયુક્ત સુગંધી દ્રવ્યો ચોપડી નળના અપવિત્ર જળવડે સ્નાન કરવું. |
| ૪ સંધ્યોપાસન | ૪ પરચર્ચા-નિંદા ને પ્રશંસામાં વખત ગાળવાની ખામીઅત |
| ૫ હવન-હોમ કરવો. | ૫ ધુમ્રપાન કરી દ્રવ્યનો ધુમાડો કરવો. |
| ૬ ગાયત્રી કે ભગવદ્ નામોનો જપ. | ૬ જપ કરનારાઓનો ઉપહાસ અને તિરસ્કાર કરી તુચ્છ ગણવાની ચેષ્ટા કર્યા કરવી. |
| ૭ બ્રાહ્મણોને ગોદાન તથા અતિથિ ભોજન | ૭ બ્રાહ્મણ-અતિથિ વગેરેને ઘર બહાર કાઢી મૂકવા અને સ્વેચ્છાપૂર્વક પોતાનુંજ પેટ ભરવાની ક્ષુદ્રવૃત્તિ. |

અંતિમમાં જે જે બંધુ પોતાની વર્ણોચિત પાત્રતામાં ગર્વ ધરાવતા હોય તેમણે જાગ્રત થઈ બની શકે તેટલા પ્રયત્ને જીવનનું નવું સર્જન કરવા પણ લેવાં. એજ પ્રાર્થના છે.

---

## "आनंदाश्रम" मासिकना ग्राहक सज्जनो आदिने विनति

સનાતનધર્મના અંગરૂપે કર્મકાંડ, ભક્તિ, યોગ તથા આત્મજ્ઞાનના ઉપદેશનો અને તેમાં પણ ખાસ કરીને તે તે અંગરૂપે શ્રીબીલખા-આનંદાશ્રમના અધિષ્ઠાતા પૂજ્યચરણ બ્રહ્મનિષ્ઠ મહાત્મા શ્રીમન્ નથુરામશર્મા-આચાર્યજીના દિવ્ય સનાતન ઉપદેશનો લાભ સનાતન-ધર્મપ્રેમી જનતાને મળ્યા કરે એ હેતુ ધ્યાનમા રાખી, પ્રથમથીજ ખર્ચમાં ખોટ ખાઇને, અને પાછળથી કાગળોની અછત તથા છપાઈ વગેરેની અતિ મોંઘવારીના કારણે ખર્ચમાં વિશેષ ખોટ ખાઇને વર્ષના માત્ર રૂા. ૧) એકના નામના લવાજમે આનંદાશ્રમ માસિક ૧૮ વર્ષથી પ્રતિમાસે નિયમિત પ્રસિદ્ધ થયા કરે છે.

આ માસિકના હાલ આશરે ૧૩૫૦ ગ્રાહકો છે, પરંતુ લવાજમની ઉપજ કરતાં ખર્ચ ઘણો વધારે થાય છે-લગભગ બમણો થાય છે-તેથી આ માસિકના વર્ષ ૧૯માથી એટલે સં ૨૦૦૬ના જ્યેષ્ઠ માસથી તેનું વાર્ષિક લવાજમ શ્રીઆનંદાશ્રમના ટ્રસ્ટી-મંડળની મિટિંગના ઠરાવપ્રમાણે રૂા. ૧) ને બદલે રૂા. ૨) રહેશે. હિંદુસ્તાન બહારના દેશોમાટેનું લવાજમ વાર્ષિક શિલિંગ ૪ ચાર થશે.

સર્વે ગ્રાહક બંધુઓને પોતાનું ચડત લવાજમ પહેલી તકે મોકલી આપવામાટે અને ગ્રાહક તરીકે ચાલુ રહેવામાટે વિનતિ કરવામાં આવે છે.

## શ્રીઆનંદાશ્રમ-બીલખાના શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલય સંબંધે

હાલ શ્રીઆનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ સનાતનધર્મવિદ્યાલયસંબંધી નીચે પ્રમાણે યોજના થયેલી છેઃ—

જે બ્રાહ્મણ વિદ્યાર્થીઓએ સરકાર માન્ય વેદાંતાચાર્યની પદવી પ્રાપ્ત કરી હોય તેવા બ્રાહ્મણ વિદ્યાર્થીઓની શુભેચ્છા હોય તો તેમને માટે આનંદાશ્રમના શ્રીદક્ષિણામૂર્તિ સનાતન ધર્મવિદ્યાલયમાં સનાતનધર્મના સિદ્ધાંતોનું, સનાતનધર્મોપદેશક શ્રેણીનું અને સનાતનધર્મને અનુરૂપ સદાચારાદિ વિષયોનું ધર્મશિક્ષણ લેવામાટે તેમ જ વિશેષ જ્ઞાનની પ્રાપ્તિને અર્થે શ્રીઆનંદાશ્રમના પુસ્તકાલયમાંથી આવશ્યક શાસ્ત્રોનું તથા અન્ય આવશ્યક સદ્ગ્રંથોનું વાચન કરવામાટે તેમજ ઉપદેશકપદ્ધતિના આનુભવિક શિક્ષણની વિચારણાર્થે પ્રબંધ કરવામાં આવ્યો છે, તેથી તેવા વિદ્યાર્થીઓએ નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવો.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા (સૌરાષ્ટ્ર)

———[ * ]———

## પરચુરણ ભેટ

### ( સંવત્ ૨૦૦૬-પોષ સુદિ ૧ થી ૩૦ સુધી )

૦-૪-૦ પરચુરણ
૦-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૨-૦ બેન શ્રીમતિ ગંગા સ્વ. ડાહીબેન
૨-૦-૦ શ્રી. કેશવલાલ જેઠાલાલ મજઠીયા
૨-૮-૦ ,, શંકરલાલ મોહનલાલ પાઠક દુધ ધરાવવા નિમિત્તે.
૦-૪-૦ ,, બાબુલાલ ત્રિભોવન-જસદણ
૧-૪-૦ ,, વલભદાસ કેશવજી-અમરેલી
૦-૨-૦ બેન હંસાબેન ભાનુલાલ-જુનાગઢ
૦-૨-૦ ,, વિમળાગૌરી ભાનુલાલ-જુનાગઢ
૧-૦-૦ ,, રૂક્ષ્મણી બેન-જુનાગઢ
૧-૦-૦ શ્રીમતિ ભાનુમતિબેન-જુનાગઢ
૧-૦-૦ શ્રી. ઈશ્વરલાલ પોપટલાલ-જુનાગઢ
૧-૦-૦ ,, જશવંતલાલ નરોતમદાસ-જુનાગઢ
૧-૦-૦ ,, શશીકુમાર દયાળસિંહ-જુનાગઢ
૧-૦-૦ ,, લક્ષ્મીદાસ મોહનલાલ-જુનાગઢ
૧-૦-૦ ,, ભાવસુખરાય ઈશ્વરલાલ-જુનાગઢ
૦-૦-૬ પરચુરણ
૦-૮-૦ શ્રી. જટાશંકર રામજી-કુંડલા
૧-૦-૦ ,, મણિશંકર શાસ્ત્રીનાં માતુશ્રી
૦-૪-૦ ગંગાસ્વ. મણિબેન-વડીયા
૧-૪-૦ શ્રી. માળી બાવાલાલ નાનજી-બીલખા
૧-૪-૦ શેઠ છગનલાલ રામજી-પોરબંદર
૧-૪-૦ શ્રી. નરભેરામ મકનજી-જામનગર
૧-૪-૦ ,, મગનલાલ મકનજી-જામનગર
૭-૫-૩ રાજકોટઆનંદાશ્રમમુમુક્ષુમંડળ
૫-૦-૦ શ્રી. રતનસી લલુભાઈ-ઉમરાળા
૧-૪-૦ ,, જગન્નાથ દેવશંકર ભટ્ટ-રાજકોટ
૮-૮-૦ સ્વર્ગસ્થ ભાઈલાલ નાનાલાલ યાજ્ઞીક તરફથી માસીક થાળ.
૧-૪-૦ સ્વ. દેવીબેનના આત્મકલ્યાણાર્થે ભેટ
૧-૦-૦ શ્રી. જયન્તિલાલ પ્રેમશંકર વ્યાસ તેમના પુત્રના લગ્નપ્રસંગની ભેટ
૦-૮-૬ પરચુરણ
૦-૪-૦ એક સારસ્વત કુટુંબ-જુનાગઢ
૦-૪-૦ દરજી લાલજી રાઘવ-કાલસારી
૦-૬-૩ પરચુરણ ભેટ
૧-૦-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૧-૪-૦ ,, વિશ્વનાથ કાળિદાસ-કુંડલા
૧-૪-૦ ,, હરિહર શિવશંકર

૫-૦-૦ શ્રી. જેશંકર કેશવજી-આજુસ
૨-૦-૦ ,, હરજી કાપાભાઈ-પોરબંદર
૫-૦-૦ ,, ભગવાનદાસ મનસુખ-મુંબઈ
શ્રીબીલખા-આનંદાશ્રમમાં મકરસંક્રાન્તિને દિવસે થયેલ મહાપૂજનની ભેટ:—
૦-૨-૦ શ્રી. નર્મદાશંકરભાઈ પંડ્યા
૦-૮-૦ શ્રીમતિ કસ્તુરબેન-બીલખા
૦-૪-૦ પૂ. વ. બ્રહ્મપ્રસાદજી
૧-૦-૦ શ્રી. અંબાશંકર ભાઈશંકર ત્રિવેદી
૦-૫-૩ ,, રતિલાલ મનોરદાસ
૧-૪-૦ ,, આશ્રિતલાલ નાનજી મહારાજા
૦-૪-૦ શાસ્ત્રીજી દયારામ મુળજી
૦-૪-૦ પૂ. બ. દલપતરામજી
૦-૨-૬ શ્રી અનંતપ્રસાદ તથા લલિતપ્રસાદ જોષી
૦-૨-૦ શ્રી. અંબાશંકર નાનજી જોષી
૦-૮-૦ શ્રીમતિ સવિતાબેન-મુંબઈ
૦-૪-૦ બેન ઉર્વશીબેન તથા સુધાબેન
૦-૨-૦ શ્રી. ત્રિવેણીબેન-બીલખા
૦-૪-૦ શ્રી. ત્રિવેણીબેન-જમાદાર
૦-૪-૦ અ. સૌ. બેન જયાબેન
૦-૨-૦ ભગવતીબેન તથા મદનગૌરીબેન
૦-૪-૦ બેન મણિબેન ભટ્ટ-બીલખા
૧-૦-૦ શ્રીમતિ મણકુંવરબેન
૧-૦-૦ ,, મણિબેન ત્રિવેદી
૦-૪-૦ શ્રી. મગનલાલ ગાભજી જોષી
૦-૬-૦ શ્રી. મુળજીભા-બીલખા
૧-૦-૦ ,, મણિબેન ભટ્ટ
૦-૬-૦ ,, નાનાલાલ શાસ્ત્રી-બીલખા
૦-૨-૦ ,, જગદીશચન્દ્ર મગનલાલ જોષી
૧-૦-૦ ,, મોરારજી છગનલાલ-જુનાગઢ
૧-૦-૦ ,, મેઘજી છગનલાલ-નિશાન
૧-૦-૦ ,, બેચરભાઈ સોની મારફત-ચોટીલા
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મહેતા-મુંબઈ
૦-૮-૦ ,, પરશુરામ મહેતા

---



## નવી આવૃત્તિ

## નવધા ભક્તિ

પૂજ્યપાદ બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રી નથુરામશર્મા-આચાર્યશ્રી સંવત ૧૯૮૦માં સુરતમાં પધાર્યા હતા. તે વેળા શ્રીબાલાજીના મંદિરમાં પોતેશ્રીએ "નવધાભક્તિ" એ વિષયપર પાંચ દિવસ પર્યંત ઘણુ મનનીય વ્યાખ્યાન આપ્યું હતું. ને તે વ્યાખ્યાન શ્રી મણિશંકર ત્રિભુવન ભટ્ટે સંગ્રહીત કર્યું હતું. તે પુસ્તકની આ દ્વિતીયાવૃત્તિ મુંબઈનિવાસી શેઠ બાબુજી જીવરાજભાઈએ પોતાના સ્વ. બંધુશ્રી રાજસી જીવરાજભાઈના આત્મકલ્યાણાર્થે ૧૧૦૦ પ્રતિ છપાવી શ્રીબીલખા-આનંદાશ્રમને અર્પણ કરી છે. મૂલ્ય રૂ. ૦-૫ ઃ પોસ્ટેજ અલગ.

મળવાનું સ્થળ—વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા
(સૌરાષ્ટ્ર)

—[ ૦ ]—

Reg. No. B. 3087.

સને ૧૯૫૦ તા. ૨૫ ફેબ્રુઆરી




## શ્રીસદ્‌ગુરુમહાપૂજન-સમાચાર

ચૈત્ર સુદિ ૯ વાર સોમવાર ( રામનવમી ) તા. ૨૭-૩-૫૦ના દિવસે સ્ટા. ટા. ૯ થી ૧૦ વાગે સવારે પૂજ્યપાદ શ્રીસદ્‌ગુરુદેવનું મહા-પૂજન માધવભુવન કાંદાવાડી-મુંબઈમાં થશે.

લિ. આનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈ.

---

શ્રીઆનંદાશ્રમ, પો. બીલખા-( સૌરાષ્ટ્ર )
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha ( Saurashtra-India ).
आनंदाश्रम

શ્રી ૫૦૧ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોમ્રિસલેન
મુંબઈ ૪

## श्रीआनंदाश्रम मुमुक्षुमंडळ-राजकोट

રાજકોટમાં ઉપરોક્ત મંડળમાં દર રવિવારે સાંજના ૪ થી ૫ એક કલાક સત્સંગ ચાલે છે, અને ભિન્નભિન્ન સ્થળોએ સર્વે ગુરુબંધુઓને ત્યાં સત્સંગને લગતો કાર્યક્રમ યોજવામાં આવે છે.

——[ * ]——

વર્ષ ૧૮ મું
ફાલ્ગુન
માર્ચ ૧૯૫૦
અંક ૯-૧૦
સંવત્ ૨૦૦૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂા. ૧-૦-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-ભીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्ज्वलः ॥

ભાવાર્થ—શ્રીનાથભગવાનના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે

# અનુક્રમણિકા



---

ઔષધાલયમાટેઃ—રૂા. ૨૫-૦-૦ શ્રી. મુકુંદરાય હરજીવનદાસ શાહ-મુંબઈ.

આ માસમાં શ્રીબીલખા આનંદાશ્રમના ઔષધાલયનો લાભ પર બંધુબહેનોએ લીધો છે, અને શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો ૨૧ બંધુબહેનોએ લાભ લીધો છે.

——[ * ]——

---

**જરૂરી**

**સૂચનાઃ—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.**

---


તંત્રી અને પ્રકાશકઃ શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઇ, વેદાંતભૂષણ
ઠે. કરણપરા, શેરી નં. ૨૯, ચંદ્રભવન-રાજકોટ ( સૌરાષ્ટ્ર )

મુદ્રણસ્થાનઃ શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ કેવળચંદ કાનજીભાઈ-ગોંડલ.



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।
અર્થ:—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.
તૈત્તિરીય–ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત ૨૦૦૬ ફાલ્ગુન [ અંક ૯–૧૦ મો

## नामस्मरणमहिमा

[ રચયિતા—શ્રી. ચોપટલાલ તારાચંદ વકીલ ]

( રાગ ધનાશ્રી )

સત્ય હરિનું નામ—જગતમાં સત્ય હરિનું નામ,
એ વિણ સર્વે મિથ્યા માનો, મરુ મરીચિકા સમાન. જગત્માં૦ ૧

સર્વે વિશ્વમાં વ્યાપી રહ્યા છે, માયાતીત મહાન;
જળ સ્થળ નભમાં એહ વસે છે, આત્મારામ અકામ જગત્માં૦ ૨

નામ સ્મરણથી ધ્રુવજી પામ્યા, અવિચળપદ આરામ,
અજામીલ ગુણિકા શબરીને, આપ્યું પોતાનું ધામ. જગત્માં૦ ૩

દુસ્તર માયા જગમાં હરિની, ભૂલાવે સૌને ભાન;
એ માયા પ્રભુનામે તરાયે, થાયે દૂર અજ્ઞાન. જગત્માં૦ ૪

આર્તનાદ સુણી ગજપશુનો, વેગે ધસ્યા મોરાર;
એક પલકમાં ગ્રાહના મુખથી, ગજનો કીધો ઉદ્ધાર. જગત્માં૦ ૫

દુ:ખિત હૃદયે દ્રુપદસુતાએ, સ્મરણ કર્યું કિરતાર,
અણવાણે પાયે વારે ધાયા, પટકુળ પૂર્યાં હજાર. જગત્માં૦ ૬

સુધનવાનું સંકટ ટાળ્યું, કરુણા કરીને કૃપાળ;
તાતી કઢા શીતળ કરીને, ઉગાર્યો સુધનવા બાળ. જગત્માં૦ ૭

દશરથની ત્રણ હત્યાઓ, ગઈ-નામ સ્મરણથી દૂર;
પીડા પેખી પ્રહ્‌લાદજીની, હણ્યો હિરણ્ય કશ્યપાસુર. જગત્માં૦ ૮

પ્રભુને નામે પત્થર તાર્યા, બાંધી સાગર પાજ;
માનવી જો શુદ્ધ મનથી સ્મરશે, સરસે સઘળાં કાજ. જગત્માં૦ ૯

પુરુષોત્તમ પ્રભુ પ્રકટ બિરાજે, બિલ્વક્ષેત્ર મોઝાર;
ભાવે ભજતાં ત્રિવિધ તાપો, હરશે જગદાધાર. જગત્માં૦ ૧૦

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઈશ્વરની તથા પોતાના શ્રીસદ્‌ગુરુની છલકપટ તથા દંભવિનાની ભક્તિ કરવા ઇચ્છનારે તેમની સાથેના કોઈપણ વ્યવહારમાં છલ, કપટ કે અસત્ય ભાષણરૂપ પાપ કરવું નહિ. પોતાના મનમાં તેમને વિષે શ્રદ્ધા ન હોય છતાં ઉપરથી શ્રદ્ધાનો ડોળ કરવો નહિ. તેમને પરમાત્મારૂપ સમજી ઘણામાં ઘણા પ્રેમભાવથી સાવધાનતાપૂર્વક વિવેક રાખી તેમની સેવા કરવી.

સદ્‌ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો મંત્ર શ્રદ્ધાપ્રીતિથી નિયમિતરીતે જપવામાં આવે તો તેથી વ્યવહારમાં ને પરમાર્થમાં ઉન્નતિ થાય છે. જપ કરનારના અંતઃકરણમાં પાપકર્મ વધારે હોય તો તેની મોડી ઉન્નતિ થાય છે.

એકનિષ્ઠા, શ્રદ્ધા અને ઉમંગ રાખી પૂર્વાપરનો વિચાર કરી વ્યવહાર-પરમાર્થમાં વર્તશો તો સુખી થશો.

સુખદુઃખ ચેતનના આભાસવાળા અંતઃકરણને થાય છે.

જન્મમરણ બ્રહ્મમાં કલ્પાયેલા જીવને વા ચિદાભાસને થાય છે.

જિજ્ઞાસુએ વિષયોમાં વૈરાગ્ય ઉપજાવવાનો છે, અને તે વૈરાગ્ય દોષદર્શનવિના ઉપજે નહિ, માટે તેણે શબ્દાદિ વિષયોમાં અને તેનાં ઉપકરણોમાં દોષદર્શન કર્યા કરવું, તેણે અન્ય પ્રાણિપદાર્થોના દોષો ન જોતાં તેમાં જે ન્યૂનાધિક ગુણ રહેલો હોય તે જોવાનો સારગ્રાહી બુદ્ધિવડે સ્વભાવ રાખવો, કે જેથી દ્વેષ ને ઇર્ષ્યા ઇત્યાદિ દોષો તેના અંતઃકરણમાં આવિર્ભાવ ન પામે.

ત્રિવિધ તાપરૂપ ઉષ્ણજલથી ભરેલો અને મનોવિકારરૂપ મોટાં મોજાંઓથી ઊછળતો આ ભવસાગર સુખરૂપે તરી જવામાટે પરમાત્માના ચરણકમલરૂપ દૃઢ ને વિશાળ નૌકાનો મનુષ્યે આશ્રય લેવો જોઇએ. તે નૌકામાં શુદ્ધભાવથી સુસ્થિરપણે બેસવાથી અનાયાસે ભવસાગર તરી શકાશે.

"તુઝે દુરાની ક્યા પડી, તું અપની નિવેડ;
તેરા નાવ સમુદ્રમેં, ખેડ ખેડ અરુ ખેડ."
"નારાયણ તું આપકા, ઘરકું પ્રથમ બુહાર;
જો ચાહે તો ઓરકા, ઘરકું ફેર નિહાર." (ચાલુ)

——[ * ]——

# યોગ

## [ લેખક —પૂજ્યપાદ શ્રીમન્નાથ ભગવાન્ ]

[ નોંધ.—પૂજ્યપાદ કૃપાનાથની અનુમતિથી સં. ૧૯૬૯ની સાલમાં અમદાવાદમાંથી "યોગ" નામનું પાક્ષિક પ્રકટ થતું હતું. આ પાક્ષિકના તંત્રી અને પ્રકાશક સદ્‌ગત હરિદાસ મેઘજી પારેખ હતા. સદ્‌ગત શ્રી હરિદાસભાઈ પૂજ્યપાદ કૃપાનાથના એક જૂના અનન્ય ભક્ત હતા. આ "યોગ" નામનો લેખ તેમના પુત્ર શ્રી. અજિતરાય હરિદાસ પારેખના સંગ્રહમાંથી સંપ્રાપ્ત થતા પ્રકટ કરવામાં આવે છે ]

જેણે પોતાના અંતઃકરણની વૃત્તિઓને બ્રહ્મમાં એકાગ્ર કરવાનું વા તેમનો નિરોધ કરવાનું બળ પ્રાપ્ત કર્યું છે તે યોગી છે. આવા બળને જેણે પ્રાપ્ત કર્યું નથી તે વાસ્તવિક યોગી નથી. માત્ર પાંચ ધુણી તાપનારને, ચોરાસી ધુણી તાપનારને, નીચે તાપ કરી તે ઉપર ઉંધે માથે લટકનારને, આખે શરીરે રાખ ચોળીને ફરનારને, શરીરપર પુષ્કળ લોઢુ ધારણ કરીને ફરનારને, ઉપસ્થમાં લોઢાની કડી નાંખીને ફરનારને, હાથ પર નાના પ્રકારના રંગીન કપડાઓના કટકાઓ તથા કઠા ને માદળીઆં કે ડોડીઓ બાંધીને ફરનારને, પુષ્કળ ગાંજો વા ભાંગ પીનારને, ભગવાં વસ્ત્ર પહેરનારને, નગ્ન ફરનારને, ફલાહાર કરનારને, દૂધ પીને રહેનારને, નેતિ જાણનારને, કોઈ પ્રકારની ધૌતિ જાણનારને, ત્રાટક જાણનારને, ગજકરણી જાણનારને, કપાળભાતિ જાણનારને, પાણી ઉપર તરનારને, ઉંધે માથે રહેનારને, જાતજાતના આસનો જાણનારને, ચિત્તભ્રાંતિવડે નાના પ્રકારના દેખાવો જોનારને, કે પ્રાણાયામ કરનારને યોગીનું નામ આપવુ યોગ્ય નથી.

અજ્ઞાની લોકો યોગનું સ્વરૂપ નહિ જાણતા હોવાથી ઘણા મિથ્યાભાષી ને વંચક મનુષ્યો યોગીનું નામ ધારણ કરી તેમને ઠગે છે, તથા વિપરીત માર્ગે ચઢાવે છે. અંતઃકરણની પવિત્રતાવિના યોગની પ્રાપ્તિ થતી નથી એમ નહિ જાણનારા યોગનું માહાત્મ્ય સાંભળી શીઘ્ર યોગની પ્રાપ્તિ કરી લેવા તથા યોગી બની જઈ ચમત્કાર કરી દેખાડવાની તથા લોકોમાં માન મેળવવાની લાલસાએ દીવામાં પતંગો પડે તેવી રીતે તેઓ પૂર્વોક્ત વંચકોના ભોગ થઈ પડે છે, ને પોતાનું જીવતર બગાડે છે વંચકોના ભોગ થઇ પડેલા મનુષ્યો પોતે પણ વંચક થાય છે, પોતાનું અંતઃકરણ સુધારવા કંઈ પ્રયત્ન કરતા નથી, અને દ્રવ્ય ને માનાદિની તૃષ્ણાએ સાચા યોગીઓનો પરોક્ષમાં દ્વેષ ક્યાં કરે છે.

યોગની પ્રાપ્તિ અંતઃકરણના યોગ્ય અધિકારવિના નહિ થતી હોવાથી હાટ માંડીને ગમે તેને અમુક સમયમાં યોગ શીખવી દેવાનું જણાવવુ એ પણ સત્ય કથન નથી.

યોગને નામે ઘણા પ્રકારની ઠગાઇઓ ચલાવી ઘણા નામધારક યોગીઓ થઈ પડવાથી સામાન્ય માણસોના યોગજેવા ઉત્તમ વિષયની હાંસી થાય છે, ને ઘણા જિજ્ઞાસુઓને પોતાના માર્ગમાં આગળ વધવામા વિઘ્નરૂપ થઈ પડે છે.

યોગમાં પ્રવેશ કરી પોતાનાં મનુષ્યજન્મની સફળતા કરવા ઇચ્છનાર મનુષ્યે પ્રથમ કોઈ પ્રામાણિક પુરુષદ્વારા યોગનું સ્વરૂપ જાણવા પ્રયત્ન કરી યોગનું સ્વરૂપ જાણવું. પછી પોતાના દેશમાં જે યોગમા નિપુણ પુરુષ હોય તેમનો કેટલોક સમય સત્સંગ કરી પછી તેમનું શરણગ્રહણ કરી યોગના અનુષ્ઠાનમાં પ્રવૃત્તિ કરવી

સજ્જનો ! યોગી તથા અયોગીને તેમનો સંગ કરી તેમનાં લક્ષણોવડે ઓળખો. પછી યોગીનો સંગ કરો, ને અયોગીની ઉપેક્ષા કરો.

દશરથની ત્રણ હત્યાઓ, ગઈ–નામ સ્મરણથી દૂર;
પીડા પેખી પ્રહ્‌લાદજીની, હણ્યો હિરણ્ય કશ્યપાસુર. જગત્માં૦ ૮
પ્રભુને નામે પત્થર તાર્યાં, બાંધી સાગર પાજ;
માનવી જો શુદ્ધ મનથી સ્મરશે, સરસે સઘળાં કાજ. જગત્માં૦ ૯
પુરુષોત્તમ પ્રભુ પ્રકટ બિરાજે, બિલ્વક્ષેત્ર મોઝાર;
ભાવે ભજતાં ત્રિવિધ તાપો, હરશે જગદાધાર. જગત્માં૦ ૧૦

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

ઈશ્વરની તથા પોતાના શ્રીસદ્‌ગુરુની છલકપટ તથા દંભવિનાની ભક્તિ કરવા ઇચ્છનારે તેમની સાથેના કોઈપણ વ્યવહારમાં છલ, કપટ કે અસત્ય ભાષણરૂપ પાપ કરવું નહિ. પોતાના મનમાં તેમને વિષે શ્રદ્ધા ન હોય છતાં ઉપરથી શ્રદ્ધાનો ડાળ કરવો નહિ. તેમને પરમાત્મારૂપ સમજી ઘણામાં ઘણા પ્રેમભાવથી સાવધાનતાપૂર્વક વિવેક રાખી તેમની સેવા કરવી.

સદ્‌ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો મંત્ર શ્રદ્ધાપ્રીતિથી નિયમિતરીતે જપવામાં આવે તો તેથી વ્યવહારમાં ને પરમાર્થમાં ઉન્નતિ થાય છે. જપ કરનારના અંતઃકરણમાં પાપકર્મ વધારે હોય તો તેની મોડી ઉન્નતિ થાય છે.

એકનિષ્ઠા, શ્રદ્ધા અને ઉમંગ રાખી પૂર્વાપરનો વિચાર કરી વ્યવહાર-પરમાર્થમાં વર્તશો તો સુખી થશો.

સુખદુઃખ ચેતનના આભાસવાળા અંતઃકરણને થાય છે.

જન્મમરણ બ્રહ્મમાં કલ્પાયેલા જીવને વા ચિદાભાસને થાય છે.

જિજ્ઞાસુએ વિષયોમાં વૈરાગ્ય ઉપજાવવાનો છે, અને તે વૈરાગ્ય દોષદર્શનવિના ઉપજે નહિ, માટે તેણે શબ્દાદિ વિષયોમાં અને તેનાં ઉપકરણોમાં દોષદર્શન કર્યા કરવું, તેણે અન્ય પ્રાણિપદાર્થના દોષો ન જોતાં તેમાં જે ન્યૂનાધિક ગુણ રહેલો હોય તે જોવાનો સારગ્રાહી બુદ્ધિવડે સ્વભાવ રાખવો, કે જેથી દ્વેષ ને ઇર્ષ્યા ઇત્યાદિ દોષો તેના અંતઃકરણમાં આવિર્ભાવ ન પામે.

ત્રિવિધ તાપરૂપ ઉષ્ણજલથી ભરેલો અને મનોવિકારરૂપ મોટાં મોજાંઓથી ઊછળતો આ ભવસાગર સુખરૂપે તરી જવામાટે પરમાત્માના ચરણકમલરૂપ દૃઢ ને વિશાળ નૌકાનો મનુષ્યે આશ્રય લેવો જોઇએ. તે નૌકામાં શુદ્ધભાવથી સુસ્થિરપણે બેસવાથી અનાયાસે ભવસાગર તરી શકાશે.

"તુઝે દુરાની કહા પડી, તું અપની નિવેડ;
તેરા નાવ સમુદ્રમેં, બેડ બેડ અરુ બેડ."
"નારાયણ તું આપકા, ઘરકું પ્રથમ બુહાર;
જો ચાહે તો ઓરકા, ઘરકું ફેર નિહાર." (ચાલુ)

——[ * ]——

अस्मिता साक्षात्कारवतो अस्मिता। અને અસ્મિતા–વિષયમાં સાક્ષાત્કારવાળી પ્રજ્ઞા જે સંપ્રજ્ઞાતસમાધિમાં થાય તે સંપ્રજ્ઞાતસમાધિ અસ્મિતાસંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે.

अस्मिता आत्मना सहैकीभूता बुद्धिः ॥ १७ ॥ અસ્મિતા એટલે આત્માસાથે એકભાવને પામેલી બુદ્ધિ.

ભાષ્ય.—अथोपायद्वयेन निरुद्धचित्तवृत्तेः कथमुच्यते संप्रज्ञातः समाधिरिति। હવે અભ્યાસ અને વૈરાગ્ય એ બે ઉપાયોવડે નિરોધ પામેલી ચિત્તવૃત્તિને સમાધિમાં કયા સમાધિને સંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં આવે છે તે કહે છે.

वितर्कविचारानंदास्मितारूपानुगमात् संप्रज्ञात.। જે સમાધિમાં વિતર્ક વિચાર આનંદ ને અસ્મિતાના રૂપોનો અનુગમ હોય તે સમાધિ એ કારણે સંપ્રજ્ઞાતસમાધિ છે.

वितर्कश्चित्तस्यालंबने स्थूल आभोग। જે સંપ્રજ્ઞાતસમાધિમાં સમાધિના આલંબનનો વિષય સ્થૂળ હોય તે સમાધિને વિતર્કસંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં આવે છે

सूक्ष्मो विचारः। જે સંપ્રજ્ઞાતસમાધિમાં સમાધિના આલંબનનો વિષય સૂક્ષ્મ હોય તે સમાધિને વિચારસંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં આવે છે.

आनंदोऽह्लादः। જે સંપ્રજ્ઞાતસમાધિમાં સમાધિના આલંબનનો વિષય આહ્લાદ હોય તે સમાધિને આનંદસંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં આવે છે.

एकात्मिका संविदस्मिता। જે સંપ્રજ્ઞાતસમાધિમાં સમાધિના આલંબનનો વિષય આત્માસાથે એકભાવને પામેલી બુદ્ધિ હોય તે સમાધિને અસ્મિતાસંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં આવે છે.

तत्र प्रथमश्चतुष्टयानुगतः समाधि सवितर्कः। ત્યાં પહેલો સવિતર્કસમાધિ વિતર્ક વિચાર આનંદ ને અસ્મિતા એ ચારેના અનુગમવાળો હોય છે.

द्वितीयो वितर्कविकल। બીજો સવિચારસમાધિ વિતર્કવિનાનો એટલે વિચાર આનંદ ને અસ્મિતા એ ત્રણના અનુગમવાળો હોય છે.

तृतीयो विचारविकल सानंद.। ત્રીજો સાનંદસમાધિ વિચારવિનાનો એટલે આનંદ અને અસ્મિતા એ બેના અનુગમવાળો હોય છે.

चतुर्थस्तद्विकलोऽस्मितामात्र इति। ચોથો સાસ્મિતસમાધિ આનંદથી પણ રહિત માત્ર એક અસ્મિતાના અનુગમવાળો હોય છે.

सर्व एते सालंबना समाधयः ॥ १७ ॥ આ સર્વે સમાધિઓ આલંબનવાળા હોવાથી સંપ્રજ્ઞાતસમાધિઓ છે.

અનુવાદ—પુરુષ ચિત્તમાં સ્થિતિ કરી રહે ત્યાંસુધી પુરુષની ચેતનાવડે ચેતનાવાળું થઈ જડ ચિત્ત ચૈત્યને આકારે વૃત્તિઓરૂપે પરિણામ પામ્યા જ કરે.

અને પુરુષ ચિત્તને જ પોતાનું સ્વરૂપ માને ત્યાંસુધી પુરુષ ચિત્તમાં જ સ્થિતિ કરી રહે એ સ્વાભાવિક છે.

તેથી પુરુષ ચિત્તને પોતાનું સ્વરૂપ માને ત્યાં સુધી ચિત્તની નિરોધઅવસ્થા વા ચિત્તની સર્વે વૃત્તિઓના નિરોધરૂપ ચિત્તની અવૃત્તિક અવસ્થા સિદ્ધ થવાનો સંભવ ન થાય.

જો પુરુષ ચિત્તના જડસ્વરૂપનો તથા પોતાના ચેતન સ્વરૂપનો વિવેક કરે તો જડચિત્તને તે પોતાનું સ્વરૂપ માનતો અટકે તથા તેથી પછી જડચિત્તમાં સ્થિત ન રહેતાં તે ચૈતન્યસ્વરૂપમાં સ્થિતિ કરતો થાય.

માટે ચિત્તના જડસ્વરૂપનો તથા પોતાનાં ચૈતન્યસ્વરૂપનો વિવેક કરી પુરુષે ચૈતન્યસ્વરૂપમાં સ્થિતિ કરવાના યત્નરૂપ અભ્યાસને તથા ચૈતન્યસ્વરૂપમાં સ્થિતિ કરવામાં વિઘ્ન ઊભું કરનારા ચૈત્યવિષયોમાં રહેલા રાગની નિવૃત્તિરૂપ વૈરાગ્યને પ્રથમ સાધી ચૈતન્યમાં સ્થિતિ કરવાના યત્નનો પરિપાક થતાં જ્યારે પુરુષને ચૈતન્યસ્વરૂપનો યથાર્થ સાક્ષાત્કાર થાય ત્યારે પછી ચિત્તમાં પણ રહેલા રાગની નિવૃત્તિરૂપ વૈરાગ્યને સાધી ચૈતન્યસ્વરૂપમાં સદાને માટે અવસ્થાન કરી રહેવારૂપ ઉપાયને ત્રીજા પરિચ્છેદમાં કહ્યો.

ત્રીજા પરિચ્છેદમાં કહેલા એ ઉપાયમાં જો પુરુષને ફળ ન પડે તો હવે ચિત્તની નિરોધ અવસ્થા ઉપજાવવાના વા ચિત્તની સર્વે વૃત્તિઓના નિરોધવાળી ચિત્તની અવસ્થા ઉપજાવવાના સમાધિરૂપ ઉપાયને આ ચોથા પરિચ્છેદમાં કહ્યો છે.

સંપૂર્ણ વા સમ્યક્ એટલે જેવો ઘટે તેવા આધિ એટલે સ્થાપનને સમાધિ કહેવામાં આવે છે.

ચિત્તના સંપૂર્ણ વા સમ્યક્ સ્થાપનને ચિત્તનો સમાધિ કહેવામાં આવે છે.

ચિત્તનું સ્થાપન કરવાના દેશ બે છે.

એક તો ચૈત્યવિષયોમાંનો કોઈ પણ વિષય ચિત્તનું સ્થાપન કરવાનો દેશ છે.

અને બીજો દેશ ચિત્તનું ગોલક છે.

ચૈત્યવિષયોમાંના કોઈ વિષયમાં ચિત્તનું સ્થાપન તો ચિત્તની વૃત્તિદ્વારા જ થાય.

જે વિષયમાં ચિત્તને સ્થાપન કરવું હોય તે વિષયનું વૃત્તિવડે ચિત્ત આલંબન કરે.

આલંબનવાળા વિષયને આકારે જ ચિત્તની સર્વે વૃત્તિઓનો પ્રવાહ વહ્યા કરે અને બીજા કોઈ વિષયને આકારે વૃત્તિ થવા ન પામે એ આલંબનવાળા વિષયનું વૃત્તિનું આલંબન થયું કહેવાય.

અથવા ચિત્ત આલંબનવાળા વિષયમાં તન્મય વા તદાકાર થઈ રહે એ આલંબનવાળા વિષયનું વૃત્તિનું આલંબન કહેવાય.

સંચિત થયેલા સંસ્કારોમાંના કોઈ એક સંસ્કારમાં ચિત્ત સ્વપ્નઅવસ્થામાં પરવશપણે જેવું તન્મય વા તદાકાર થઈ રહે છે તેવું તન્મય વા તેવું તદાકાર આલંબનના વિષયમાં ચિત્તને ઇચ્છાપૂર્વક કરવામાં આવે ત્યારે ચિત્ત આલંબનના વિષયમાં તન્મય વા તદાકાર થયું કહેવાય.

એવી તન્મયતા વા તદાકારતાના પરિપાકે ચિત્તનું આલંબનના વિષયમાં જ્યારે સંપૂર્ણ સમ્યક્ સ્થાપન થાય ત્યારે આલંબનવાળા વિષયનો પુરુષને સ્પષ્ટ સાક્ષાત્કાર થાય એટલે તે વાસ્તવિક સ્થિતિમાં જેવો હોય તેવો સ્પષ્ટ જણાઈ રહે.

સ્વપ્નઅવસ્થામાં જે સંસ્કારમાં ચિત્ત પરવશપણે તન્મય વા તદાકાર થયું હોય તે સંસ્કારના વિષયનું પુરુષને જેમ અસ્પષ્ટ વા કવચિત્ સ્પષ્ટ પ્રત્યક્ષ જેવું પ્રત્યક્ષ થાય છે

તેમ સમાધિ અવસ્થામાં જે વિષયમાં સ્વસ્થપણે ચિત્તનું સ્થાપન કરવામાં આવ્યું હોય તે વિષયનો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય છે

સ્વપ્નસમયનું પ્રત્યક્ષ બહુધા તમસ્વડે અભિભૂત તથા અવાસ્તવિક સ્થિતિનું હોય છે અને સમાધિ અવસ્થાનો સાક્ષાત્કાર વાસ્તવિક અને સત્વોદ્રેકથી ઉજ્જ્વલ હોવાથી જાગ્રત્અવસ્થા સમયના પ્રત્યક્ષથી પણ અધિક સ્પષ્ટ હોય છે.

પુરુષના ચૈતન્યસ્વરૂપને આ સમાધિનો વિષય કરવાથી પુરુષને ચૈતન્યસ્વરૂપનો સાક્ષાત્કાર થાય.

પણ પછી ચૈતન્યસ્વરૂપમાં પોતાનું અવસ્થાન કરવા માટે પુરુષે તેમાં સ્થિતિ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો રહે

સમાધિના વિષયમાં ચિત્તનું સ્થાપન થયા પછી સમાધિના વિષયથી છુટું પડીને ચિત્ત સમાધિના વિષયનો સાક્ષાત્ કરે એ સભવતું નથી માટે સમાધિના પરિપાકે ચિત્ત અને ચિત્તસાથે પુરુષ સમાધિના વિષયસાથે એકાકાર વા એકભાવને પામી જાય. પછી સમાધિના વિષયમાથે એકાકાર થવા વા. એકભાવને પામવામાટે પુરુષને જુદા પ્રયત્નની અગત્ય ન રહેવી જોઈએ તથા તેથી ચૈતન્યસ્વરૂપમાં ચિત્તને સ્થાપન કર્યા પછી તેમાં અવસ્થાન પામી રહેવા માટે પુરુષને કોઈ વિશેષ પ્રયત્નની-અગત્ય ન રહેવી જોઈએ, ઉલટું પુરુષને સમાધિનો વિષય જુદારૂપે સાક્ષાત્ થવો શક્ય ન હોય, અને જો જુદારૂપે સાક્ષાત્ થવાનો સભવ હોય તો સમાધિના વિષયમાં ચિત્તનું પૂરૂં સ્થાપન નથી થયુ એમ જ માનવુ જોઈએ આ આદિ કારણોથી કહેવામાં આવે છે તેવો સંપ્રજ્ઞાતના રૂપનો કોઈ સમાધિ હોય નહિ એવી શકા કરવી યોગ્ય નથી.

કારણ કે સવૃત્તિક સમાધિનો આરભ જ વૃત્તિવડે થાય છે એટલે સવૃત્તિક સમાધિમાં વૃત્તિનો અંતર્ગત સદ્ભાવ હોય છે અને વૃત્તિનો સદ્ભાવ હોય છે તેથી પુરુષનું જે આ પ્રસિદ્ધ પુરુષરૂપ છે તેનો પણ સદ્ભાવ હોય છે એમ જ માનવુ જોઈએ.

પુરુષનું જે આ પ્રસિદ્ધ પુરુષરૂપ છે તે ચિત્તસાથેની એકતાવાળું છે એટલે પુરુષ કાં તો ચિત્તમા પોતાપણુ માને છે એટલે પોતે ચિત્ત છે એમ માને છે ને કાં પોતે ચિત્તનો સ્વામી ચિત્તથી જુદો કોઈ છે એમ માને છે

સંપ્રજ્ઞાતસમાધિમાં આવા પુરુષરૂપનો અંતર્ગત સદ્ભાવ હોય છે અને સમાધિના વિષયનો સાક્ષાત્કાર કરવાના, આશયથી સપ્રજ્ઞાતસમાધિનો પ્રયોગ કરવામાં આવે છે તેથી સમાધિના પરિપાકે સમાધિના વિષયનો પુરુષને સાક્ષાત્કાર થાય એ સંભવે છે. સપ્રજ્ઞાત-સમાધિમાં સમાધિના વિષયમાં પુરુષનું અવસ્થાન થાય એજ સંભવતું નથી.

વાસ્તવિક સ્થિતિમાં જે ચિત્ત છે તે પુરુષનો દેહ છે, અને એ ચિત્તમાં પ્રસિદ્ધ પ્રત્યક્ષ એવા સ્થૂળ કોટીના દેહનો, અપ્રત્યક્ષ એવા સૂક્ષ્મકોટિના દેહનો, તથા અત્યંત અપ્રત્યક્ષ એવા કારણકોટિના દેહનો સમાવેશ થાય છે.

આ સૂત્રમાં પ્રસિદ્ધ પ્રત્યક્ષ એવા સ્થૂળ કોટિના દેહને વિતર્ક કહ્યો છે કલ્પનાને વિતર્ક કહેવામાં આવે છે પ્રત્યક્ષ અને પરિચ્છિન્ન પરિમાણનો હોવાથી સ્થૂળ પદાર્થ નામ અને રૂપની કલ્પનાને પાત્ર હોય છે તેથી સ્થૂળ પદાર્થને વિતર્ક કહેવામાં આવે છે.

સૂક્ષ્મકોટિનો પદાર્થ પ્રત્યક્ષ ન હોવાથી નામ અને રૂપની કલ્પનાને પાત્ર ન હોય, પણ વિચારવડે તે જાણી શકાય એવો હોય છે, તેથી સૂક્ષ્મ કોટિના પદાર્થને વિચાર કહેવામાં આવે છે. આ સૂત્રમાં એ કારણે સૂક્ષ્મ કોટિના દેહને વિચાર કહ્યો છે.

અત્યંત સૂક્ષ્મકારણ કોટિનો પદાર્થ વિચારવડે પણ જાણી શકાય એવો હોતો નથી પણ તેમાં સ્થિતિ કરવાથી પુરુષને અસુખ અળપાઈ જાય છે ને સુખ થાય છે તેથી કારણ કોટિના પદાર્થને આનંદ કહેવામાં આવે છે. કારણદેહને એ કારણે આ સૂત્રમાં આનંદ કહ્યો છે.

આ ત્રણે કોટિના દેહોમાં પોતાપણું વા પોતાનાપણું કરી રહેનારા એટલે તે તે દેહ હું છું એમ તથા મારો છે એમ માની રહેનારા પુરુષને આ સૂત્રમાં અસ્મિતા કહ્યો છે.

એ રીતે પુરુષ સ્થૂળ દેહનો અભિમાની છે, સૂક્ષ્મ દેહનો અભિમાની છે, કારણ દેહનો અભિમાની છે, તથા તે તે પ્રત્યેક દેહનો પોતે દેહી છે એમ દેહીપણાનો પણ અભિમાની છે.

પુરુષનાં આ સર્વે અભિમાનોનો જેવા ને તેવા રૂપમાં સંપ્રજ્ઞાતસમાધિમાં અંતર્ગત સદ્ભાવ ચાલુ રહેતો હોવાથી સંપ્રજ્ઞાતસમાધિની અવસ્થામાં સમાધિ કરનાર પુરુષનું પુરુષપણું જેમ જેવું ને તેવું રહેલું હોય છે તેમજ સમાધિના વિષયનું વિષયરૂપ પણ જેવું ને તેવું ચાલુ રહેલું હોય છે, તેથી સંપ્રજ્ઞાતસમાધિની અવસ્થામાં સમાધિ કરનારનો તથા સમાધિના વિષયનો અભેદ શક્ય નથી પણ તે બે વચ્ચે જ્ઞાતા અને જ્ઞેયની સ્થિતિનો વ્યવહાર શક્ય છે.

ચૈતન્ય પુરુષનું સ્વરૂપ હોવાથી સંપ્રજ્ઞાત કહેવાતા સમાધિની અવસ્થામાં પણ ચૈતન્યમાં પુરુષનો અભેદ શક્ય છે એવી શંકા કરવી પણ યોગ્ય નથી.

કારણકે સવૃત્તિક સમાધિનો વિષય ચૈતન્ય હોય ત્યારે પણ પુરુષનું પુરુષરૂપ જેવું ને તેવું રહેલું હોય છે અને ચૈતન્ય પુરુષનું સ્વરૂપ હોવાથી વાસ્તવિક સ્થિતિમાં પુરુષથી જુદા રૂપે જણાવું શક્ય નથી છતાં સંપ્રજ્ઞાતસમાધિમાં પુરુષને તેના ચૈતન્ય સ્વરૂપનો સાક્ષાત્કાર થતો હોવાનું જે કહેવામાં આવે છે તે ચૈતન્યના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર હોતો નથી પણ વાસ્તવિક સ્વરૂપનું ચિત્તમાં પ્રતિબિમ્બ પડે છે તેને તેનો સાક્ષાત્કાર કહેવામાં આવે છે. એવો સાક્ષાત્કાર થયા પછી પણ એ કારણે સાક્ષાત્કારવાળા સ્વરૂપની લક્ષણા લઈ તેમાં અભેદભાવે સ્થિતિ કરવાનું કાર્ય બાકી રહે છે તે પૂરું થતાં વાસ્તવિક સ્વરૂપમાં પુરુષનું અવસ્થાન થાય છે.

દેહોનું તથા દેહીપણાનું અભિમાન જે સમાધિમાં અંતર્ગત ચાલુ રહેતું નથી એવા સમાધિમાં પુરુષનું ચૈતન્યના વાસ્તવિક સ્વરૂમાં સીધું અવસ્થાન થાય છે પણ એ સમાધિમાં પુરુષના સાક્ષાત્કારનો વિષય ન થાય તેથી એ સમાધિને અસંપ્રજ્ઞાતસમાધિ કહેવામાં :વે છે.

એ અસંપ્રજ્ઞાતસમાધિનું સાધન તથા સ્વરૂપ ૧૮ મા સૂત્રમાં કહ્યું છે.

# ભારતવર્ષની સંસ્કૃતિ

[ લેખક–શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ–વેદાંતભૂષણ ]

આજ રાજકારણના કર્મચારીઓ ભારતવર્ષની સંસ્કૃતિની ક્વચિત્ તો ભારોભાર પ્રશંસા કરે છે તે એટલેસુધી કે અન્ય દેશોની જનતાઓને પણ તેમાંથી ઘણી ઘણી પ્રેરણાઓ મળે એમ છે એમ તેઓ કહે છે.

એજ મુખે તેઓ ભારતવર્ષની સંસ્કૃતિની નિંદા પણ ભારોભાર કરે છે તે એટલે સુધી કે કુળ, જાતિ, જ્ઞાતિ, વર્ણ આદિ અનેક નિમિત્તોથી મનુષ્ય અને મનુષ્યવચ્ચે અસમાનતાનું વિષ પેદા કરી જનતામાં વિખવાદ ઉપજાવનારી સંસ્કૃતિ એજ છે એમ પણ તેઓ જોરથી કહે છે એટલુંજ નહિ પણ એ સંસ્કૃતિએ ઊભી કરેલી અસમાનતાને સુધારા-વધારા કે નવા ધારાથી નાબુદ કરવા તેઓ વહેવામાં વહેલી તક ઝડપી લેવા તત્પર રહે છે.

હવે ભારતવર્ષની સંસ્કૃતિના સંબંધની વાસ્તવિક સ્થિતિ તો એવી છે કે એ સંસ્કૃતિ ભારતવર્ષની જનતાને કોઈ રાજ્યના રાજાએ, રાજ્યસત્તાએ કે રાજ્યની ધારાસભાએ આપેલી નથી તેમજ કોઈ રાષ્ટ્રના પ્રમુખે કે રાષ્ટ્રસત્તાએ કે રાષ્ટ્રની ધારાસભાએ આપેલી નથી.

ભારતવર્ષની એ સંસ્કૃતિ ભારતની જનતાને ભારતવર્ષના એ ઋષિમુનિઓએ આપેલી છે કે જે ઋષિમુનિઓ તપ અને સમાધિના દિવ્ય પ્રયોગોવડે ઋતંભરાપ્રજ્ઞાને પ્રાપ્ત થયેલા હતા.

સત્યનેજ ઋત કહેવામા આવે છે, પણ બુદ્ધિની ચાલવણીથી સિદ્ધ કરેલા સત્યને ઋત કહેવામાં નથી આવતું.

સર્વોત્કૃષ્ટ પ્રત્યક્ષને ઉપજાવનારા સમાધિવડે સિદ્ધ કરેલા સત્યનેજ ઋત કહેવામાં આવે છે.

બુદ્ધિની ચાલવણીવડે સિદ્ધ કરેલું સત્ય કદીક પણ અસત્ય ઠરવાનો સંભવ હોય.

સમાધિવડે સિદ્ધ કરેલું સત્ય કદીય અસત્ય ન ઠરે.

સમાધિના સુદૃઢ અભ્યાસવડે જે બુદ્ધિમાં ઋતજ ભરેલું હોય તે બુદ્ધિને ઋતંભરાપ્રજ્ઞા કહેવામા આવે છે.

આવી ઋતંભરાપ્રજ્ઞાને પ્રાપ્ત થયેલા ઋષિમુનિઓએ આપેલી સંસ્કૃતિમા અલ્પજેટલું પણ અનૃત હોવાનો સંભવ નથી તેથી એ સંસ્કૃતિના અનુસરણવડે જનતાનું હિત જ હિત થવાનો સંભવ હોય અને તેથી સર્વ દેશોની જનતાઓને તેમાથી ઘણી સારી સારી પ્રેરણાઓ મળે તે કેવળ સ્વાભાવિક છે.

પણ એ સંસ્કૃતિમા અસમાનતાનું વિષ ઉપજાવવાનો જે આરોપ ઓઢાડવામાં આવે છે તે કોઈ રીતે સાચો ન હોય.

એમ છતા એ સંસ્કૃતિમા અસમાનતાના વિષનો જે આરોપ ઓઢાડવામાં આવે છે તે આરોપ ઓઢાડનારાઓની બુદ્ધિમા સમાનતા અને અસમાનતાનો યથાર્થ વિવેક ન હોવાથી જ એવો આરોપ ઓઢાડવા તેઓ પ્રેરાયા છે એમજ માનવુ જોઈએ.

વાસ્તવિક સ્થિતિમાં મનુષ્ય અને મનુષ્યવચ્ચે જેમ સમાનતા પ્રત્યક્ષ છે તેમ અસમાનતા પણ પ્રત્યક્ષ છે.

એ સમાનતા તથા અસમાનતા અન્ય કોઇએ નહિ પણ મનુષ્યનું સર્જન કરનારા સવિતાદેવેજ ઉપજાવેલી છે.

મનુષ્ય અને મનુષ્યવચ્ચેની પ્રત્યક્ષ થતી સમાનતા તથા અસમાનતા બંનેને લક્ષમાં લઇને ભારતવર્ષની જનતાને ઋષિમુનિઓએ જે સંસ્કૃતિ આપેલી છે તે આપેલી છે.

જ્યારે આજ રાજકારણના કર્મચારીઓ મનુષ્ય અને મનુષ્યવચ્ચેની એકલી સમાનતાનેજ લક્ષમાં લઇને તે સંસ્કૃતિમાં સુધારાવધારા કે નવા ધારા કરવા માગે છે એવી સ્થિતિમાં આજના રાજકારણના કર્મચારીઓ યોગ્ય કરે છે કે અયોગ્ય કરે છે તે જનતાએ જોવાનું છે.

મનુષ્ય અને મનુષ્યવચ્ચે જે અસમાનતાઓ રહેલી છે તે સીધી રીતે સર્વે જનતાઓને પ્રત્યક્ષ છતાં આજની કેળવણીના સંસ્કારોવડે સંસ્કૃત થયેલા આજના રાજકારણના કર્મચારીઓ તો આજના વિજ્ઞાનશાસ્ત્રીઓ વિજ્ઞાનના ધોરણે એ અસમાનતાઓનો સ્વીકાર કરી પ્રસિદ્ધ ન કરે ત્યાંસુધી એ અસમાનતાઓ રહેલી હોવાનું ન માને એ સ્વાભાવિક છે.

જોકે છેક સંવત્ ૧૯૫૬ના અરસામાં કોઈ લેન્ડસ્ટીનર નામના વિજ્ઞાન શાસ્ત્રીએ એકબીજા મનુષ્યોના લોહીમાં પણ અસમાનતા રહેલી હોવાનું પ્રસિદ્ધ કર્યું છે, એટલુંજ નહિ પણ ભારતવર્ષની સંસ્કૃતિના મૂળ મંડાણરૂપ ચાર વર્ણની પેઠે મનુષ્યોના લોહીમાં પણ ચાર પ્રકારના ભેદ હોવાનું જણાવ્યું છે જે પાછળથી બીજા વિજ્ઞાનશાસ્ત્રીઓએ પણ કબુલ કર્યું છે.

અને ગુણ તથા કર્મને અનુસરીને વર્ણના વિભાગ કરેલા હોવાનું કહીને જે સમયે જે મનુષ્ય બ્રાહ્મણના ગુણ તથા કર્મવાળો જણાય તેને બ્રાહ્મણ જાણવો, જન્મથી જે બ્રાહ્મણ હોય તેનેજ બ્રાહ્મણ જાણવો ન ઘટે એવું એવું પણ આજ જે કહેવાઇ રહ્યું છે તે સામે મેન્ડેલ નામના વિજ્ઞાનશાસ્ત્રીએ પ્રસિદ્ધ કર્યું છે કે મનુષ્યોના લોહીમાં રહેલી વિશિષ્ટતાઓ આનુવંશિક હોય છે એટલે કે માતાપિતાના લોહીની વિશિષ્ટતાઓ પ્રજામાં ઉતરતી આવે છે.

મેન્ડેલે પ્રસિદ્ધ કરેલા આ નિયમને અનુસરીને, જે બાળકના સંબંધમાં તે કોનું બાળક છે એવી શંકા ઊભી કરવામાં આવે છે તે બાળકના તથા તેનાં કહેવાતાં માતાપિતાનાં લોહીની સરખામણી કરીને તેનો નિર્ણય કરવાનું ચાલુ થયું છે.

આવી સ્થિતિમાં ભારતવર્ષના ઋષિમુનિઓને આપેલી સંસ્કૃતિમાં જે કાંઈ દોષ જોવામાં કે કહેવામાં આવે છે તે જોનારની કે કહેનારની મતિના દોષનેજ આભારી છે એવો નિર્ણય લેવા પૂરતી ચોખવટ આજનું વિજ્ઞાનશાસ્ત્ર પણ કરતું ચાલ્યું છે એમ જણાઈ આવે છે.

એવી રીતે ગુણો અને કર્મો પણ વર્ણવાર જુદાં જુદાં કેળવવાનું ભારતવર્ષની સંસ્કૃતિમાં કહેલું છે તે આજના કર્મચારીઓને પસંદ પડતું નથી તેથી ગમે તે મનુષ્ય ગમે તે ગુણ કેળવી શકે તથા ગમે ત કર્મ કરી શકે એ તેમને ઇષ્ટ જણાય છે.

બ્રાહ્મણનેજ આચાર્ય થવાનો ઇજારો રહેવો ન જોઇએ, ક્ષત્રિયોનેજ જનતાના રાજા થવાનો ઇજારો ન રહેવો જોઈએ, વૈશ્યનેજ વેપાર કરવાનો ઇજારો ન રહેવો

જોઈએ આવા આવા વિચારોથી આજ કર્મક્ષેત્રોના સર્વ ક્ષેત્રામાં અવિહિત સ્પર્ધા ઊભી કરી છે તેવું જ્ઞાન જનતા પ્રસન્ન અનુસરી રહી છે.

ભારતવર્ષની સંસ્કૃતિને દર્શાવનારાં શાસ્ત્રો સુભાગ્યે સુરક્ષિત રહી શક્યાં છે તેથી સંસ્કૃતિના સંબધમાં શાસ્ત્રોને જ પ્રમાણભૂત માનવાં જોઈએ.

જનતા શાસ્ત્રોના આદેશોને યથાર્થપણે અનુસરી રહે એમ કરવા પુરતો જ રાજશાસનનો કે રાષ્ટ્રના શાસનનો ધર્મ હોવો જોઈએ.

રાજશાસનનો કે રાષ્ટ્રના શાસનનો મુખ્ય ધર્મ સાધુજનતાનું સંરક્ષણ અને દુષ્ટ જનતાનું દમન વા વિનાશ કરવાનો છે.

માટે રાષ્ટ્રમાં રાષ્ટ્રની સંસ્કૃતિ બરાબર જળવાઈ રહે, સાધુજનતા સુખમાં વસી શકે તથા દુષ્ટજનતાને રાષ્ટ્રની સત્તાનો સતત ત્રાસ રહ્યા કરે એ રીતે રાષ્ટ્રનાં કર્મોનો સંચાર કરવો એ રાષ્ટ્રના કર્મચારીઓનો સાચો ધર્મ છે.

ઋતંભરાપ્રજ્ઞાને પ્રાપ્ત ઋષિમુનિઓથી પણ પોતે ચડીયાતી યોગ્યતાવાળા છે એવા આડંબરને વશ વર્તી ઋષિમુનિઓએ પ્રવર્તાવેલી સંસ્કૃતિમાં ડખલ કરવાનું સાહસ કરવું એ રાષ્ટ્રના કર્મચારીઓનું કામ નથી.

આ વાસ્તવિકતાને કહી છૂટવા સિવાય સાત્ત્વિક પુરુષો પાસે અન્ય કોઈ સાત્ત્વિક ઉપાય હોતો નથી અને સાત્ત્વિક કથનની અવગણના કરવી સહેલી છે પણ તેનાં પરિણામો વિષમ હોય છે એ જોવાય તો સારૂ છે.

રાષ્ટ્રના કર્મચારીઓ જે આજ છે તે કાલ ન પણ હોય અને આજના કર્મચારીઓ રાખે છે તેટલો વિવેક પણ કાલના કર્મચારીઓ ન રાખે એ પણ ન બનવાજોગ નથી જણાતું વાસ્તવિક રીતે જનતાની યોગ્યતાપર એ સર્વેનો આધાર છે અને જનતા બહુધા પરપ્રજ્ઞ હોય છે તેથી કાળના બળે જે થવું ઘટતું હશે તે થશે.

ભારતવર્ષની જનતા પોતે પોતાની પ્રજ્ઞા જ્યારે ખોઈ બેસે છે તથા જનતાને દોરવણી આપનારાઓ પણ જ્યારે કોઈ અન્ય જનતાની આંખે જોતા થાય છે ત્યારે પણ ભારતવર્ષની સસ્કૃતિના આદિ સર્જક સવિતાદેવની દયાની પ્રાર્થના નિષ્ફળ જવી સંભવતી નથી.

વચ્ચે કઈ કઈ વંટોળીયાઓ અને ઝંઝાવાતોમાંથી પસાર થઈને આજની સ્થિતિમાં આવી રહેલી ભારતવર્ષની જનતાપર એ કારણે દયા કરીને, જનતાનું સર્વોત્તમ હિત કરનારી ભારતવર્ષની સસ્કૃતિનો ભારતવર્ષની જનતામાં યથાર્થ પ્રચાર થાય અને ભારતવર્ષની જનતા તથા અન્ય દેશોની જનતાઓ પણ એ સંસ્કૃતિમાં રહેલા સદ્‌ગુણોનું દર્શન કરી એ સંસ્કૃતિમાં પાછી સ્થિર સ્થપાઈ રહે એમ કરવા જનતામાત્રના આદિ જનક સવિતાદેવની પ્રાર્થના કરીએ, અને ચિરંજીવ ઋષિમુનિઓ પણ તેમના સંતાનભૂત ભારતવર્ષની જનતાના અપરાધો સામુ ન જોઈ કેવળ દયાભાવથી તેને પાછી મૂળ સંસ્કૃતિમાં સ્થિર સ્થાપવાના ક્રમપર ચડાવે એવી પ્રાર્થના તેમને કરીએ.

---

## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવનારાં પૂ. કૃપાનાથનાં દૃષ્ટાંતો

[ સં.:—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

૨૨ **વાંદરાની સાવધાનતા:—પોતાનું કલ્યાણ ઇચ્છનારે પોતાનો જે વિચાર, વર્તન કે ક્રિયા ભવિષ્યમાં પોતાને હાનિકારક જણાય તે પ્રથમથીજ ત્યજવાં જોઈએ:**—વાંદરાં પશુજાતિ છે, છતાં તે કેવાં સાવધાન છે? કૌવચની–ભેરવતી–શીંગપર ઝીણાં ઝીણાં કાંટા હોય છે તે જો શરીરના કોઈ ભાગપર અડી જાય તો ત્યાં બહુ ચળ આવે છે. તે ભાગ વલુરી નાખે ને ત્યાં લોહી નીકળે તોપણ તે ચળ શાંત થતી નથી. વાંદરાંને તેની ખબર હોવાથી તે ચોમાસામાં કૌવચના વેલાનો કોંટો ફૂટેલો જુએ કે તેને ઉખેડી ફેંકી દે છે. જો મુમુક્ષુઓમાં આવી સાચી જાગૃતિ આવે તો તેનું ઇચ્છિત કલ્યાણ તેને કેમ પ્રાપ્ત ન થાય? થાયજ.

૨૩ **બકરીની હિંમત:—મોટાનો આશરો:**—વગડામાં એક બકરીને કાંટો વાગતાં ટોળાથી છૂટી પડી ગઇ. તે ધીમે ધીમે ચાલતી હતી ત્યાં સિંહનું પગલું તેણે જોયું. આસપાસ નજર કરી તો પાસે જ સિંહની બોડ હતી. તે ઘણી થાકી ગઇ હતી. તેનાથી ચલાતું નહોતું. હિમ્મત રાખીને તે સિંહના પગલા પાસે બેસી ગઈ. એવામાં સિંહ આવ્યો. તેણે બકરીને પૂછ્યું. તું અહીં ક્યાંથી? મારી નાંખું. બકરીએ કહ્યું: આ પગલાને આશરે બેઠી છું. જેમ કરવું હોય તેમ કરો. સિંહ પગલું જોઇને બોલ્યો: આ તો મારૂં પગલું. તું મારા પગલાને આશરે બેઠી તો તને મારાથી કેમ મરાય? કહે, હવે તારે શું જોઈએ છીએ? બકરીએ કહ્યું: પગમાં કાંટો વાગ્યો છે તેથી ચલાતું નથી, તો મારા ધણીને ઘેર ગામમાં પહોંચાડી દ્યો. એવામાં ત્યાંથી હાથી નીકળ્યો. તેને સિંહે પડકાર્યો: ઊભો રહે. બીશમાં, તને મારીશ નહિ, પણ એક કામ કર. આ બકરીને તારી પીઠપર બેસાડીને તેના ધણીને ત્યાં પહોંચતી કરી દે. તુરતજ હાથીએ તેને સુંઢથી ઉંચકીને પોતાની પીઠપર ચડાવી, ને તેના માલિકને ત્યાં સુરક્ષિતપણે મૂકી આવ્યો.

સિંહ જેવું અતિ ક્રૂર પ્રાણી પણ જો આશરે આવેલને બચાવે છે તો પરમ-દયાળુ ને શરણાગતવત્સલ મહાપુરુષ અથવા શ્રીપ્રભુ પોતાનું શરણ લેનારને કેમ ન તારે? તારેજ, પણ એ શરણ સાચું હોવું જોઈએ. તેમાં અલ્પ પણ અશ્રદ્ધા કે સંશય નજ હોવાં જોઈએ. વળી તેણે ધીરજ રાખવી જોઈએ. કસોટીને ખાતર વખતે દુ:ખ ભોગવવાનો સમય પ્રાપ્ત થાય તોપણ તેણે ધીરજ ન છોડવી જોઈએ, કે અશ્રદ્ધા ન આણવી જોઇએ.

મનુષ્ય એ પ્રમાણે જો પરમકૃપાળુ પરમાત્માનું તથા તેઓશ્રીથી અભિન્ન શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુનું શરણ પ્રાપ્ત કરી તેઓશ્રીની આજ્ઞાનુસાર વર્તે તો તેનું અવશ્ય કલ્યાણ થાય છે.

**જડતા–અજ્ઞાન એ સર્વે દુ:ખનું મૂળ છે:**—કેટલાક મનુષ્યો તેમનાં પૂર્વકર્માનુસાર એવા જડ હોય છે કે તેમને દિનદુનિયાનું કંઈ ભાન હોતું નથી. તેમને પ્રાપ્ત પ્રસંગની કે પોતાના કર્તવ્યની લેશ પણ ખબર પડતી નથી.

——[ * ]——

## શ્રીસદ્‌ગુરુમહાપૂજન સમાચાર

(૧) વૈશાખ સુદિ ૫ શનિવાર તા. ૨૨-૪-૫૦ શ્રી શંકરાચાર્યજી જયંતી. સવારે સ્ટા. ટા. ૯ થી ૧૦.

(૨) વૈશાખ સુદિ ૧૪ રવિવાર તા. ૩૦-૪-૫૦ શ્રીનૃસિંહજયંતી. સવારે સ્ટા. ટા. ૧૦ થી ૧૧ વાગે.

આ બંને મહાપૂજનો માધવબુવન કાંદાવાડીમાં થશે.

લિ. આનંદાશ્રમ મુમુક્ષુમંડળ-મુંબઈ

——[ * ]——

## પાટોત્સવ પ્રસંગે નાથપ્રભુને વંદના

[ લેખક.-શ્રી. કાનજી પુરુષોત્તમ દવે-વંથલી ]

( સદા સસારમાં-એ રાગ )

જયનાથ પૂર્ણકામ બ્રહ્માનંદ મૂર્તિ,
વંદું હું પ્રેમભાવે શ્રી મહેશ્વર નાથ મૂર્તિ     જય૦ ૧

સાખી

પૂર્ણ બ્રહ્મ પરમાત્મા, આપ મહેશ્વર નાથ;
ભારતવર્ષે પ્રકટિયા, ભક્ત ઊદ્ધારણ કાજ.
શ્રુતિ સુપંથને વિસ્તારવા, સંકલ્પ ધારી.     જય૦ ૨

વિશ્વ વિપિનાં માનવી, ભૂલ્યાં શાસ્ત્ર સુપંથ,
ભવાટવીમાં ભટકતાં, વિસર્યાં સત્ય સુપંથ.
કૃપામય તેહને ઉગારવા, ઝટ બાંહ્ય ઝાલી.     જય૦ ૩

સાચો સત્યપથ સ્થાપવા, ભક્ત રક્ષવા કાજ;
સચ્ચિદાનંદ પોતે પ્રભુ, કૃપાનાથ સાક્ષાત્
વ્હારે ધાયા વેગથી, સંસાર ત્રિવિધ તાપ હરવા.     જય૦ ૪

નિબિડ તિમિર વ્યાપ્યું બધે, કાંઈ ન પડતી સૂઝ;
ધર્મ, નીતિ, વૈરાગ્યનાં, ઘટવા લાગ્યાં મૂલ.
પ્રગટ થયા નાથ પોતે, ધર્મનો ધ્વજ હાથ ધારી.     જય૦ ૫

જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યનો, સંગમ સાધી નિત્ય;
દયા ધર્મ આચારનો, ઉપદેશ કીધો સત્ય
કીધાં શુભ માર્ગગામી, સજ્જનો નિજ ચર્ણ સ્થાપી.     જય૦ ૬

વંદન વારંવાર હો, દક્ષિણામૂર્તિ મહેશ,
પ્રતિમામાં પૂજન કરૂં વંદું નાથ મહેશ.
કૃપાઘન નાથ તારી લ્યો, શિશુ તવ બાળ જાણી.     જય૦ ૭

——[ * ]——

# શ્રીદક્ષિણામૂર્તિ નાથભગવાનનાં પ્રતિમાજીનો પાટોત્સવ

ગત ફાલ્ગુન સુદિ ૫ના મંગળ દિવસે પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાનનાં પૂજ્ય પ્રતિમાજીનો પાટોત્સવ હોવાથી આ ઉત્સવમાં ભાગ લેવામાટે બહારગામથી કેટલાક ગુરુબંધુઓ અને બહેનો આવ્યાં હતાં. આજે પ્રાતઃકાલના ૯ાા વાગે પૂજ્ય પ્રતિમાજીનું ષોડશોપચાર વિધિ-વૈક મહાપૂજન કરવામાં આવ્યું હતું, અને સાંજે જૂનાગઢના શ્રી. જનક ભટ્ટજીએ મોહજિતનું આખ્યાન કર્યું હતું. રાત્રે આરતી થયા બાદ શ્રીદક્ષિણામૂર્તિ નાથમંદિરમાં આનંદાશ્રમના શાસ્ત્રીઓ તથા ઉપસ્થિત વિદ્વાન્ બ્રાહ્મણોએ વેદપાઠદ્વારા વસંતપૂજા કરી હતી, અને ત્યારબાદ આનંદાશ્રમતરફથી સર્વે બ્રાહ્મણોનો દક્ષિણાદિથી સત્કાર કરવામાં આવ્યો હતો. પાટણનિવાસી ડૉ. વામનરાય જટાશંકર વસાવડાતરફથી આજે એક લઘુ-રુદ્ર કરવામાં આવ્યો હતો, તેમજ તેમનાતરફથી મિષ્ટાન્ન ભોજનાદિ આપવામાં આવ્યું હતું. બીજે દિવસે પૂ. શાસ્ત્રીજી પદ્મનાભભાઈએ સનાતનધર્મસંબંધે વ્યાખ્યાન આપ્યું હતું. તથા ભજનધૂન થયાં હતાં.

---

## શ્રીગુરુદેવની સ્તુતિ

[ લેખકઃ-શ્રી. રઘુનાથ ત્રિભુવનદાસ-મુંબઈ ]

તવ ચરણ કમળ વંદું, ગુરુ ત્રિવિધ તાપ હરજો.
છું ઘોર તિમિર પંથે, પ્રભુ જ્ઞાન દીપ ધરજો.
પશુભાવ દેવભાવો, વચ્ચે છે મારી સરહદ.
અનયુદ્ધ રોજ મચતાં, મદ મોહ દૂર કરજો.
નિષ્કામ સત્ય પ્રેમી, અદ્વૈત બ્રહ્મ એવા,
હૃદયે તમારી ભક્તિ, મસ્તક ચરણો વિષે હો.
મમ કર્મની ગતિનો, પ્રભુજી ન ભેદ ઉકલે.
ગુરુ કલ્પવૃક્ષ પામ્યો, પામર છું પાપ હરજો.

——[ * ]——

મહાપૂજનઃ—શિવરાત્રિ નિમિત્તે તથા પાટોત્સવ નિમિત્તે, શ્રીઆનંદાશ્રમ-અમદાવાદ, પોરબંદર, લીંબુડા, મોજીદડ અને મુંબઈ આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં પૂજ્યપાદ કૃપાનાથનાં મહાપૂજનો થયાં હતાં.

——[ * ]——

# श्रीआनंदाश्रम-समाचार

(માઘ માસ)

**શ્રીસદ્‌ગુરુમહાપૂજન**—ગત મહાશિવરાત્રિના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને મહાપૂજન કર્યું હતું.

**મુખ્યસેટ**—રૂ. ૧૧-૦-૦ વકીલ ભુપતરાય છોટમલાલ-ભાવનગર. રૂ. ૧૧-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી ઠાકોર, ચિ. ઋષિકુમારના જન્મદિવસ ભેટ-મુંબઈ. રૂ. ૨૫-૦-૦ શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ. રૂ. ૧૦૦-૦-૦ સ્વ. શ્રી. મૂળજી પ્રાગજીના કલ્યાણાર્થે દર વરસે ભા. વદિ ૮ના વ્યાજમાંથી થાળ વગેરે માટે હા શેઠ પ્રાગજી દેવજી-મોરબી. રૂ. ૨૩-૯-૦ શ્રી. મધુવનદાસ સી. પરીખ-ગોધરા. રૂ. ૧૦-૦-૦ શ્રી લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**.—શ્રી. હરજી કરશન-વીંછુડા રુદ્રાભિષેક ૧. એક ભક્તજન-મુંબઈ ૨ રુદ્રાભિષેક શ્રી. રવિશંકર સોમેશ્વર-(૨ રુદ્રી)

**મિષ્ટાન્ન ભોજન**—રૂ. ૩૦-૧૦-૯ શ્રી હરજી કરશન-વીંછુડા રૂ. ૨૫-૩-૬ શ્રીમતી સવિતાબેન લલ્લુભાઈ મુંબઈ રૂ. ૨૫-૧-૦ સ્વ. કુંવરબહેન માધવજી-પોરબંદર-વાળાના આત્મકલ્યાણાર્થે ભોજન. હા શ્રી પ્ર જ. ભટ્ટ-રાણાવાવ

**થાળ**—રૂ. ૧-૪-૦ શ્રીમતી નિર્ભયકુંવરબેન-વડોદ રૂ. ૧-૦-૦ શ્રી મોહનલાલ છોટાલાલ-જત્રાલ ચંદન ધરવામાટે રૂ. ૧૧-૦-૦ શ્રી મોહનલાલ મૂળજી દવાવાળા-મુંબઈ રૂ. ૧-૪-૦ શ્રી. પ્રાણજીવનદાસ વિ. ધ્રુવ-મુંબઈ રૂ. ૧૧-૦-૦ શ્રી. ભગવાનજી મનુભાઈ ચંદારાણા-મુંબઈ. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળજી સવજી રૂ. ૧-૪-૦ શ્રી. મણિબેન વીરજી-જૂનાગઢ. રૂ. ૨-૮-૦ શ્રી અજિતરાય હ. પારેખ. જન્મદિવસ નિમિત્તે ૧ થાળ. રૂ. ૧-૪-૦ પૂ શ્રી સદાનંદજી રૂ ૧-૪-૦ પૂ. શ્રી. ચિદાનંદજી રૂ. ૧-૪-૦ શ્રી હરજી કરશન-વીંછુડા. રૂ. ૧-૪-૦ શ્રી. દયાળજી કલ્યાણજી-અમદાવાદ રૂ. ૨-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન-જૂનાગઢ. ૨ થાળ. રૂ. ૧-૪-૦ શ્રી કાળિદાસ ધરમશી-ધોલકી. રૂ. ૫-૪-૦ શ્રી. ચંદ્રસિંહ જશવંતસિંહ-કુતિયાણા ૪ થાળ. રૂ ૧-૪-૦ શ્રી અનંતપ્રસાદ અંબાશંકર જોશી-આનંદાશ્રમ જન્મદિવસના થાળ. રૂ ૧-૪-૦ શ્રી ગોરધનદાસ જાદવજી-મુંબઈ. રૂ. ૫-૦-૦ સ્વ. મગનલાલ ડાહ્યાભાઈ-રાજકોટ થાળ. રૂ. ૧-૪-૦ શ્રી મૂળજી કાળા ભટ્ટી-બીતખા. રૂ ૧-૪-૦ એક ભક્તજન-મુંબઈ. રૂ ૧-૪-૦ શ્રી મગનલાલ રામજી જોશી-નવાગામ. રૂ. ૨-૮-૦ એક ભક્તજન-મુંબઈ. દૂધપાકનો થાળ. રૂ ૧-૪-૦ ત્રિવેણીબેન-અમદાવાદ રૂ. ૨૦-૦-૦ શ્રી. કેવળચંદ કાનજીભાઈ પારેખ-ગોંડલ, શિવરાત્રિના ફવાહારના. રૂ. ૩-૦-૦ શ્રી. ચત્રભુજ ભીમજી દવે થાળ. રૂ. ૫-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-પોરબંદર.

**અખંડદીપક**—રૂ. ૧-૪-૦ શ્રી અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ. રૂ. ૫-૦-૦ શ્રી. જીવન લવજી-રાજકોટ રૂ ૦-૪-૦ એક ભક્તજન

———[ * ]———

# परचुरण भेट

## ( संवत् २००६-माघ सुदि १ थी ३० सुधी )

૩-૮-૦ શ્રી. નવનિતલાલ છગનલાલ-જામનગર
હા. શ્રી. દયાળસિંહજી

શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળ-મુંબઈમાં શ્રીમકરસંક્રાંતિના દિવસે મહાપૂજન થતાં ભેટઃ—

૬-૨-૬ એક ભક્તજન
૨-૦-૦ શ્રી. લાલજી લધાભાઈ
૨-૦-૦ ,, રૂપસિંહ હરિસિંહ
૨-૦-૦ ,, હરજીવન કેશવજી
૨-૦-૦ ,, પ્રેમજી અરજણભાઈ
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, ગૌરીશંકર ઓધવજી
૧-૦-૦ ,, અજિતરાય હરિદાસ પારેખ
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૧-૦-૦ ,, જમનાદાસ સંઘવી
૨-૦-૦ ,, ખોધાભાઈ જેઠાભાઈ
૧-૪-૦ બેન લલિતાબેન
૧-૦-૦ શ્રી. લીલાધર ગોવિંદજી
૦-૮-૦ ,, લીલાધર વલ્લભદાસ
૧-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર
હા. શેઠ દામોદરદાસ માધવજી
૧-૦-૦ ,, નાગરદાસ હરખજી સંઘવી
૯-૦-૦ ,, લીંબુડા આનંદાશ્રમમાં થયેલી શ્રીજયંતિના મહાપૂજનની ભેટ
૧-૪-૦ ,, હરજી કરશન
૧-૦-૦ ,, દેવશંકરભાઈ-ભીડોરા
૦-૪-૦ ,, આયર મૂળુ રાણા
૦-૨-૦ ,, સમેગાના બાવાજી
૦-૨-૦ પરચુરણ
૦-૮-૦ શરદપૂનમના મહાપૂજનની ભેટ
૦-૪-૦ શ્રી. દેવશંકરભાઈ
૧-૦-૦ ,, લીલાધર દેવજી
૧-૦-૦ ,, ગોવિંદ મેપા
૦-૩-૬ બેન જીવીબેન વિગેરે
૦-૨-૦ શ્રી. રાણાભાઈ
૦-૨-૦ ,, કરશનભાઈ
૦-૨-૦ ,, કેશવભાઈ
૦-૭-૬ પરચુરણ
૨-૮-૦ શ્રી. મૂળજીભાઈ સવજી તથા મણિબેન
વીરજી-વહુકુલ
૦-૮-૦ ,, કરૂણાશંકર નરભેરામ પડીયા-મુંબઈ
૧-૪-૦ ,, સદાનંદજી
૧-૪-૦ ,, ચિદાનંદજી
૫-૦-૦ ,, ચિદાનંદજી-જૂનાગઢ
૧-૪-૦ બેન સુખજીબેન-ખીલખા
૧-૪-૦ શ્રી. દયાળજી કલ્યાણજી-અમદાવાદ
૬-૮-૦ ,, વ્યાસ મંગળપ્રસાદ માધવલાલ-
ઠ અમદાવાદ-નિસદાનના

શ્રી લીંબુડા આનંદાશ્રમમાં કાર્તિક સુદિ ૧ની પૂજનભેટઃ—

૧-૦-૦ શ્રી. ભીમા મેપા
૧-૦-૦ ,, ઠક્કર લીલાધર દેવજી
૧-૪-૦ ,, હરજી કરશન
૧-૦-૦ ,, દેવશંકર શામજી
૩-૧૩-૦ ભાઈઓ તથા બહેનો તરફથી
૧-૪-૦ શ્રી. હરજી કરસન-લીંબુડા
૧-૬-૦ જંબુસરમાં શ્રી. અંબાલાલભાઈ તથા
શ્રી. તાપીશંકરભાઈ વિગેરે તરફથી
મકરસંક્રાંતિના પૂજનની ભેટ
૨-૦-૦ શ્રી. ચંદ્રસિંહજી જસવંતસિંહ-કુતિયાણા
૦-૧૩-૬ પરચુરણ
૧-૮-૦ શ્રી. મોરારજી ઓધવજી-અઢીઆ
૦-૪-૦ ,, મગનલાલ રામજી જોશી
૮-૫-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ-મુંબઈ
૦-૪-૦ ,, ચંદુલાલ રેવાશંકર

| | |
|---|---|
| ૧-૪-૦ | શ્રી. માણેકલાલ નાનજી ચંદાગણાના દત્તજયંતિની ભેટના |
| ૦-૪-૦ | ,, જટાશંકર જગજીવન |
| ૧-૨-૩ | મોજીદડ આનંદાશ્રમમા પરચુરણ ભેટ હા. શ્રી હરદત્ત જોશી |

અમદાવાદ આનંદાશ્રમમાં આવેલી ભેટ:—

| | |
|---|---|
| ૧-૦-૦ | ગં. સ્વ. જડીબેન-જોરાવરનગર |
| ૧-૦-૦ | અ. સૌ. શાતાબેન ત્રિવેદી |
| ૦-૪-૦ | શ્રી કનૈયાલાલ ત્રિવેદી |
| ૦-૪-૯ | મકરસંક્રાંતિની પરચુરણ ભેટ |
| ૮-૮-૦ | સ્વ. ભાઇલાલ નાનાલાલ યાજ્ઞિક તરફથી પોપના થાળના હ શ્રી જયશંકર મયારામ ભટ્ટ |
| ૫-૦-૦ | શ્રી. ભાઈશંકર ગૌરીશંકર દવે-અમદાવાદ |
| ૫-૦-૦ | ,, અનંતરાય ભાઈશંકર-જૂનાગઢ |
| ૦-૫-૦ | બેન દેવકુંવરબેન પ્રભુરામ-ખાંભડા |
| ૨-૦-૦ | શ્રી લક્ષ્મીશંકર લાલજી-પોરબંદર |
| ૫-૦-૦ | ,, જીવણ લવજી-રાજકોટ |
| ૧-૦-૦ | ,, રાજેન્દ્રલાલ ઝવેરીલાલ-બીલખા |
| ૧-૪-૦ | ,, ભગવાનદાસ ભાણજી-કુતિયાણા |
| ૨-૦-૦ | ,, શાંતિલાલ ધનેશ્વર-જૂનાગઢ |
| ૧-૪-૦ | પરચુરણ |
| ૦-૪-૩ | શ્રી દામોદર માધવજી-ભાડુપ |
| ૫-૦-૦ | ,, માધવલાલ મગનલાલ-વીલેપાર્લા |
| ૧-૦-૦ | ,, મધુવનદાસ સી પરીખ-ગોધરા શ્રીબીલખા આનંદાશ્રમમા શ્રી મહાશિવરાત્રીના દિવસે મહાપૂજન થતા ભેટ |
| ૧-૦-૦ | શ્રી અજિતરાય હરિદાસ પારેખ |
| ૧-૦-૦ | શ્રી. સદાનંદજી |
| ૦-૪-૦ | કસ્તુરબેન વ્યાસ |
| ૦-૪-૦ | પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી |
| ૧-૦-૦ | શ્રી મધુવનદાસ સી. પરીખ |
| ૦-૮-૦ | ,, જટાશંકરભાઈ |
| ૧-૪-૦ | ,, માણેકલાલ નાનજી ચંદારાણા |
| ૦-૪-૦ | ,, શાસ્ત્રી દયારામભાઇ |
| ૦-૪-૦ | ,, હરજી કરશન |
| ૦-૨-૦ | ,, લલિતપ્રસાદ જોશી |
| ૦-૪-૦ | પૂ. બ્ર. દલપતરામજી |
| ૦-૨-૦ | શ્રી અનંતપ્રસાદ તથા નિરંજન |
| ૦-૪-૦ | ,, અમાશંકર નાનજી જોશી |
| ૦-૨-૦ | ભગવતીબેન |
| ૦-૮-૦ | સવિતાબેન |
| ૦-૨-૦ | ધુળીબાઈ |
| ૦-૪-૦ | ઉર્વશીબેન તથા સુધાબેન |
| ૦-૪-૦ | ત્રિવેણીબેન-અમદાવાદ |
| ૦-૪-૦ | સૌ. જયાગૌરી જોશી |
| ૧-૦-૦ | બેન મણિબેન ત્રિવેદી |
| ૧-૦-૦ | ,, મયાકુંવરબેન જોશી |
| ૦-૨-૦ | ,, ત્રિવેણીબેન |
| ૦-૧-૩ | પરચુરણ |
| ૦-૫-૩ | શ્રી રતિલાલ મનોરદાસ |
| ૧-૦-૦ | ,, મોરારજી ઓધવજી |
| ૦-૮-૦ | ,, વકીલ મૂળશંકર કાનજી |
| ૦-૪-૦ | મણિબેન અઢીઆ |
| ૦-૭-૩ | પરચુરણ |
| ૦-૮-૦ | બેન સુ[illegible] |



———[ • ]———

## आनंद उद्गार

શ્રીનાથપ્રભુની વાત્સલ્યભાવનાના અનુભવસ્મરણે ક્ષણિક દર્શાનંદ અનુભવાય અને એ પરમાનંદનો લ્હાવો લેવા દીલ પ્રેરાય

ચુનીલાલ હરકીશનદાસ-વલસાડ

———[ * ]———




Reg. No. B. 3087.

સને ૧૯૫૦ તા. ૨૫ માર્ચ

## सनातनधर्मप्रचारप्रवृत्ति

શ્રીસદ્ગુરુ પરમાત્માનો, પરમકલ્યાણકર સંદેશ જિજ્ઞાસુ જનતાને મળી શકે એ શુભ હેતુથી પૂ. સ્વામીજી સદાનંદજી તથા પૂ. સ્વામીજી ચિદાનંદજી ચલાળા, સાવરકુંડલા, ઢસા જંકશન, અમરેલી તથા ધારી આદિ સ્થળોએ ફર્યા હતા, અને જિજ્ઞાસુ જનતામાં ધાર્મિક જાગૃતિ લાવવામાટે પ્રયત્ન કર્યો હતો.

લિ. નર્મદાશંકર ત્રિ. પંચોળી

શ્રીઆનંદાશ્રમ, પો. બીલખા-( સૌરાષ્ટ્ર )
તરફથી
પ્રગટ થતું ધાર્મિક માસિક પત્ર
P. O. Bilkha ( Saurashtra-India ).

આનંદાશ્રમ

શ્રી.

૫૦૧ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

## महापूजन समाचार

જૂનાગઢમાં શ્રી. પોપટલાલભાઈ ને ત્યાં મહાશિવરાત્રિના પવિત્ર પર્વ પ્રસંગે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કરવામાટે સ્થાનિક ગુરુબંધુઓ ને બહેનો એકત્ર થયાં હતાં; અને વેદોક્ત વિધિપૂર્વક મહાપૂજન કર્યું હતું.

આ પ્રસંગે પૂ. સ્વામીશ્રી ચિદાનંદજીએ " મહાશિવરાત્રિના માહાત્મ્ય " વિષે સંક્ષિપ્ત તથા સુંદર વ્યાખ્યાન કર્યું હતું.

ત્યારબાદ ભજન-ધૂન થયાં હતાં; અને આ રીતે સૌએ સાત્ત્વિક શાંતિ ને આનંદ અનુભવ્યાં હતાં.

લિ. નરેન્દ્રસિંહ હ. ઠાકોર

—[ * ]—

વર્ષ ૧૮ મું
ચૈત્ર
એપ્રિલ ૧૯૫૦
અંક ૧૧
સંવત્ ૨૦૦૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥



# आनंदाश्रम



વાર્ષિક લવાજમ
પોસ્ટેજ સાથે
પેટ્રોલ
રૂ. ૧-૦-૦

પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्‌घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्ज्वलः ॥

ભાવાર્થ.—શ્રીનાથભગવાનના નિવાસભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોને ઘોર સંસારસમુદ્રમાંથી સારી રીતે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા



આ માસમાં શ્રીબીલખા આનંદાશ્રમના ઔષધાલયનો લાભ ૫૦ બંધુબહેનોએ લીધો હતો. તેમ જ શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો ૩૪ બંધુબહેનોએ લાભ લીધો છે.

**જરૂરી**

**સૂચના:—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.**


તંત્રી અને પ્રકાશક: શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ
ઠે. કરણપરા, શેરી નં. ૨૯, ચંદ્રભવન-રાજકોટ ( સૌરાષ્ટ્ર )

મુદ્રણસ્થાન: શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક બિયો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિક: પારેખ કેવળચંદ કાનજીભાઇ-ગોંડલ. [ નો. નં. ૧૪૪ ]



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

**અર્થઃ**—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય-ઉપનિષત્

વર્ષ ૧૮ મું ]  સંવત્ ૨૦૦૬ ચૈત્ર  [ અંક ૧૧ મો

## મુમુક્ષુને

[ લેખકઃ-શ્રી. પોપટલાલ તારાચંદ વકીલ ]

( રાગ-ઓધવજીના સંદેશાનો )

ઓળખજો અવિનાશી એકજ આતમા,  
સચ્ચિત્ સુખનો સાગર છે ભરપૂર જો,  
એને જાણે જગત્ સહુ જાણી જશો,  
વિષયેચ્છાને કરજો મનથી દૂર જો. ઓળખજો૦ ૧

વિરાગવૃત્તિ અતિશય ઉરમાં ધારજો,  
સત્યાસત્યનો નિર્ણય કરજો સાર જો;  
ષટ્ સંપત્તિ ને મોક્ષેચ્છા સાધજો,  
વેદાંત શ્રવણનો પ્રાપ્ત થશે અધિકાર જો ઓળખજો૦ ૨

સદ્ગુરુચરણે અનન્ય પ્રીતિ રાખજો,  
ભવસાગર તરવાનું ઉત્તમ નાવ જો;  
શ્રદ્ધા ભક્તિ નિત્ય નવી વધારજો,  
જન્મ ધર્યાનો અનુપમ લેજો લ્હાવ જો. ઓળખજો૦ ૩

સત્શાસ્ત્રોનું શ્રવણ નિત્ય કર્યા કરો,
પછી તેનો એકાંતે કરો વિચાર જો;
આત્માકાર સ્થિતિનો વેગ વધારજો,
જગદાકાર મતિનો કરીને બાધ જો. ઓળખજો૦ ૪

પંચભૂતનું કાર્ય જગત્ કહેવાય છે,
વળી તેમાંથી ઉપજ્યા દેવો સર્વ જો;
મલીનતા સઘળી આ દેહમાં ભરી,
એ દેહાનો ધરવો શાને ગર્વ જો. ઓળખજો૦ ૫

જગત્ સર્વ માયાનો મિથ્યા ભાસ છે,
એણે ઢાંક્યું સદ્વસ્તુનું જ્ઞાન જો;
નિત્ય પ્રભુમાં અડગ ભક્તિ દઢાવજો,
દૂર થશે ત્રય-જગમાયા અજ્ઞાન જો. ઓળખજો૦ ૬

સત્ય વસ્તુ છે એકજ ચિદ્ઘન આતમા,
એ સત્યેથી સર્વે સત્ય મનાય જો;
એક પ્રકાશે સર્વ પ્રકાશિત ભાસતું,
એ દર્શનથી બીજું હેય મનાય જો. ઓળખજો૦ ૭

નિત્ય નિરંતર એ અવિનાશી જ્યોતિનું,
હેતે ધરજો હૃદયકમળમાં ધ્યાન જો;
દૂર થતાં અજ્ઞાન નિજાત્મ સ્વરૂપનું,
પુનઃ પામશો એ અવિનાશી સ્થાન જો. ઓળખજો૦ ૮

શ્રીસદ્ગુરુએ કરુણાથી શુકદેવને,
જે સમજાવ્યું તેનો છે આ સાર જો;
ઉત્સાહ રાખી આચરશે જે આટલું,
સુખે પામશે ભવસિંધુનો પાર જો. ઓળખજો૦ ૯

———[ * ]———

## શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

બીજાની પંચાત મૂકી દઈ તમે તમારું મન સત્ત્વગુણવાળું ને શાંત રાખો.

વાણીનો નિગ્રહ ઘણામાં ઘણો રાખો.

પોતાના બોલેલા વાક્યના અર્થનો બોધ સમજવા તમે પ્રયત્ન કરતા નથી તેથી તમને તમારા બોલવાના દોષો સમજાતા નથી.

તમોગુણી આવેશને અંતર્યામીની પ્રેરણા ન સમજવી.

નકામા ખોટા ખોટા કુતર્ક કરી પાપ બાંધવામાં મનુષ્યને લાભ થતો નથી, પણ હાનિ થાય છે.

તમે તમારી યોગ્યતાની ખાત્રી કામ કરીને બતાવો.

ન બોલ્યામાં નવ ગુણ છે, માટે પ્રયોજન જેટલું નિર્દોષ બોલવાનો સ્વભાવ પાડો.

સૌની સાથે હળીમળીને વર્તો.

જેટલી સેવા થઈ શકે તેટલી સ્થિરમને સમજપૂર્વક કરો.

ચીડીઆ સ્વભાવના કરતાં આનંદી સ્વભાવ સારો ગણાય છે.

"લઘુતાસેં હી પ્રભુ મીલે," "લઘુતા મેરે મન માની," ઇત્યાદિ સજ્જનોનાં વચનો વિચારી બહુ નમ્રતા રાખો.

"નજા નિર્મલ તેની દશા, જેને હરિ હૃદયમાં વસ્યા;
પોતાના અવગુણને લખે, પરના તો હૃદયે નવ ગણે;
કોઈના દોષ ન દેખે કશા, નજા નિર્મલ તેની દશા."

ઉત્તમ તિતિક્ષુએ પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા રોગાદિની નિવૃત્તિમાટે વ્યગ્ર મનવાળા થઈ સ્વેચ્છાએ ઉપાય ન કરવા, બીજાઓ ઉપાય કરે તો તે કરવા દેવા, મધ્યમ તિતિક્ષુએ મનને સ્વસ્થ રાખી આતુરતાવિના સ્વેચ્છાએ સાત્વિક ઉપાય કરવા; અને કનિષ્ઠ તિતિક્ષુએ મનને બની શકે તેટલું શાંત રાખી કરવા ઘટે તે યોગ્ય ઉપાય સ્વેચ્છાએ કરવા.

ઘણા જન્મોના શુભ પુરુષાર્થવડે બ્રહ્મજ્ઞાનને પામેલા જ્ઞાની મને (પરમાત્માને) પામે છે એવો તમે લખેલા શ્રીગીતાજીના શ્લોકનો અર્થ છે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેવા જ્ઞાનીને પુનર્જન્મ થતો નથી એવો શ્રુતિ, સ્મૃતિ ને યુક્તિથી દૃઢ નિર્ણય થાય છે, માટે જ્ઞાની ઘણા જન્મોને અંતે પરમાત્માને પામે છે એવો એ શ્લોકનો અર્થ થાય નહિ.

આળસ તમોગુણમાંથી ઉપજે છે, ને શાંતિ સત્વગુણમાંથી ઉપજે છે મગર તથા સર્પાદિ નિદ્રા જેવી સ્થિતિમાં પડેલાં દેખાય તે શાંતિને પામેલા ગણાય નહિ તે વેળા તેમનું મન તમોગુણમાં લય થયા જેવું હોય છે. આળસની પેઠે નિદ્રા પણ તમોગુણમાંથી ઉપજે છે.

જ્ઞાનના ભાવિપ્રતિબંધવાળાને તે જન્મમાં અનન્ય ભક્તિયોગનો પરિપાક થઈ જ્ઞાન થઈ શકે નહિ તેથી તે જન્મમાં તે મુક્તિ મેળવી શકે નહિ. ભાવિપ્રતિબંધ દૂર થયે બીજા કે ત્રીજા જન્મમાં તેને જ્ઞાનદ્વારા મોક્ષલાભ થાય.

અન્યના નિરર્થક કલ્પિત દોષોનો આરોપ કરવાથી, ને નકામી ભૂતકાલની ભમણાઓનું સ્મરણ કર્યા કરવાથી મનુષ્યનું મન તમોગુણથી ઘેરાઇ જાય છે, તેથી તે મનુષ્ય પોતાનો પ્રાપ્તવ્યવહાર યથાયોગ્ય કરી શકતો નથી ને પરમાર્થનાં સાધનો પણ યોગ્યરીતે સેવી શકતો નથી

ધૂમાડાથી ભરાઇ ગયેલા ઘરમાં જેમ કાંઈ સુઝતું નથી, તેમ તમોગુણના ધર્મોથી ભરેલા ચિત્તવાળાને પોતાના હિતાહિતનું ને બોલવાનું ભાન રહેતું નથી.

(ચાલુ)

# चमत्कार

( લેખક:—પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ )

[ નોંધ:—પૂજ્યપાદ કૃપાનાથની અનુમતિથી સં. ૧૯૬૯ની સાલમાં અમદાવાદથી "યોગ" નામનું પાક્ષિક પ્રકટ થતું હતું. આ પાક્ષિકના તંત્રી અને પ્રકાશક સદ્ગત હરિદાસ મેઘજી પારેખ હતા. આ "ચમત્કાર" નામનો લેખ તેમના પુત્ર શ્રીઅજિતરાય હરિદાસ પારેખના સંગ્રહમાંથી સંપ્રાપ્ત થતાં પ્રકટ કરવામાં આવે છે. ]

ઘણા જુવાનીઆઓને ચમત્કાર જોવાની બહુ હોંશ હોય છે. યોગ ને મંત્રાદિવડે ચમત્કાર થાય છે એમ આપણા લોકોનો કેટલોક ભાગ માને છે. આ માનવું સર્વથા ભૂલભરેલું નથી, પણ ઘણી વેળા લોકોને ચમત્કાર દેખાડવામાં ઠગાઈ કે કોઈ પ્રકારની યુક્તિ પણ હોય છે, ને મંત્ર કે યોગનો તેમાં ઉપયોગ થયેલો હોતો નથી. સામાન્ય મનુષ્યો ન સમજી શકે આવા કોઈ પ્રસંગની પ્રતીતિ કરાવવી તેને લોકોમાં ચમત્કાર કહેવામાં આવે છે. કોઈ મનુષ્ય સામા મનુષ્યના વિચાર કહી આપે, કોઈ મનુષ્ય આકાશમાં ઊડે, કોઈ મનુષ્ય પાણી ઉપર તરે, કોઈ મનુષ્ય કેટલાક દિવસ અન્નાદિનો આહાર ન કરે, કોઈ મનુષ્ય પોતાના કેટલાક પાછલા જન્મોનું સાચું કે જુઠું વર્ણન કરે, કોઈ મનુષ્ય બીજા માણસોના પાછલા જન્મોનું સાચું કે જુઠું વર્ણન કરે, કોઈ મનુષ્ય સૂક્ષ્મસૃષ્ટિ વા સ્વર્ગ જોયાનું વર્ણન કરે, કોઈ મનુષ્ય થોડા અન્નમાંથી ઘણા મનુષ્યોને જમાડી દેવાનું કહે, કોઈ મનુષ્ય ધૂળમાંથી રૂપીઆ કરી બતાવે, ને કોઈ મનુષ્ય દૂર દેશની સાચી કે જુઠી હકીકત કહી આપે ઇત્યાદિ ઇત્યાદિ લૌકિક દૃષ્ટિએ આશ્ચર્ય જેવી જણાતી ક્રિયાઓને ચમત્કાર ગણવામાં આવે છે. આ ચમત્કારો સત્ય છે કે અસત્ય છે તેનો વિચાર કરવાનું કામ પાછળ રાખી હમણાં આ ચમત્કારોનો મુમુક્ષુને કાંઈ પણ વાસ્તવિક ઉપયોગ નથી, વા એ ચમત્કારોથી તેણે કાંઈ પણ આશ્ચર્ય પામવાનું નથી, તે કહેવાય છે. મુમુક્ષુએ ઉત્તરોત્તર પોતાનું હૃદય વધારે પવિત્ર કરવું, વિવેકાદિ ચાર સાધનો પ્રાપ્ત કરવાં, અને શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાં એજ તેનું મુખ્ય કર્તવ્ય છે. તેને સામાના વિચાર જાણીને, આકાશમાં ઊડીને, પાણી પર તરીને, નિરાહાર રહીને, પોતાના કે બીજાના પાછલા જન્મો જાણીને, સૂક્ષ્મસૃષ્ટિ વા સ્વર્ગને જાણીને, થોડા અન્નમાંથી ઘણા મનુષ્યો જમાડીને, ધૂળમાંથી રૂપીઆ કરી બતાવીને, કોઈ પણ પ્રકારનું વાસ્તવિક પ્રયોજન સિદ્ધ કરવાનું નથી. આવી ક્રિયાઓ લોકોને બતાવી તેમની પાસેથી માન કે દ્રવ્ય વા બંને પ્રાપ્ત કરવાની તેની ઇચ્છા હોય તો તે મુમુક્ષુજ નથી. લોકોની આગળ આવી ક્રિયા કરી બતાવે તે જ્ઞાની, યોગી કે અનન્ય ભક્તના નામને યોગ્ય તો ક્યાંથીજ હોઈ શકે? જેમણે પોતાના અંતઃકરણને પરમ પવિત્ર તથા પરમ એકાગ્ર કર્યું છે તેઓજ પરમતત્ત્વના જ્ઞાનવડે જ્ઞાની ચિત્તની વૃત્તિઓના નિરોધવડે યોગી, ને પરમાત્મામાં અગાધ ને વિશુદ્ધ પ્રેમવડે અનન્ય ભક્ત એવા નામને યોગ્ય ગણાય છે. જે ક્રિયાઓ અંતઃકરણની પવિત્રતા તથા એકાગ્રતા વધારવામાં ઉપયોગી ન હોય તે ક્રિયાઓ મુમુક્ષુઓને કરવા યોગ્ય કેવી રીતે ગણાય? જેમને કાંઈ પણ પારમાર્થિક સાધન કરવાની પ્રબલ ઇચ્છા હોતી નથી, જેમને યત્ન કર્યા વિના સિદ્ધ થઈ જવાની અર્થાત્ જ્ઞાની, યોગી કે સિદ્ધિવાળા થઈ જવાની ઇચ્છા હોય છે, જેમને સત્યાસત્ય વા શક્યાશક્યનો નિર્ણય કરવાની ઇચ્છા વા બળ હોતાં નથી,

જેમને આવી વાતો કરવા સાંભળવામાંજ રસ પડતો હોય છે, ને જેમને સત્ય ભાષણમાં આદર હોતો નથી એવા પામર અને વિષયી મનુષ્યો ચમત્કારોની વાતો વધારી વધારીને કહે છે માયા અઘટિત ઘટના કરવાના સામર્થ્યવાળી હોવાથી માયામાંથી મનુષ્ય બુદ્ધિથી ન સમજી શકાય એવા ઘણા બનાવો બને છે એ સત્ય છે, પણ અમુક મનુષ્યે માયાના અમુક પ્રદેશનો જય કરી તેટલી માયાદ્વારા તે વ્યતિકર બતાવ્યો હતો કે નહિ, તેનો વિચાર મનુષ્યોનો મોટો ભાગ કરતો નથી, ને ઘણી વેળા આંધળી શ્રદ્ધાથી કર્ણોપકર્ણ અસત્યની પરંપરા ચાલે છે. મુમુક્ષુને તો આ બધું જગતજ ચમત્કારરૂપ લાગે છે જ્યાં જ્યાં તેની દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં તેને ચમત્કારજ પ્રતીત થાય છે (અપૂર્ણ)

——[ * ]——

## पत्र अने प्रत्युत्तर

પત્ર—આપનો ભારતવર્ષની સંસ્કૃતિ વિષયનો લેખ આનંદાશ્રમ માસિક ફાલ્ગુન માસમાં વાંચ્યો તે પહેલાંના લેખો પણ કોઈ કોઈ વખત વાંચવામાં આવે છે, મનનીય અને રાજકારણના કર્મચારીઓ (ભારતવર્ષના)એ વાચવાવિચારવા જોગ છે, પણ તેઓના કર્ણસુધી આ લેખો કેવી રીતે પહોંચે તેજ વિચારવા જોગ પ્રશ્ન છે.

આપ વિદ્વાન્ છો, રાજકોટ જેવા સૌરાષ્ટ્રની રાજધાનીના શહેરના વતની છો જેથી અનેક વિદ્વાનો વકીલો તથા કર્મચારીઓના પ્રસંગમાં આવતા હશો તો આવા લેખોનો વધુ પ્રચાર તેમજ તેનું ઇંગ્રેજી ભાષાંતર છપાઈ કર્મચારીઓના કર્ણ સુધી પહોંચે તેવો કોઈ સુયોગ થઈ શકતો હોય તો કરવા વિજ્ઞપ્તિ છે.

હું તો એક સામાન્ય વ્યક્તિ છુ જેથી આ બાબતમાં આપને ઉપયોગી થઈ શકું તેમ નથી જેથી નિરુપાય છુ.

આ બાબત આશ્રમના વ્યવસ્થાપકને લખવાનો વિચાર કર્યો પણ તેઓથી બીલખામાં જે કાંઈ કરી શકે તેના કરતા આપ વધુ કરી શકો એમ ધારુ છું.

નં. ૧૬૫ બજારગેટ કોટ. લી. આપના વિચારનો પ્રશંસક
મુંબઈ તા. ૨૯-૩-૫૦ જે. પી. ભણશાળી

પ્રત્યુત્તર—ભાઈ શ્રી ભણશાળીજી,

ભારતવર્ષની સંસ્કૃતિનો લેખ આપને ગમ્યો તે જાણી સંતોષ થયો છે.

બીજા લેખો પણ આપ કોઈ કોઈ વખત વાંચો છો એ જાણીને પણ પ્રસન્નતા થઈ છે.

આ અને આવા લેખો કર્મચારીઓને પહોંચાડવાની તથા વંચાવવાની આપની તમન્ના જાણી પણ તે નકામી છે

કર્મચારીઓ તો જનતાના પ્રતિનિધિઓ છે.

આજની જનતા જે છે તેનો તેઓ તો આજ પડઘો પાડે છે.

જનતા આ અને આવા લેખોમાં રસ લેતી થશે તો કર્મચારીઓને તો તેવો પડઘો પાડવો પડશે.

માટે જનતા આ અને આવા લેખો વાંચતી થાય એ દિશામાં આપ કાંઈ કરી શકો તો કરશો.

ભારતવર્ષમાં આજ પ્રત્યેક વ્યક્તિનું મૂલ્ય એકસરખું છે. આપ સામાન્ય વ્યક્તિ હશો છતાં તમને પણ એક મતનો અધિકાર છે અને અન્ય કોઈ મોટા વા અસામાન્ય વ્યક્તિ હશે તેને પણ એકજ મતનો અધિકાર છે. માટે આપને આપનું મૂલ્ય ઓછું આંકવા કોઈ કારણ નથી.

આ માસિક મુખ્ય કરીને આનંદાશ્રમના ઉપદેશનો જનતામાં પ્રચાર કરવાના હેતુથી કાઢવામાં આવે છે તેથી તેના કોઈ લેખના લેખકરૂપે લેખકનું નામ હોવા માત્રથી લેખકની કિંમત મૂળ લેખકના રૂપે આંકવાની નથી. લેખમાં સમાતો ઉપદેશ મૂળ તો આનંદાશ્રમનો છે. એ ઉપદેશને લેખના રૂપમાં મૂકવાનાં કાર્યમાં કોઈ ક્ષતિ હોય તે માત્ર લેખકની છે.

આનંદાશ્રમના પોતાના એટલે ભારતવર્ષનાં શાસ્ત્રોના ઉપદેશનો જનતામાં સાત્વિક ભાવે પ્રચાર કરવા પૂરતીજ પ્રવૃત્તિ આનંદાશ્રમની છે.

બીજી રીતે આનંદાશ્રમ પ્રત્યેક વ્યક્તિના વ્યક્તિ સ્વાતંત્ર્યમાં માને છે તેથી આનંદાશ્રમના ઉપદેશને જાણીને પણ પ્રત્યેક વ્યક્તિ તેની પોતાની ઇચ્છા પ્રમાણે વર્તન કરવા સ્વતંત્ર રહે છે એમ આનંદાશ્રમ માને છે.

પ્રત્યેક વ્યક્તિના પોતાના વર્તનને પરિણામે સાંપડતા સુખ તથા દુઃખ માટેની જવાબદારી પણ પ્રત્યેક વ્યક્તિની પોતાની છે.

એવી સ્થિતિમાં ભારતવર્ષનાં શાસ્ત્રોએ ચિંધેલો માર્ગ તેના ખરા સ્વરૂપમાં જનતાને જણાવતા રહેવા પૂરતી પ્રવૃત્તિનો આનંદાશ્રમે મૂળથી અંગીકાર કરેલો છે તેનાથી અધિક કોઈ વ્યવહારની પ્રવૃત્તિનો આનંદાશ્રમ કે આનંદાશ્રમના કાર્યકરો અંગીકાર કરી શકે એમ નથી.

**स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ॥** પ્રત્યેક વ્યક્તિએ પોતાના વર્ણ આદિને અનુસરીને કરવાના કર્મોનું નિર્માણ તથા પ્રકાશન પરમાત્માએ પોતે કર્યું છે, તે નિર્માણ તથા પ્રકાશનને અનુસરતું આનંદાશ્રમનું કર્મ આનંદાશ્રમ કરે છે.

તે નિર્માણ અને પ્રકાશનને અનુસરતું આપનું થતું કર્મ આપ કરો અને જનતાનું થતું કર્મ જનતા કરે તો પ્રત્યેક વ્યક્તિ તેના પોતાના પદમાં સંતોષપૂર્વક સ્થપાઈ રહે અને કોઈ પણ વ્યક્તિને અન્ય કોઈ વ્યક્તિની સ્વતંત્રતા પર આક્રમણ કરવાનો પ્રસંગજ ઉભો થવા ન પામે.

જનતા આજ જે સુખદુઃખ ભોગવી રહી છે તે જનતાએ કરેલાં પ્રાક્તન કર્મનું ફળ ભોગવી રહી છે, હવે જે ભોગવશે તે તેણે આજ કરેલાં કર્મોનું ફળ હશે, તે સર્વની જવાબદારી જનતાની પોતાની છે.

જનતાને દુઃખ ભોગવવું ન પડે ને તેને સુખજ સુખ મળતું રહે એવાં કર્મોનું તથા તેવાં કર્મોના માર્ગનું દર્શન આ માસિકમાં કરાવાતું રહે છે તેનો જનતા લાભ લે એટલુંજ ઇચ્છવા તથા કરવા જેવું છે.

——[ * ]——

# हिंदु कोड बिल

[ લેખકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેસાઈ-વેદાંતભૂષણ ]

વિરોધી તથા અવિરોધી એવા સર્વે પક્ષોની એક સર્વપક્ષી પરિષદ ગોઠવી હિંદુ કોડ બિલમાટે એ પરિષદની સંમતિ મેળવવાના વા એ પરિષદને સંમતરૂપ હિંદુ કોડ બિલને આપવાના હવે પ્રયાસો થતા ચાલ્યા છે એવા સમાચાર સાંપડે છે.

હિંદુના એટલે ભારતવર્ષની આર્યજનતાના સામાજિક જીવનના ચાલતા વ્યવહારોમા સુધારાવધારા તથા નવા ધારા કરવા હિંદુ કોડ બિલ રાષ્ટ્રની ધારાસભામાં મૂકાયેલું છે એ પ્રસિદ્ધ છે.

ભારતવર્ષની આર્યજનતાના સામાજિક જીવનના ચાલતા વ્યવહારો પરાપૂર્વથી એટલે પેઢી દર પેઢીથી ચાલતા આવેલા છે.

એ વ્યવહારોનું નિર્માણ કરનાર પ્રથમના કોઈ રાજા કે રાષ્ટ્રપતિ હતા કે કોઈ રાજાની વા રાષ્ટ્રની ધારાસભા હતી એવું નથી

એ વ્યવહારોનું નિર્માણ કરનાર મનુ, યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ ને વ્યાસ આદિ ઋષિઓ હતા એ પ્રસિદ્ધ છે.

મનુ, યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠ ને વ્યાસ આદિ ઋષિઓ ઋષિપદને જે પામેલા છે તે તેઓ અંતઃપ્રજ્ઞાવાળા હોવાને કારણે પામેલા છે

સાધારણ રીતે મનુષ્યો બહિઃપ્રજ્ઞાવાળા હોય છે.

દેહ અને ઇંદ્રિયોના સાધનવડે સાંપડતી પ્રજ્ઞા બહિ પ્રજ્ઞા કહેવાય છે.

દેહ અને ઇંદ્રિયોવડે થનારી પ્રજ્ઞા દેહ અને ઇંદ્રિયોને સન્મુખ થવાની યોગ્યતાવાળા તથા શકયતાવાળા પદાર્થોની જ પ્રજ્ઞા હોય છે.

અને જે પદાર્થો દેહ અને ઇંદ્રિયોની બહાર રહેલા હોય છે તે જ પદાર્થો દેહ તથા ઇંદ્રિયોની સન્મુખ થવાની યોગ્યતાવાળા હોય છે.

તથી દેહ અને ઇંદ્રિયોવડે થતી પ્રજ્ઞાને બહિ'પ્રજ્ઞા કહેવામાં આવે છે

જે પદાર્થો દેહ તથા ઇંદ્રિયોની બહાર રહેલા ન હોય તથા તેથી જે પદાર્થો દેહ અને ઇંદ્રિયોને સન્મુખ થવાની યોગ્યતા તથા શકયતાવાળા ન હોય તે પદાર્થોની પ્રજ્ઞા દેહ અને ઇંદ્રિયોના સાધનવડે થવી સભવતી નથી પણ ઉલટુ દેહ તથા ઇંદ્રિયોથી વિરામ પામી પોતાના ચેતન સ્વરૂપમાં સ્થિત થવાથી જ થવી સંભવે છે.

દેહ અને ઇંદ્રિયોવાળા દેહીનું આ ચેતન સ્વરૂપ દેહ અને ઇંદ્રિયોની અંતર હોય. તેથી ચેતનસ્વરૂપમાંથી મેળવેલી પ્રજ્ઞાને અંતઃપ્રજ્ઞા કહેવામાં આવે છે.

દેહ અને ઇંદ્રિયો સભૂત એટલે જન્મ પામીને ઉપસ્થિત થયેલાં હોવાથી મર્યાદિત સામર્થ્યવાળાં હોય છે.

દેહીનું ચેતન સ્વરૂપ અજન્મા એટલે સ્વયંભૂ હોવાથી તેના સામર્થ્યને મર્યાદા નથી

તેથી દેહ અને ઇંદ્રિયોવડે કરેલી બહિઃપ્રજ્ઞાનું તથ્ય પણ મર્યાદિત હોય.

દેહીના ચેતનસ્વરૂપમાં સ્થિત થઇને કરેલી અંતઃપ્રજ્ઞાના તથ્યને મર્યાદા ન હોય.

પણ દેહ અને ઇંદ્રિયોમાં પોતાપણું કરી રહેલા દેહીને તેના ચેતન સ્વરૂપમાં સ્થિતિ કરવી સહેલી ન હોય.

તેથી સાધારણ રીતે સર્વે મનુષ્યોને અંતઃપ્રજ્ઞા હોતી નથી.

જે દેહીને દેહ તથા ઇંદ્રિયોથી પૃથક્ પોતાના ચેતનસ્વરૂપનો વિવેક હોય તથા દેહ અને ઇંદ્રિયોથી પૃથક્ પોતાના ચેતનસ્વરૂપમાં સ્થિતિ કરવાની જેને આવડ તથા સામર્થ્ય હોય તેને જ અંતઃપ્રજ્ઞા હોય.

સૃષ્ટિના આરંભ સમયે દેહ તથા ઇંદ્રિયોમાં સત્ત્વબળ અધિક અંશમાં હોવાને કારણે તથા રજસ્નો અને તમસ્નો મેલ અત્યંત ઓછા અંશમાં હોવાને કારણે દેહીઓને પોતાના ચેતનસ્વરૂપનો વિવેક તથા તેમાં સ્થિત થવાની આવડ અને સામર્થ્ય અધિક અંશમાં હોય છે.

મનુ, યાજ્ઞવલ્કય, વ્યાસ ને વસિષ્ઠ આદિ પૂર્વજ પુરુષોને પોતાના ચેતનસ્વરૂપનો વિવેક તથા તેમાં સ્થિત થવાની આવડ અને સામર્થ્ય એ કારણે અધિક અંશમાં હોવાથી તેમને અંતઃપ્રજ્ઞા હતી.

જનતાના સામાજિક જીવનના કયા કયા વ્યવહારોનું કેવું કેવું ધોરણ વા બંધારણ રાખવાથી તેને આ લોકનું તથા પરલોકનું અલૌકિક સુખ સાંપડતું રહે એ તેમણે અંતઃપ્રજ્ઞાવડે જાણી જનતાને જણાવેલું છે.

આ ઋષિઓનાં વચનોને શાસ્ત્ર કહેવામાં આવે છે.

શાસનોનો સંગ્રહ શાસ્ત્ર કહેવાય છે.

આજ્ઞાને શાસન કહેવામાં આવે છે.

જે વચનને અનુસરવાથી અનુસરનારનું અવશ્ય હિત વા કલ્યાણ થાય અને ન અનુસરવાથી ન અનુસરનારનું અવશ્ય અહિત વા અકલ્યાણ થાય તે વચન આજ્ઞા કહેવાય છે.

ઋષિનાં વચનો આજ્ઞારૂપ વચનો હોવાથી એ વચનોને શાસ્ત્ર કહેવામાં આવે છે.

શાસ્ત્ર કહે છે કે દેહીનું મૂળ રૂપ ચૈતન્ય હોવા છતાં જડ દેહમાં તથા ઇંદ્રિયોમાં જે તેનો દેહીભાવ થાય છે તે કેવળ માયાવડે થાય છે.

માટે દેહ તથા ઇંદ્રિયોના સ્વભાવ ધર્મોને ન અનુસરીને જે માર્ગે તે પાછો તેનાં મૂળ ચૈતન્ય સ્વરૂપને પામી રહે એ માર્ગ તેણે પકડવો જોઇએ એ દેહીનો મુખ્ય ધર્મ છે.

તથા તેથી દેહ અને ઇંદ્રિયોની સ્થિતિપર્યંત દેહ તથા ઇંદ્રિયોના સ્વભાવધર્મોને અનુસરતાં, જે તેણે ભોગ ભોગવવો થાય તથા તે ભોગના સંપાદન માટે જે કર્મો કરવાં થાય તે સર્વ પણ એ મુખ્ય ધર્મવડે નિયંત્રિત રહેવાં જોઇએ.

એટલું જ નહિ પણ દેહીઓ અનેક હોવાથી તથા સર્વે દેહીઓનું મૂળ સ્વરૂપ

એકજ ચૈતન્ય હોવાથી સર્વે દેહીઓનું પરસ્પરના વ્યવહારોનું પણ એ મુખ્ય ધર્મવડેજ નિયંત્રણ રહેવુ જોઇએ.

જો એમ કરવામાં ન આવે અને સર્વે દેહીઓ પોતપોતાના દેહ તથા ઇંદ્રિયોના સ્વભાવનેજ અનુસરતાં ભોગો ભોગવવામાં તથા ભોગો સંપાદન કરવાના કર્મોમાં સ્વચ્છંદ વર્તે તો મૂળ ચૈતન્યસ્વરૂપને પામવાનું તો માંડી વાળવુ પડે પણ સર્વેના દેહીરૂપોનો નિર્વાહ થવો પણ શકામાં પડે

સર્વે દેહીઓમા આ લોકના તથા લોકાંતરના સર્વે દેહીઓનો સમાવેશ થાય છે પણ આ લોકના મનુષ્યદેહીઓથી ભિન્ન બીજા દેહીઓને આ વિવેક કરવા પુરતો તથા તેને અનુસરવા પુરતો બુદ્ધિનો તથા અન્ય ઇંદ્રિયોનો આવશ્યક વિકાસ ન હોવાથી તેમના પ્રતિ તો શાસ્ત્રની કોઈ આજ્ઞા પ્રવર્તતી નથી.

પણ આ લોકના મનુષ્યદેહીઓ તથા લોકાંતરના દેવપિતૃઆદિ દેહીઓ શાસ્ત્રની આજ્ઞાઓને અનુસરી શકે એમ હોવાથી તેમના પ્રતિ ઉપર કહેલા હેતુને અનુસરીને શાસ્ત્રે કહેલી રીતે જીવન જીવવાની શાસ્ત્રની આજ્ઞાઓ પ્રવર્તેલી છે.

શાસ્ત્રની આ આજ્ઞાઓને અનુસરીને ભારતવર્ષની જનતામાં પરાપૂર્વથી પેઢી દર પેઢી વ્યક્તિગત તથા સામાજિક જીવન જીવાતુ ચાલ્યુ હતુ.

તે કેટલોક સમય થયા વિદેશી જનતાઓના આક્રમણ આદિ કારણોથી શિથિલ થતું ચાલ્યું.

શાસ્ત્રનુ પરિશીલન અશક્ય જેવું થતાં રૂઢિથી જેટલું પાળી શકાયું તેટલું પળાતું ચાલ્યું.

એમ થતાં છેલ્લા અંગ્રેજી જનતાના આધિપત્ય નીચે ભારતવર્ષની જનતાને જે પ્રકારનું વિનયન મળ્યુ તે પ્રકારના વિનયનથી ભારતવર્ષનાં શાસ્ત્રોપ્રતિ ભારતવર્ષની જનતાનેજ ઘૃણા ઉત્પન્ન થતી ચાલી

આજ ભારતવર્ષપરથી વિદેશી શાસન ચાલ્યું ગયુ છે પણ ભારતવર્ષના જે લોકનાયકોના હસ્તક ભારતવર્ષનું શાસન આવી પડ્યુ છે તે લોકનાયકો અંગ્રેજી વિનયન લઇને લોકનાયકો થયેલા હોવાથી તેઓ ભારતવર્ષનું શાસન બહુધા વિદેશી શાસનને અનુસરતુંજ રાખી રહ્યા છે અને ભારતવર્ષના શાસ્ત્રના શાસનોપ્રતિ તેઓ ઉઘાડી કે ઢાંકેલી પણ એક પ્રકારની ઘૃણા ધરાવતા થયેલા છે.

બીજી બાજુ ભારતવર્ષની જનતાનો મોટો ભાગ આજ શાસ્ત્રના પરિશીલન કે પરિચયથી રહિત થયેલો છે, તેથી શાસ્ત્રની આજ્ઞાઓમા રહેલા તત્ત્વને તે જાણતો નથી.

એવી સ્થિતિમા વિદેશી જીવનની ઢબે ભારતવર્ષમાં પણ જીવન જીવાતુ થાય એમ કરવા ભારતવર્ષના લોકનાયકો તલપાપડ ( તત્પર ) થયા છે.

કારણ કે વિનયન લેવાના વખથીજ તેઓ તો વિદેશી ઢબનુંજ જીવન જીવતા થયેલા છે તથા તેથી તેઓ ભારતવર્ષની જનતાથી એક રીતે અલગ જેવી સ્થિતિમાં મુકાઇ ગયેલા છે તેથી જો સમગ્ર રાષ્ટ્રમાં વિદેશી ઢબનું જીવન જીવવાનું ફાવડાવી ઠરાવવામાં આવે તો તેમનુ

અસમપણું આપોઆપ નિવૃત્ત થાય એ હેતુથી લોકનાયકો હવે ભારતવર્ષની જનતાને કાયદો કરી વિદેશી ઢબનું જીવન જીવતા કરવા માગે છે.

વિદેશી ઢબના જીવનમાં મુખ્ય દોર આ લોકના સુખસગવડનો હોવાથી સ્વચ્છંદતા એ એ જીવનનો પાયો છે.

એ ઢબનું જીવન અન્ય દેશોમાં જીવાતું થયું ત્યારથી આજસુધીમાં તેમાં રહેલા દોષો ઢંકાયા રહ્યા નથી છતાં તે દોષો પ્રતિ લોકનાયકો દૃષ્ટિ કરતાં હવે સંકોચાય છે.

હવે કહેવામાં આવે છે કે અંગ્રેજી જનતાના શાસનસમયે હિંદુ જનતાના શાસ્ત્રે નિર્માણ કરેલા જીવનબંધારણમાં પાંચ છ સંસ્કરણો તો થઈ ગયાં છે અને હવેનું સંસ્કરણ તો છઠ્ઠું કે સાતમું થાય છે એટલે કે પ્રથમનાં પાંચ છ સંસ્કરણો થયાં તેમાં હિંદુ જનતાએ વિરોધ કરેલો નથી તો હવેના સંસ્કરણમાં વિરોધ ન ઉઠાવવો જોઈએ.

પ્રથમનાં સંસ્કરણો પ્રસંગે વિરોધ ઉઠાવેલો હોય છતાં ગણકારવામાં ન આવ્યો હોય એ ન બનવાજોગ નથી.

આ પ્રસંગે પણ ઉઠાવેલા વિરોધને ગણકારવામાં ન આવે એ પણ ન બનવાજોગ નથી.

પણ પ્રથમનાં સંસ્કરણો પ્રસંગે શાસન વિદેશી જનતાને હસ્તક હતું. તેણે કરેલાં સંસ્કરણો રદ કરી શાસ્ત્રે આપેલા મૂળ બંધારણને અનુસરવાનું ઠરાવવામાં સ્વદેશી શાસનના લોકનાયકોનું ગૌરવ છે, તેને સ્થાને તેઓ તે સંસ્કરણોને અધિક દૃઢ કરનારું સંસ્કરણ હવે કરવા માગે છે તે સામે વિરોધ ઉઠાવવો તો ઠીક છે પણ જનતા જો જનતાના આપમાં હોય તો એવા લોકનાયકોને પદભ્રષ્ટ કરવા સુધીનો પ્રયત્ન પણ થવો જોઈએ છે.

પણ ભારતવર્ષની જનતા આજ ભારતવર્ષની જનતાના આપમાં રહેલી નથી તેથી ઋષિઓએ આપેલા બંધારણમાં અને આજના લોકનાયકો જે બંધારણ આપવા માગે છે તે બંધારણમાં રહેલા અંતરને જોઈ શકતી નથી અને **विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः ॥** એ ન્યાયે વિનિપાતના ક્રમનો અંગીકાર કરતી ચાલી છે.

આજ મળનારી પરિષદ્‌માં એક પણ વ્યક્તિ ઋષિની સંજ્ઞાની પાત્રતા ધરાવવાનો દાવો કરી શકે એમ સંભવતું નથી. એવી સ્થિતિમાં બહિ:પ્રજ્ઞાવાળી સમગ્ર જનતા ભેગી થઈને પણ નવું બંધારણ બાંધશે તે પણ જનતાના હિતમાં નહિ હોય.

એ પરિષદ્‌માં જેઓ ઋષિની સંજ્ઞાના હેતુને જાણતા હશે તેઓ તો ઋષિએ આપેલા બંધારણમાં તલભાર સુધારાવધારા કે નવા ધારા કરવામાં સંમતિ આપે એવો સંભવ નથી.

અને છતાં મુખ્ય પ્રધાને હિંદુ કોડ બિલ પસાર કરી તેને ધારાનું રૂપ આપવા પ્રતિજ્ઞા કરી છે તેથી વિરોધમાં મત આપનારની સંખ્યા પ્રમાણમાં ઓછી હશે તથા તેથી અંતે બિલ પાસ થઈને ધારાનું રૂપ લેશે એમ માનવામાં પણ કોઈ સંશય રહેતો નથી.

વાસ્તવિક સ્થિતિમાં આજની ગવર્નમેન્ટી ધારાસભા પણ એકપક્ષી છે તેથી તેમાં પક્ષની શિસ્તનો અપરાધ કરી બિલ સામે વિરોધ કરવાની કોઈ ધૃષ્ટતા કરે એમ તો નથીજ પણ સર્વપક્ષી કહીને બોલાવેલી પરિષદ્ પણ બહુધા એકપક્ષી થવાનો સંભવ છે.

હિંદુસભા, સમાજવાદી તથા સામ્યવાદી આદિ જે બીજા પક્ષો છે તે સર્વને આ બિલને લાગેવળગે છે તેટલી હદમાં રાષ્ટ્રસભા પક્ષનાજ પક્ષકારો ગણવા જેવા છે કારણકે તેઓ સર્વ પણ બહિ:પ્રજ્ઞાના ધોરણને અનુસરનારા છે

અંતઃપ્રજ્ઞાના ધોરણને અનુસરનારો માત્ર એક સનાતનધર્મવાદી પક્ષ છે પણ એ પક્ષનો કોઈ પ્રસંગે કાંઈ અવાજ ઉપર આવે એટલી બહુમતિ એ પક્ષ ધરાવતો હોય એમ જણાતું નથી

આવી સ્થિતિમાં એ બિલની વિરુદ્ધ કાંઈ કહેવું નિરર્થક છે એ જોઈ જાણીને પણ સ્વધર્મના પરિપાલનમાટે સમયે સમયે કહેવામાં આવ્યું છે ને આવશ્યકતા જણાશે ત્યાંસુધી કહેવાતું રહેશે.



## શ્રીનાથચરિતામૃત તૃતીયપ્રવાહમાં આવનારાં પૂ. કૃપાલાથનાં દૃષ્ટાંતો

[ સં:—શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા ]

**૨૪ અજ્ઞાનનું એક દૃશ્ય**—એક વાર એક માણસને બીજાએ ગાળ દઈને લપડાક મારી એટલે તે બોલ્યો કેમ ભાઈ! તમારે બાધવું છે? ગાળ દીધી, ને થપાટ મારી છતાં બાધવામાં શું બાકી હતું કે તેણે પ્રશ્ન કર્યો?

**માણસે સત્સંગવડે, સત્પુરુષની સેવાવડે, શાસ્ત્રવાચનવડે તથા સ્વધર્મપાલનવડે પોતાનું અજ્ઞાન ટાળવાનો પ્રયત્ન કરવો જોઇએ.**

**૨૫ વાંદરાની ખોટી માન્યતા.—અસાધનને સાધન માનીને પ્રયત્ન કરવાથી કાર્યસિદ્ધિ થતી નથી, પણ સાધનને સાધન માનીને તે સિદ્ધ કરવાથી કાર્યસિદ્ધિ થાય છે**—વાંદરા અનુકરણ કરનારાં પ્રાણી છે શિયાળામાં મનુષ્યોને તાપતા જોઈ અગ્નિનો લાલ રંગ જાણી તેઓ કેટલીકવાર લાલ ચણોઠી અથવા ગેરુનો ઢગલો કરી મનુષ્યની પેઠે ફરતાં ફરતા તાપવા બેસે છે, પણ તેમ કરવાથી તેની ટાઢ ઉડતી નથી તે પ્રમાણે જે મનુષ્યો શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ મહાપુરુષ પાસેથી જાણ્યા વિના પોતાની મેળે ગમે તે સાધન કરવા માંડે છે, અથવા પોતાની અવળી મતિને અનુસરી—અસાધનને સાધન માની, તેનું અનુષ્ઠાન કરવા માંડે છે તે મનુષ્ય પોતાની ધારણા પ્રમાણે કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરી શકતા નથી, પણ જે મનુષ્યો સત્શાસ્ત્ર ને સુયુક્તિઓને જાણનારા ને બ્રહ્મસાક્ષાત્કારવાળા અનુભવી મહાપુરુષ પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરી, તેઓશ્રીની આજ્ઞાનુસાર વર્તે છે તે મનુષ્યો પોતાના વાસ્તવિક કલ્યાણરૂપ મોક્ષને પ્રાપ્ત કરી શકે છે

**૨૬ ગધેડાની ભૂલ.**—આ સમગ્ર વિશ્વ પરમાત્માની સત્તાવડે ચાલી રહ્યું છે. વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ ને લય એમની સત્તાવડેજ થાય છે સકલ પ્રાણીઓ તેઓશ્રીના સ્વરૂપની અંતર્ગત છે, છતાં જીવો અજ્ઞાનવશ થઈ પોતાને કર્તાભોક્તા માને છે.

**"સામગ્રી સર્વે હરિ તણી, ભોગવે સંસાર,**
**મારું મારું તે કરી રહ્યા, તેણે ખાય છે માર."**

એક વાર એક કુંભાર પોતાના ગધેડા ઉપર શ્રીવિષ્ણુ, શ્રીમહેશ્વર આદિ ભિન્ન ભિન્ન દેવોની મૂર્તિઓ ભરીને એક ગામથી બીજે ગામ જતો હતો. મૂર્તિઓ બહુ સુંદર-ઘણી આકર્ષક હતી. તેમનું ગામની બજારમાંથી નીકળવું થતાં લોકો દેવોને નમસ્કાર કરવા લાગ્યા. એ જોઈ ગધેડો ઉભો રહ્યો. કુંભારે કહ્યું: મૂર્ખ! આ લોકો તને નમતા નથી. એ તો આ દેવોને નમે છે. તું શું કામ ઉભો રહે છે? તું તારે ચાલવા માંડ. કુંભારના આ કથનની સાથે ગધેડાનાં પગ પર ડફણું પડ્યું, ને તે ઉતાવળે ચાલવા લાગ્યો.

ઘણીવાર અમલદારો મિથ્યાભિમાન ને દંભવડે રાજાની કે ઉપરીની સત્તાનો પોતાનામાં આરોપ કરીને અન્યને દુ:ખી કરે છે, ને પોતે પણ પાપભાગી થઈને પરિણામે દુ:ખી થાય છે.

મિથ્યાભિમાન ને દંભ એ આસુરી સંપત્તિ છે, ને તે મુમુક્ષુએ સૂક્ષ્મ-દૃષ્ટિથી આત્મનિરીક્ષણ કરી ત્યજવા યોગ્ય છે.

———[ * ]———

## ભજનની કળા

[ લેખક:—શ્રી ચંદુભા રતનસિંહ દરબાર-મેરાઉ ( કચ્છ ) ]

( રાગ પરજ )

તન તંબુરાના તાર તંગ જે તાણે,
શુદ્ધ [1]ભગતીના એ ભેદ સંત કો જાણે. ૧

મન મંજીરાને વાળ ભજનની લાળે
જો દેશે અવળો તાલ ભવદવમાં બાળે. ૨

દિલ [2]ઢાકડિયું મજબૂત સાજ બહુ સારા,
તમે ગટા ચડાવી [3]ગ્યાન કરો પડકારા. ૩

દેહ આસન નિદ્રા ત્યાગ વૃત્તિ સ્થિર રાખી,
ઘટ અંતરમાં [4]જોત પ્રકાશ [5]શબદ શુણ [6]શાખી. ૪

નર નવરા ને નાદાન અવર શું જાણે,
ચંદુભા ચેતન કોક મોજ ઈ માણે. ૫

---

૧ ભક્તિ. ૨ ઢોલકું. ૩ જ્ઞાન. ૪ જ્યોત. ૫ શબ્દ. ૬ સાક્ષી.

# શ્રીઆનંદાશ્રમ-સમાચાર

## ( ફાલ્ગુન માસ )

**શ્રીસદ્‌ગુરુ મહાપૂજન**—શ્રી રામનવમીના દિવસે પૂજ્યપાદ કૃપાનાથનું સૌ આનંદાશ્રમ-વાસીઓએ મળીને વિધિવત્ મહાપૂજન કર્યું હતું ત્યારબાદ શ્રી રામજયંતી સબંધે શ્રી. માણેકલાલ નનાજી ચદારાણાએ વ્યાખ્યાન કર્યું હતું.

**લઘુરુદ્ર ને રુદ્રાભિષેક**—શ્રી ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુડલા લઘુરુદ્ર શ્રી. વામનરાય જટાશંકર ઠાકર-પાટણ ( લઘુરુદ્ર ) એક ભક્તજન ( રુદ્રાભિષેક ૨ )

**મુખ્યભેટ**—રૂા. ૧૨-૦-૦ એક ગૃહસ્થ તરફથી નિત્યદાન. હા શેઠ દામોદર માધવજી. રૂા ૧૧-૦-૦ શ્રી રૂપસિંહજી હરિસિંહજી રાણા-મુંબઈ. રૂા. ૧૦-૦-૦ શ્રી. પુરુષોત્તમભાઈ માસ્તર-બીલખા રૂા ૧૦-૦-૦ શ્રી હરખલાલ મણિશંકર-મુંબઈ. રૂા. ૧૦-૦-૦ શ્રીમતી સવિતાબેન લલુભાઈ-મુંબઈ રૂા, ૫૧-૦-૦ વીરપુરવાળા ભગત બાપા ગિરધરરામ હરિરામભાઈનાં સુપુત્ર શ્રી જયસુખરામભાઈના લગ્ન પ્રસંગે

**ભોજન**—રૂા. ૧૫-૦-૦ સ્વ. રવિકુંવરબેન હરજીવન-પોરબંદર. શરતી ભોજન. રૂા. ૧૯-૮-૦ શ્રી. કેશવલાલ કરસનજી ઓઝા તરફથી સ્વ શ્રી. કરસનજી પ્રાણજીવન ઓઝાના આત્મકલ્યાણાર્થે શરતી ભોજન, થાળ તથા અખંડ દીપમાળા આદિ માટે રૂા. ૨૧-૧૦-૦ શ્રી જગમોહનદાસ રમણિકલાલ કેશાણી-મુંબઈ. ભોજન થાળના રૂા ૪૪-૦-૦ પૂ. સ્વામી શ્રી સદાનંદજી તથા પૂ સ્વામી ચિદાનંદજી તરફથી શાસ્ત્રી દયારામ મૂળજીના પુત્રના લગ્નપ્રસંગે ભોજનાદિ

**થાળ.**—રૂા. ૧-૪-૦ શ્રી લક્ષ્મણ ગજા-જૂનાગઢ રૂા. ૧-૪-૦ શ્રીમતી મણિબેન અઢીયા-બીલખા. રૂા. ૧-૪-૦ શ્રી મોરારજી છગનલાલ-જૂનાગઢ રૂા. ૯-૦-૦ શ્રી દ્વારકાદાસ ભગવાનલાલ ઠાકર હસ્તે શરતી થાળ. રૂા ૧-૧૪-૦ શ્રી. વિઠ્ઠલદાસ શ્યામજી-કુડલા. શરતી થાળ. રૂા ૧-૪-૦ એક ભક્તજન-મુંબઈ. રૂા ૨-૮-૦ એક ભક્તજન-મુંબઈ. રૂા ૨-૦-૦ શ્રી. ચંદુલાલ શંકરલાલ પાઠક-જામજોધપુર રૂા ૨-૮-૦ શ્રી ડાહ્યાભાઈ મગળજી-જણુમર ( થાળ ને દીપક ) રૂા. ૧-૪-૦ શ્રી માણેકલાલ નાનજી ચદારાણા રૂા ૧૦-૦-૦ શ્રી હરખલાલ મણિશંકર પંડ્યા-મુંબઈ રૂા. ૨-૮-૦ શ્રી પ્રભાશંકર દયારામ-બીલખા રૂા ૧-૪-૦ શ્રી પ્રાગજી દેવજી-મોરબી રૂા ૭-૮-૦ શ્રી અરજણ કરમણ-મુંબઈ ( ૬ થાળ ). રૂા ૧-૪-૦ શ્રી. લાલચંદ અમરશી-હાક રૂા. ૨-૮-૦ શ્રી. જટાશંકર જગજીવન ( થાળ ) રૂા. ૫-૦-૦ શ્રી. કરણસિંહ લાલસિંહજી ઠાકોર ( ૪ થાળ ).

**અખંડદીપક.**—રૂા ૦-૧૫-૦ બેન સવિતાબેન-મુંબઈ રૂા ૧-૧૫-૦ શ્રી. હરખલાલ મણિશંકર-મુંબઈ રૂા. ૦-૮-૦ અખંડદીપક શ્રી, પ્રાગજી દેવજી-મોરબી રૂા ૧-૦-૬ શ્રી. અજિતરાય હરિદાસ પારેખ-મુંબઈ.

મુંબઈ નિવાસી સ્વ રાજસીભાઈ જીવરાજના પત્ની ગંગાસ્વરૂપ ડાહીબેન તરફથી ચાંદીનો ગ્યાસો તોલા ૧૩નો પૂજ્યપાદ કૃપાનાથની સેવામાં ઉપયોગાર્થે અર્પણ થયો છે, તેમજ એક ભક્તજન તરફથી પૂજ્યપાદ કૃપાનાથના ત્રિરંગી ફોટાઓ બે હજાર પ્રતિ અર્પણ થયેલ છે.

**ઔષધ માટેઃ**—રૂા. ૧-૪-૦ શ્રી. હરખલાલ મણિશંકર પંડ્યા–મુંબઈ.

**શ્રીમોરજીહદઃ**—આનંદાશ્રમમાં શ્રી. ભીખાલાલ પ્રભુદાસ પારેખ તરફથી ચાલુ ઉનાળામાં પાણીનું પરબ ચલાવવામાં આવે છે. આ માસમાં અહીં ચાલતા ઔષધાલયનો લાભ ૧૧ માણસોએ લીધો છે, તથા રામનવમી નિમિત્તે મહાપૂજન કરવામાં આવ્યું હતું. આ આનંદાશ્રમમાં સંસ્કૃત પાઠશાળા ચલાવવામાં આવે છે. અને તેમાં હાલ ૧૪ વિદ્યાર્થી લાભ લે છે.

**અમદાવાદ-આનંદાશ્રમમાં** રામનવમી નિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન કરવામાં આવ્યું હતું.

---

## परचुरण भेट

### ( સંવત્ ૨૦૦૬-ફાગણસુદિ ૧ થી ૩૦ સુધી )

૦-૨-૦ શ્રી. મા. ના.-ચંદારાણા
૦-૨-૦ બેન સુભદ્રાબા-ભીલખા
૦-૪-૦ ,, અમુલાબેન-ભીલખા
૨-૦-૦ શ્રી. પ્રાણલાલ જગજીવન
૧-૦-૦ ,, મહારાણીદાસભાઈ દેશાઈ
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ

જૂનાગઢમાં શ્રી. પોપટલાલ તારાચંદ વકીલને ઘેર મહાશિવરાત્રિના મહાપૂજનની ભેટઃ—

૧-૦-૦ શ્રી. કરણસિંહજીભાઈ ઠાકોર
૧-૦-૦ ,, દયાળસિંહજીભાઈ ઠાકોર
૧-૦-૦ ,, ભાનુલાલ પોપટલાલ
૧-૦-૦ ,, નરેંદ્રસિંહ દ. ઠાકોર
૧-૦-૦ ,, પોપટલાલભાઈ વકીલ
૦-૪-૦ ,, જટાશંકર હીરજી
૦-૮-૦ ,, નિરસિંહ ઠાકોર
૦-૪-૦ ,, ધરમશી છગનલાલ
૧-૦-૦ ,, કેશવજી ઝીણાભાઈ
૧-૦-૦ ,, જયચંદ મહેશ્વર
૦-૮-૦ ,, કાનજીભાઈ દવે
૦-૨-૦ બેન બેબીબેન મોરારજી
૦-૮-૦ શ્રી. મોરારજી લાલજી
૦-૪-૦ ,, મનસુખલાલ ગોપાળજી
૦-૧-૦ ,, સસદેવ પ્રભુલાલ
૦-૮-૦ ,, લાલજી ઝીણાભાઈ
૧-૦-૦ ,, ઈશ્વરલાલ પોપટલાલ
૦-૪-૦ શ્રી. કાનજીભાઈ દવેનાં પત્ની
૧-૦-૦ બેન પ્રભાબેન
૧-૦-૦ ,, હરિબા લાલસિંહ
૧-૦-૦ ,, રૂક્ષ્મણી ભાણજી
૧-૦-૦ ,, લીલાવંતી જમનાદાસ
૧-૦-૦ શ્રી. જમનાદાસ કેશવજી
૦-૨-૦ ,, ઈશ્વરલાલ ચંદુલાલ
૦-૨-૦ ,, મધુ વસંતરાય
૦-૨-૦ બેન વિમળા ભાનુલાલ
૦-૪-૦ ,, હંસા ભાનુલાલ
૦-૪-૦ ,, મણિબેન
૦-૮-૦ શ્રી. મોરારજી સી. મીરાણી
૦-૮-૦ શ્રી. લાલજી ઝીણા
૧-૦-૦ ,, દેવશંકર શ્યામજી
૦-૪-૦ ,, ડાયાભાઈ જેઠાભાઈ
૨-૧૨-૦ ,, રૂગનાથસિંહ ભવાનસિંહ
૨-૪-૦ બેન મણિબેન-કુતિયાણા
૧-૮-૦ શ્રી. દલીચંદભાઈ ડૉક્ટર
૧-૦-૦ ,, કુંદનલાલ પુંજાભાઈ
૦-૮-૦ ,, મોરારજી છગનલાલ
૧-૪-૦ બેન મણિબેન અઢીયા
૫-૦-૦ ,, દવે ભાગવત મૂળશંકર
૫-૪-૦ એક ભક્ત-કરાંચી
૦-૮-૦ બેન મણિબેન-માંડવા
૦-૫-૩ શ્રી. રતિલાલ મનોરદાસ

૧-૦-૦ એક ભક્ત-જોરાવરનગર
૧-૦-૦ બેન જડીબેન-જોરાવરનગર
૦-૮-૦ શ્રી. મગનલાલ રામજી જોશી
૦-૮-૦ બેન ઉમયાબેન
૦-૨-૦ શ્રી. જેઠારામ મગનલાલ
૦-૨-૦ ,, જગદીશ મગનલાલ
૧-૦-૦ ,, જયચંદ બહેચર
૦-૪-૦ ક્ષ દલપતરામજી
૦-૮-૦ શ્રી રામજી બહેચર
૩-૦-૦ ,, કરણસિંહજી ઠાકોર
૦-૮-૦ ,, મૂળશંકર કાનજી વકીલ

ફાગણ સુદિ ૫ પાટોત્સવ નિમિત્તે મહાપૂજન ભેટ:—

૫-૦-૦ શ્રી. મહારાણીદાસભાઈ દેસાઈ
૧-૪-૦ ,, દેવશંકર સ્વામીજી
૧-૦-૦ ,, કાનજીભાઈ દવે
૧-૪-૦ ,, અત્તીલાલભાઈ-જૂનાગઢ
૧-૦-૦ ,, પૂ. સ્વામી સદાનંદજી
૧-૦-૦ ,, નર્મદાશંકરભાઈ પચોળી
૨-૦-૦ ,, માણેકલાલ નાનજી ચદારાણા
૨-૦-૦ ,, જયચંદભાઈ વકીલ
૧-૦-૦ ,, જટાશંકર જગજીવન
૧-૦-૦ ,, ભાગવતભાઈ-સાયલા
૧-૦-૦ ,, અજિતરાય હ. પારેખ
૧-૪-૦ ,, મધુવનદાસ પરીખ-ગોધરા
૦-૨-૦ ,, હરિલાલ દેવશંકર
૦-૮-૦ ,, દયારામ શાસ્ત્રી
૦-૮-૦ ,, માળી ગુલાબસિંહ
૫-૦-૦ બેન સુમજીબા-બીલખા
૦-૪-૦ ,, અમુલાબેન
૦-૮-૦ શ્રી. અંબાશંકર નાનજી જોશી
૦-૨-૦ ,, લલિતપ્રસાદ જોશી
૧-૦-૦ ,, કરણસિંહજી-ઠાકોર
૧-૦-૦ ,, શશિકુમાર ,,
૧-૦-૦ બેન ગોદાવરીબેન લાલસિંહજી
૧-૦-૦ ,, હરિબા લાલસિંહ
૧-૦-૦ ,, પ્રભાવતીબેન ઠાકોર
૧-૦-૦ શ્રી. નિરંજનકુમાર ઉપેંદ્રસિંહ
૧-૦-૦ ,, રણજીતસિંહ ખેંગારસિંહ
૦-૮-૦ બેન વિમલાબેન ભાનુલાલ
૦-૮-૦ ,, હસાબેન ભાનુલાલ
૦-૨-૦ ચિ નિરજન તથા ભગવતીબેન
૧-૦-૦ ,, પૂ. ચિદાનંદજી સ્વામી
૦-૮-૦ બેન સવિતાબેન
૦-૨-૦ ,, ઉર્વશીબેન
૦-૨-૦ ,, સુધાબેન
૧-૦-૦ ,, પાર્વતીબેન-વથલી
૦-૪-૦ ,, ત્રિવેણીબેન-અમદાવાદ
૦-૨-૦ ચિ અનંતપ્રસાદ અંબાશંકર જોશી
૦-૪-૦ બેન ત્રિવેણીબેન
૦-૮-૦ ,, નાનુબાઈ જીણા
૧-૦-૦ શ્રી લાલજી જીણાભાઈ
૧-૦-૦ બેન મણીબેન-અઢીયા
૧-૦-૦ શ્રી કેશવજી જીણાભાઈ
૦-૨-૩ બેન ચંદ્રમાળાબેન જોશી
૧-૦-૦ શ્રી યાજ્ઞવલ્ક્ય વામનરાય
૧-૦-૦ ,, પ્રબોધચંદ્ર વામનરાય
૨-૦-૦ ,, વામનરાય જટાશંકર પાટણ
૧-૦-૦ બેન માયાકુંવરબેન જોશી
૧-૦-૦ ,, મધુબેન પાટણ
૦-૪-૦ શ્રી. હરજી કરસન
૧-૦-૦ ,, પોપટલાલભાઈ વકીલ
૧-૪-૦ એક ભક્તજન
૧-૪-૦ શ્રી. મોરારજી છગનલાલ
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી
૦-૪-૦ પૂ બ્ર. બ્રહ્મપ્રકાશજી
૧-૦-૦ શ્રી. મોરારજી ઓધવજીનાં પત્ની

× × × ×

૧-૦-૦ શ્રી. જવાશંકર દયાળજી
૨-૦-૦ ,, જનક ભટ્ટજી
૧-૦-૦ ,, કેશવજી જીણા
૦-૮-૦ ,, પ્રબોધભાઈ તથા યાજ્ઞવલ્ક્ય
૧-૦-૦ બેન પનાબેન વામનરાય
૦-૮-૦ ,, મધુબેન-પાટણ

૧-૦-૦ શ્રી. લાલજી જીણાભાઈ
૨-૦-૦ ,, પોપટલાલભાઈ વકીલ
૧-૦-૦ ,, મહારાણીદાસભાઈ દેશાઈ
૩-૦-૦ પૂ. સ્વામી ચિદાનંદજી
૧-૦-૦ શ્રી. મોરારજી છગનલાલ નિલદાન
૧-૪-૦ ,, ,, ,, ભેટ
૦-૪-૦ શ્રી. મૂળશંકરભાઈ કથાકાર
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા
૧-૦-૦ ,, નર્મદાશંકરભાઈ-ખીલખા
૫-૦-૦ શ્રીમતી કસ્તુરબેન ગોરધનદાસ
૧-૪-૦ શ્રી. દીનકરરાયભાઈ-પોરબંદર

× × × ×

મુંબઈમાં શ્રી આનંદાશ્રમ મુમુક્ષ મંડળમાં શિવરાત્રિનું મહાપૂજન થતાં ભેટઃ—

૫-૫-૩ એક ભક્તજન
૧-૦-૦ શ્રી. ગૌરીશંકર ઓધવજી
૫-૦-૦ ,, જાદવજી જીવરાજ
૨-૦-૦ ,, હરજીવન કેશવજી
૧-૦-૦ ,, ભાનુશંકર હરિશંકર
૧-૦-૦ ,, હરખલાલ મણિશંકર
૨-૦-૦ ,, ઓધાભાઈ જેઠાભાઈ
૨-૦-૦ ,, રૂપસિંહજી હરિસિંહજી
૧-૦-૦ ,, શંકરસિંહ નારણસિંહ
૦-૮-૦ ,, પ્રભાતસિંહ રૂગનાથસિંહ
૧-૦-૦ ,, વ્રજલાલ લવજીભાઈ
૭-૦-૦ ,, મીનોચેહર મસાની
૨-૦-૦ ,, જમશેદજી પે. ગોળવાળા
૫-૦-૦ ,, ધનજીશાહ અરદેશર મિસ્ત્રી
૦-૪-૦ ,, મધુસૂદન ટોકરશી
૧-૦-૦ ,, મગનલાલ ત્રિભુવન
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, રૂગનાથજી ત્રિભુવન
૨-૦-૦ ,, લાલજી લધાભાઈ
૧-૦-૦ ,, છગનલાલ સવજી
૦-૪-૦ ,, લીલાધર વલ્લભદાસ
૧-૦-૦ શ્રી. ગોકુળદાસ શિવશંકર
૧-૦-૦ ,, મોતીરામભાઈ હા. શેઠ દામોદર માધવજી

× × × ×

મુંબઈમાં આનંદાશ્રમ મુમુક્ષુમંડળમાં પાટોત્સવ નિમિત્તે મહાપૂજન ભેટઃ—

૫-૫-૩ એક ભક્તજન
૧-૦-૦ શ્રી, ટોકરશી ગોવિંદજી
૧-૦-૦ ,, ગૌરીશંકર ઓધવજી
૦-૪-૦ ,, લીલાધર વલ્લભદાસ
૫-૦-૦ ,, હરજીવન કેશવજી
૧-૦-૦ ,, જમશેદજી પે. ગોળવાળા
૧-૦-૦ ,, ગુણવંતસિંહ જાલમસિંહ
૧-૦-૦ ,, દાસભાઈ
૧-૦-૦ ,, રૂગનાથજી ત્રિભુવન
૨-૦-૦ ,, રૂપસિંહજી રાણા
૨-૦-૦ ,, લાલજી લધાભાઈ
૧-૦-૦ ,, છગન સવજી
૧-૪-૦ ,, ચંદ્રસિંહ પ્રતાપસિંહ
૧-૪-૦ બેન ઉષાબેન પ્રતાપસિંહ
૧-૦-૦ ,, અવલબેન પ્રતાપસિંહ
૧-૦-૦ શ્રી. જમનાદાસ સંઘવી હા. શેઠ દામોદરભાઈ

અમદાવાદ-આનંદાશ્રમમાં આવેલી ભેટઃ—

૮-૮-૦ સ્વ. બાપાલાલ નાનાલાલ તરફથી માસિક નૈવેદ્યના
૦-૮-૦ શ્રી. રાજેન્દ્રરાયભાઈ
૫-૦-૦ ,, હરિલાલ હરકીશનદાસ

× × × ×

૦-૧૫-૩ મોજીદડમાં પરચુરણ ભેટ
૧-૦-૦ શ્રી. કેશવલાલ માણેકલાલ ચંદારાણા
૦-૪-૦ સૌ. જયંતિબેન
૧-૦-૦ શ્રી. ચુનીલાલ હરકીશનદાસ-વલસાડ
૩-૪-૦ વીંછુડા આનંદાશ્રમમાં આવેલી ભેટનો
૬-૪-૦ શ્રી. રણછોડ જુઠા પટેલ-અનીડા

૦-૪-૦ બેન કસ્તુરબેન વ્યાસ
૧-૦-૦ શ્રી. નાનજીભાઇ ખોજા ભગત-દામનગર
૨-૦-૦ ,, કલ્યાણદાસ વલ્લભદાસ-ધારી
૫-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા તરફથી ભાવનગરમાં ભિન્ન ભિન્ન પૂજન ભેટના
૧-૦-૦ ,, ગોપાળજી ગૌરીશંકર-અમરેલી
૨-૦-૦ ,, કેશવલાલ માણેકલાલ ચદારાણા
૧-૦-૦ બેન મણિબેન-ભાવનગર
૧-૦-૦ શ્રી. અંટોળભાઇ કબીરવડવાળા
૧-૦-૦ ,, મહીશ્વરભાઇ માસ્તર-વેકરી
૧-૮-૦ ,, ડાયાભાઇ મગળજી-જણુસર
૦-૪-૦ ,, પ્રાણજીવન નરોત્તમ-જંણુસર
૨-૦-૦ ,, કેશવલાલ જેઠાલાલ મજીઠીયા
૧-૦-૦ ,, મોરારજી ઓધવજી અઢીયા
૧-૪-૦ બેન મુક્તાબેન શામજી-શાંતાક્રુઝ
૦-૪-૦ શ્રી દેવશંકરભાઇ ભીડોરા
૧-૪-૦ ,, હરખલાલ મણિશંકર પંડ્યા
૧-૪-૦ બેન શાંતાબેન મણિશંકર
૧-૧૧-૦ પરચુરણ ભેટ મંદિરેથી
૧-૪-૦ શ્રી પ્રભાશંકર દયારામ-બીલખા
૧-૪-૦ બેન પુષ્પાબેન અર્જુનલાલ-બીલખા
૧-૦-૦ શ્રી. અરજણ કરમણ મુંબઇ
૨-૦-૦ ,, ભાનુશંકર જટાશંકર-મોજીદડ
૧-૦-૦ ,, અરજણ કરમણ-મુંબઇ
૧-૦-૦ ,, વિઠ્ઠલદાસ ગોરધનદાસ-પોરબંદર
૧-૧૫-૬ મંદિરેથી ભેટ
૧-૪-૦ બેન જયતિબેન ચદારાણા-ભાવનગર
૧-૦-૦ ,, ત્રિવેણીબેન-અમદાવાદ
૦-૪-૦ ,, ઉર્વશીબેન જગજીવનદાસ
૧-૦-૦ મેંદરડાના એક ભક્ત
૦-૫-૦ શ્રી. પ્રેમશંકર પીતાંબર-મોટા કોટડા
૭-૦-૦ પૂ સ્વામી સદાનંદજી તથા પૂ સ્વામી ચિદાનંદજી તરફથી સંન્યસ્ત લેવા નિમિત્તે ભેટ
૧૦-૦-૦ પૂ સદાનંદજી તથા પૂ. ચિદાનંદજીએ સન્યસ્ત લેવા નિમિત્તે ગોદાનના
૦-૮-૦ શ્રી. ઠાકર જટાશંકર જગજીવન
૧-૦-૦ ,, હરિલાલ જીવનલાલ-ખડીયા
૧-૦-૦ ,, મોદી ગોરધનદાસ દામજી-બીલખા
૭-૦-૦ બેન જાનબાઇ ડોસાભાઇ-રાણાવાવ
૦-૫-૩ શ્રી દામોદર માધવજી જોશી-ભાડુપ
૧-૦-૩ ,, ભાનુશંકર કનૈયાલાલ
૦-૭-૦ પરચુરણ ભેટ મંદિરેથી
૧-૦-૦ પૂ. બ્ર શ્રીઆત્મપ્રકાશજી
૨-૦-૦ શ્રી ચંપકલાલ કામેશ્વર-જૂનાગઢ
૧-૦-૦ ,, હરિશંકર છોટાલાલ ,,
૦-૯-૦ ,, વલ્લભજી જીવા-ખંભાળિયા
૦-૮-૦ પૂ બ્ર દલપતરામજી
૧-૪-૦ શ્રી. શુક્લ કાંતિલાલ પ્રભાશંકર
૫-૪-૦ ,, ઠાકરશી હીરજી ચદારાણા રાજકોટ
૦-૮-૦ શ્રી ટોકરશી ગોવિંદજી ચદારાણા જૂનાગઢ
૧-૦-૦ ,, ટોકરશી ગોવિંદજી હા મુક્તાબેન

——[ * ]——

લીંબુડા આનંદાશ્રમ—શ્રીરામનવમીના દિવસે મહાપૂજન થયું હતું તથા "શ્રીરામ જન્મ પ્રસંગ" રામાયણમાંથી વાચનામાં આવ્યો હતો, અને પચાસ મનુષ્યોએ લાભ લીધો હતો



Reg. No. B. 3087.
પ્ર૦ તા. ૨૫ એપ્રિલ

## મહાપૂજન-સમાચાર

જેઠ સુદિ ૧૧ રવિવાર તા. ૨૮-૫-૧૯૫૦ના દિવસે સવારે સ્ટા. ટા. ૧૦ થી ૧૧ વાગે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન માધવભુવન કાંદાવાડીમાં થશે.

લિ. આનંદાશ્રમ સુમુક્ષુમંડળ-મુંબઈ

શ્રીઆનંદાશ્રમ, પો. બીલખા-(સૌરાષ્ટ્ર)
તરફથી
પ્રગટ થતું ધાર્મિક **માસિક પત્ર**
P. O. Bilkha (Saurashtra-India)
આનંદાશ્રમ

૫૦૧ શ્રી. ફાર્બસ ગુજરાતી સભા
નં ૩૬૫, વિઠ્ઠલભાઈ રોડ, કોંગ્રેસલેન
મુંબઈ ૪

શ્રી.

## જ્ઞાન-પ્રચાર

શ્રીઆનંદાશ્રમ-બીલખાથી પૂ. સ્વામીશ્રી ચિદાનંદજી અહીં જૂનાગઢ આવેલા. પાછળથી પૂ. સ્વામીશ્રી સદાનંદજી પણ આવેલા. અહીંના શ્રીઔદીચ્ય બ્રાહ્મણ વિદ્યાર્થિ ભવનના છાત્રોને સંધ્યા, ગાયત્રી, વૈશ્વદેવ આદિ બ્રાહ્મણધર્મનું પ્રબોધન પૂ. સ્વામીજીઓ તરફથી થયેલું.

ઉપરાંત શ્રીઆનંદેશ્વર-વ્યાયામ શાળાના કુમારોને તથા કિશોરોને પૂ. સ્વામીશ્રી ચિદાનંદજીએ " માનવ-સંસ્કૃતિ "નું ઉદ્બોધન કર્યું હતું.

અહીંના શ્રીસ્વામીનારાયણનું મંદિર, શ્રીકાશીવિશ્વનાથનું મંદિર, શ્રીભૂતનાથનું મંદિર, શ્રીભીડભંજનનું મંદિર, શ્રીકોટેશ્વરનું મંદિર, શ્રીકોટેશ્વરનો અખાડો, શ્રીશીતલાકુંડ, શ્રીવૈષ્ણવ હવેલી, શ્રીકબીરજીની જગ્યા, શ્રીઆનંદાશ્રમ મંડળ તથા ભાવિક સજ્જનોને ત્યાં પણ દર્શન-સત્સંગ અર્થે જવું થયું હતું; અને એ રીતે પણ કૃપાનાથના દિવ્ય સંદેશનો પ્રચાર થયેલો. પૂ. સ્વામીશ્રી સદાનંદજી તથા પૂ. સ્વામીશ્રી ચિદાનંદજી જૂનાગઢ, શાહપુર, ધણફુલિયા, મેંદરડા, ખોરાસા તથા જેતપુર આદિ સ્થળોએ ગયા હતા; અને કૃપાનાથનો દિવ્યસંદેશ પ્રસરાવવા પ્રયત્ન કર્યો હતો.

લિ.--નરેન્દ્રસિંહ દ. ઠાકોર

——[ * ]——

વર્ષ ૧૮ મું
વૈશાખ
મે ૧૯૫૦
અંક ૧૨
સંવત્ ૨૦૦૬

॥ ॐ ॥

॥ यतो धर्मस्ततो जयः ॥

# आनंदाश्रम

વાર્ષિક લવાજમ
પોસ્ટેજસાથે
રૂ. ૧-૮-૦
પરદેશમાટે
શિલિંગ ૨



શ્રીઆનંદાશ્રમ-બીલખા

संसारसागराद्घोरात्समुद्धरति मानवान् ।
निकेतो नाथपादानां आनंदाश्रम उज्ज्वलः ॥

ભાવાર્થ.—શ્રીનાથભગવાનના નિવાસધામભૂત ઉજ્વલ આનંદાશ્રમ મનુષ્યોનો ઘોર સંસારસમુદ્રમાંથી સારી પેઠે ઉદ્ધાર કરે છે.

# અનુક્રમણિકા



આ માસમાં **શ્રીબીલખા** આનંદાશ્રમના ઔષધાલયનો લાભ ૧૮ બંધુબહેનોએ લીધો હતો. તેમ જ શ્રીદક્ષિણામૂર્તિ પુસ્તકાલયનો ૨૦ બંધુબહેનોએ લાભ લીધો છે.

**જરૂરી**

સૂચના—લેખસંબંધી અને માસિકસંબંધી સર્વ પત્રવ્યવહાર શ્રી. વ્યવસ્થાપક આનંદાશ્રમ. બીલખા ( સૌરાષ્ટ્ર ) એ શિરનામે કરવો.


તંત્રી અને પ્રકાશકઃ શ્રી મહારાણીદાસ ગોકુળદાસ દેસાઇ, વેદાંતભૂષણ
ઠે. કરણપરા, શેરી નં ૨૯, ચંદ્રભવન-રાજકોટ ( સૌરાષ્ટ્ર )

મુદ્રણસ્થાનઃ શ્રીભગવતસિંહજી ઇલેક્ટ્રિક લિથો એન્ડ પ્રિન્ટિંગ પ્રેસ.
માલિકઃ પારેખ કેશવજીચંદ કાનજીભાઈ-ગોંડલ [ જો. નં. ૨૪૦ ]



श्रीदक्षिणामूर्तिनाथसद्गुरवे नमः॥




आनंदं ब्रह्मणो विद्वान् न बिभेति कुतश्चन ।

અર્થઃ—આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનાર કોઈથી પણ ભય પામતો નથી.

તૈત્તિરીય—ઉપનિષત્

વર્ષ ૧૮ મું ] સંવત્ ૨૦૦૬ વૈશાખ [ અંક ૧૨ મો

# मनना बंधनो दूर करवानो बोध

૫૬

(લેખકઃ—પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્)

મનને છૂટું મેલો, બંધન સૌ તેનાં ઠેલો.[1] મનને૦ ટેક૦
કરો વાણીને વશ દૃઢતાથી, તજો સ્વભાવ પડેલો,
મનને શોધો નિત્ય પ્રીતથી, કરો સ્વભાવ ઠરેલો. મનને૦ ૧
આજ્ઞાને ક્ષણ ક્ષણ સંભારી, સુવેગ વધારી વે'લો,
ચીલે ચાલવાની વૃત્તિને, દેજો સઘ ધકેલો. મનને૦ ૨
કુસ્વભાવ તજવાનો મારગ, નથી કહ્યો કંઈ સે'લો,
મરણ આગમે તે ચાલે છે, તે મારગમાં પે'લો. મનને૦ ૩
વિચાર જીવન સફળ કર્યાનો, જેના મનમાં ઊંડેલો;
ગુરુ વચનમાં પ્રીતિ રાખી, તજી કુટેવ, શકેલો. મનને૦ ૪
તમે તેમ વરતી પ્રીતિથી, અનુભવો આનંદ-રે'લો,[2]
ભવસાગરનો પાર પામશો, થશે જન્મ આ છેલો. મનને૦ ૫

——[ * ]——

૧ દૂર કરો—સંસારમાં બાંધી રાખનારી દુષ્ટ વાસનાઓને તજી દો. ૨ પ્રવાહ.

# શ્રીનાથવચનામૃત

[ પૂજ્યપાદ શ્રીમન્નાથભગવાન્ ]

વિવેક, વિરાગ, શમ, દમ ને સમાધાનાદિવિના જિજ્ઞાસુને અંતર્મુખવૃત્તિ પ્રાપ્ત થઈ શકતી નથી. ને અંતર્મુખવૃત્તિ થયા વિના જિજ્ઞાસુને અવિદ્યાની નિવૃત્તિનો ને અખંડાનંદનો અનુભવ થતો નથી.

સર્વદૃશ્યનું મિથ્યાપણું ને માત્ર દૃષ્ટાનું સત્યપણું અંતઃકરણમાં ઉત્તરોત્તર વધારે સ્થિર કરતાં રહેશો.

તમારે મૈત્રી, ગાર્ગી અને સુલભાના જેવી સ્થિતિ પ્રાપ્ત કરવા ઘણામાં ઘણી શ્રદ્ધા, પ્રીતિ, ધૈર્ય, સાવધાનતા ને દૃઢતા રાખી સતત પ્રયત્ન કરવો જોઇએ.

સ્વસ્તિકાસન, સિદ્ધાસન કે પદ્માસન એ ત્રણમાંના કોઈ એક આસને ત્રણ કલાક બેસવાનું બળ મેળવવું જોઇએ.

મનુષ્યજન્મનું માહાત્મ્ય સમજી તથા જીવનનું ક્ષણભંગુરપણું જાણી આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. આલસ્યપ્રમાદાદિને વશ નજ થવું જોઇએ.

આકાશમાં જે અનેક ગોળો પ્રતીત થાય છે તે પણ પૃથ્વીના જેવાં યોગ્ય પ્રાણીઓનાં નિવાસસ્થાનો છે. વાયુ આકાશના લગભગ દશમા ભાગમાં રહેલો છે. પૃથ્વી આદિની આસપાસ અમુક સીમા સુધી સ્થૂલસૂક્ષ્મ વાયુ હોય છે.

પવિત્ર પર્વતોના, પવિત્ર વનોના અને પવિત્ર નદીઓનાં તટોના કોઈ કોઈ ભાગો સ્થૂલ એકાંતપ્રદેશ ગણાય છે. તે અનુભવીઓને પૂછી પ્રયોજન હોય ત્યારે જાણી શકાય.

બ્રહ્મા પણ પોતાનું આયુષ પુરું થયે—મહાપ્રલયકાળે પોતાના શરીરનો પરિત્યાગ કરે છે પછી સૃષ્ટિના આરંભમાં બીજા બ્રહ્મા તેમના પદપર આવે છે.

તમે શ્રવણ ઘણો સમય કર્યું છે. હવે મનનમાં ને નિદિધ્યાસનમાં શ્રદ્ધા, પ્રીતિ ને જાગૃતિથી જેટલો વધારે સમય લઈ શકાય તેટલો લેવા તમારે સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનો છે

આત્મા સ્થૂલશરીરરૂપ નથી, તે ત્રણ શરીરથી પર, આકાશ ને માયાથી પણ સૂક્ષ્મ, અસંગ ને સચ્ચિદાનંદરૂપ છે, તેમાં મનને સુસ્થિર કરવા મુમુક્ષુએ આગ્રહપૂર્વક પ્રયત્ન કરવાનો છે.

( ચાલુ )

# યોગસૂત્રો

[ અનુવાદકઃ-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

( અનુસંધાન અંક ૯-૧૦ના પૃષ્ઠ ૧૩૬ થી )

## विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥ १८ ॥

**ગુર્જરી**—જે ( સમાધિ )માં પ્રથમ વિરામ પ્રત્યયનો અભ્યાસ ( કરવાનો હોય છે ) તથા જે ( સમાધિ ) સંસ્કારરૂપે શેષ રહે છે તે બીજો ( સમાધિ ) છે.

**પદબોધિની**—**विरामः वितर्कादिचिन्तात्याग सर्ववृत्तीनामभावइतियावत्।** વિરામ એટલે વિતર્ક આદિના ચિંતનનો ત્યાગ. એટલે સર્વ વૃત્તિઓનો અભાવ થાય એટલી હદ પર્યંત વિતર્ક આદિ સર્વના ચિંતનનો ત્યાગ.

**तस्य प्रत्यय कारणं परवैराग्यम्।** તેનું પ્રત્યય એટલે કારણ પરવૈરાગ્ય.

**तस्य अभ्यास. पौनः पुन्येनानुष्ठानं पूर्वं यस्य स तथोक्तः।** તે ( પર વૈરાગ્ય )નો અભ્યાસ એટલે વારે વારે અનુષ્ઠાન જેના આરંભમાં કરવાનું હોય છે તે આ સૂત્રમાં કહેલો અસંપ્રજ્ઞાતસમાધિ છે.

**संस्कारशेष' निर्वृत्तिकत्वात्तत्सत्तामात्र प्रतिष्ठित' निरवलंब इति यावत्।** સંસ્કારરૂપે શેષ રહેતો સમાધિ એટલે વૃત્તિ વિનાનો હોવાથી માત્ર દેખાવારૂપ રહેતો એટલે વિષયના આશ્રયવિનાનો સમાધિ એમ કહેવાનો ભાવ છે.

**अन्यः संप्रज्ञाताद्भिन्न' असंप्रज्ञात इत्यर्थ.।** બીજો એટલે સંપ્રજ્ઞાતથી ભિન્ન અસંપ્રજ્ઞાત એમ એનો અર્થ છે.

**परवैराग्याभ्यासात् पूर्वपूर्वसंस्कारनाशक्रमेण सर्ववृत्त्यभावरूपो निरवयलंबनो-मधेयोऽसंप्रज्ञातः समाधिर्भवतीत्यर्थ ॥ १८ ॥** પરવૈરાગ્યના અભ્યાસથી પૂર્વ પૂર્વ સંસ્કારના નાશને ક્રમે સર્વે વૃત્તિઓના અભાવરૂપ નિરવલંબ ( કોઈ પણ વિષયના અવલંબન વિનાનો ) એવા નામવાળો અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે એમ કહેવાનો ભાવ છે

**ભાષ્યઃ—अथासंप्रज्ञात' समाधि किमुपाय' किंस्वभावोवेति विरामप्रत्ययाभ्यास-पूर्वः संस्कारशेषोऽन्यः।** હવે અસંપ્રજ્ઞાત સમાધિ કયા ઉપાયવાળો છે અથવા કેવા સ્વભાવવાળો છે તે કહેતાં કહે છે કે જે સમાધિમા પ્રથમ વિરામપ્રત્યયનો અભ્યાસ કરવાનો હોય છે અને જે સંસ્કારરૂપે શેષ રહે છે તે ( સંપ્રજ્ઞાત સમાધિથી ભિન્ન ) બીજો ( અસંપ્રજ્ઞાત સમાધિ ) છે.

**सर्ववृत्तिप्रत्यस्तसमये संस्कारशेषो निरोधश्चित्तस्य समाधिरसंप्रज्ञातः।** બધી વૃત્તિઓના આથમી જવા સમયે સંસ્કારરૂપે રહેતો ચિત્તનો નિરોધ અસંપ્રજ્ઞાત સમાધિ છે.

**तस्य परवैराग्यमुपाय'।** પરવૈરાગ્ય એનો ઉપાય છે.

**सालंबनोह्यभ्यासः तत्साधनाय न कल्पत इति विरामप्रत्ययो निर्वस्तुक आलंबनोक्रियते।** કેમકે કોઈ પણ વસ્તુના અવલંબનવાળો અભ્યાસ તે ( અસંપ્રજ્ઞાત સમાધિ )નું સાધન થઈ શકે નહિ તેવી વસ્તુ વિનાના વિરામનેજ વૃત્તિના અવલંબનનો વિષય કરવામાં આવે છે.

**स चार्थशून्य।** અને તેથી તે 'અસંપ્રજ્ઞાત સમાધિમા વૃત્તિના આલંબનરૂપે કોઈ પદાર્થ હોતો નથી.

**तदभ्यासपूर्वकं हि चित्तं निरालंबनमभाव प्राप्तमिवभवतीत्येष निर्बीजः समाधिरसंप्रज्ञातः ॥ १८ ॥** કેમકે તે (વિરામ)ના અભ્યાસવાળું પયેલું ચિત્ત આલંબન વિનાનું અને તેથી અભાવને પામ્યા જેવું થાય છે તેથી એ સમાધિ નિર્બીજ (આલંબનરૂપ બીજ વિનાનો) અને અસંપ્રજ્ઞાત કહેવાય છે.

અનુવાદઃ—૧૭મા સૂત્રમાં કહેલા સંપ્રજ્ઞાત સમાધિથી ભિન્ન બીજા પ્રકારનો એટલે અસંપ્રજ્ઞાત સમાધિ આ સૂત્રમાં કહ્યો છે.

૧૭માં સૂત્રમાં સંપ્રજ્ઞાત સમાધિ સંપ્રજ્ઞાત સમાધિ કેમ કહેવાય છે તેનું માત્ર કારણ કહ્યું છે.

સંપ્રજ્ઞાત સમાધિનું સ્વરૂપ તથા તે સમાધિ સિદ્ધ કરવાનું સાધન આદિ કાંઈ ૧૭મા સૂત્રમાં કહ્યું નથી તે આગળ યોગ્ય સ્થાને કહેવાશે.

આ પરિચ્છેદમાં મુખ્યપણે અસંપ્રજ્ઞાત સમાધિને કહેવો છે તેથી ૧૭મા સૂત્રમાં સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત કહેવાનું કારણ જે કહ્યું છે તે પણ મુખ્યપણે સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત કહેવાનું કારણ કહેવા કહ્યું નથી પણ સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત કહેવાનું જે કારણ છે તે કારણ અસંપ્રજ્ઞાત સમાધિમાં રહેલું નથી હોતું એમ જણાવી મુખ્યપણે અસંપ્રજ્ઞાત સમાધિના સ્વરૂપનો નિર્ધાર કહેવાના હેતુથી જ ૧૭માં સૂત્રમાં સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત કહેવાનું કારણ કહેલું છે.

સંપ્રજ્ઞાત સમાધિના સર્વે સમયમાં પુરુષનું દ્રષ્ટારૂપ જેવું ને તેવું રહેતું હોવાથી પુરુષ સમાધિને તથા સમાધિના વિષયને જાણે છે અને સમાધિ તથા સમાધિનો વિષય પુરુષવડે જાણેલાં થાય છે તેથી સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત સમાધિ કહેવામાં આવે છે એ અર્થનું ૧૭મા સૂત્રમાં કહ્યું છે.

એથી અસંપ્રજ્ઞાત સમાધિમાં પુરુષનું દ્રષ્ટારૂપ રહેતું ન હોવાથી અસંપ્રજ્ઞાત સમાધિના સમયમાં પુરુષ સમાધિને તથા સમાધિના વિષયને જાણતો હોતો નથી અથવા સમાધિ તથા તેનો વિષય પુરુષવડે જાણેલાં હોતા નથી એટલે કે પુરુષ તે સમયે તેના ચૈતન્ય માત્ર સ્વરૂપમાં સ્થિતિ કરી રહેલો હોય છે એમજ ૧૭મા સૂત્રવડે કહેવાનો મુખ્યભાવ છે એમ જણાઈ આવે છે.

એમ ૧૭મા સૂત્રમાં સંપ્રજ્ઞાત સમાધિને સંપ્રજ્ઞાત કહેવાનું કારણ જે કહેલું છે તે અસંપ્રજ્ઞાત સમાધિને અસંપ્રજ્ઞાત કહેવાનું કારણ જણાવવા માટે જ કહેલું છે.

હવે આ સૂત્રમાં પ્રથમ અસંપ્રજ્ઞાત સમાધિ શી રીતે સિદ્ધ થાય એ કહેતાં કહ્યું છે કે વિરામપ્રત્યયનો અભ્યાસ કરવાથી અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે.

ચાલુ અવસ્થાની કોઈ પણ ગતિ વા પ્રવૃત્તિ બંધ પડે એ અવસ્થાને વિરામ કહેવામાં આવે છે.

આ પ્રકરણે ચિત્તની જ ગતિ વા પ્રવૃત્તિની ચર્ચા હોવાથી ચિત્તની ગતિ વા પ્રવૃત્તિ બંધ પડે એ અવસ્થાને આ સૂત્રમાં વિરામ કહ્યો છે.

ચિત્ત વૃત્તિરૂપે ઇંદ્રિયોદ્વારા વિષયો સાથે સંબંધ કરે તે ચિત્તની જાગ્રત્ સમયની ગતિ વા પ્રવૃત્તિ છે.

ઇંદ્રિયોની અને વિષયોની અપેક્ષાવિના પણ ચિત્ત વૃત્તિરૂપે સ્વપ્ન દર્શન કરે તે ચિત્તની સ્વપ્ન અવસ્થાના સમયની ગતિ વા પ્રવૃત્તિ છે.

અને ચિત્ત નિદ્રાવૃત્તિનો અવલંબન કરી રહે એ ચિત્તની સુષુપ્તિ અવસ્થાના સમયની ગતિ વા પ્રવૃત્તિ છે.

ચિત્તની આ ત્રણે અવસ્થાના સમયની સર્વ ગતિ વા પ્રવૃત્તિ બંધ પડે એટલે કે ચિત્ત અવૃત્તિક થાય તે ચિત્તનો વિરામ છે.

ચિત્ત વૃત્તિરૂપેજ સર્વ ગતિ વા પ્રવૃત્તિ કરતું હોવાથી ચિત્તનો વિરામ વૃત્તિનો વિરામ પણ કહેવાય છે.

ચિત્ત વૃત્તિરૂપે જે કોઇ પદાર્થનો સંબંધ કરે તે પદાર્થ ચિત્તનો વા વૃત્તિનો વિષય કહેવાય.

અન્ય સર્વ પદાર્થોથી વિમુખ થઇને ચિત્ત વૃત્તિરૂપે કોઈ એક જ પદાર્થમાં ચોંટી રહે તે ચિત્તે વા વૃત્તિએ તે પદાર્થનું આલંબન કર્યું કહેવાય.

એ રીતે ચિત્ત વૃત્તિરૂપે જે પદાર્થનું આલંબન કરે તે પદાર્થ ચિત્તના વા વૃત્તિના આલંબનનો વિષય કહેવાય.

ચિત્તના વા વૃત્તિના આલંબનના વિષયને ચિત્તનો વા વૃત્તિનો પ્રત્યય પણ કહેવામાં આવે છે.

ચિત્તના વા વૃત્તિના વિરામને ચિત્તનો વા વૃત્તિનો પ્રત્યય એટલે આલંબનનો વિષય કરવાથી અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે.

એટલે કે ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન કરી રહેવાથી અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે.

દૃશ્યના સદ્‌ભાવનું આલંબન કરી રહેવાથી જેમ ચિત્તની જાગ્રત્ અવસ્થા થાય છે, નિદ્રાસમયે પરાવશપણે સંચિત સંસ્કારોમાંના કોઇ સંસ્કારનું આલંબન કરી રહેવાથી જેમ ચિત્તની સ્વપ્નઅવસ્થા થાય છે, દૃશ્યના અભાવનું આલંબન કરી રહેવાથી ચિત્તની જેમ સુષુપ્તિ અવસ્થા થાય છે, તથા કોઈ પણ દૃશ્ય ઇષ્ટ વિષયનું આલંબન કરી રહેવાથી ચિત્તની જેમ સંપ્રજ્ઞાત સમાધિની અવસ્થા થાય છે તેમ ચિત્તના વા વૃત્તિના વિરામનું એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન કરી રહેવાથી ચિત્તની અસંપ્રજ્ઞાત સમાધિની અવસ્થા થાય છે.

પણ દૃશ્યના સદ્‌ભાવનું તથા અભાવનું આલંબન કરવાની તેમ જ સંચિત સંસ્કારોમાંના કોઈ સંસ્કારનું પરવશપણે આલંબન કરવાની ચિત્તને અનાયાસ આવડ આવી જાય છે અને ઇષ્ટ વિષયનું આલંબન કરવાની આવડ પણ ચિત્તને ઇષ્ટ વિષયના આકર્ષણને યોગે અલ્પ આયાસે આવી જાય છે પણ ચિત્તના વા વૃત્તિના વિરામનું એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન કરવામાં પ્રયત્નની અપેક્ષા રહે છે માટે ચિત્તના વા વૃત્તિના વિરામનું એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન અભ્યાસવડે સિદ્ધ કરવાનું આ સૂત્રમાં કહ્યું છે.

એકનું એક કાર્ય વારેવારે કર્યા કરવાના યત્નને અભ્યાસ કહેવામાં આવે છે.

પ્રથમ ચિત્તનો વા વૃત્તિનો વિરામ એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થા સિદ્ધ કરવામાં પણ એવા અભ્યાસની અપેક્ષા થાય તથા પછી તેનું આલંબન કરી રહેવાના કાર્યમાં પણ અભ્યાસની અપેક્ષા થાય.

એ રીતના અભ્યાસથી આલંબનના વિષયમાં એટલે ચિત્તના વા વૃત્તિના વિરામમાં એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થામાં ચિત્તનું વા વૃત્તિનું સંપૂર્ણપણે વા સમ્યક્ એટલે જોઇએ

તેવું સ્થાપન થવા પામે ત્યારે આ સૂત્રમાં કહેલો અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે.

અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થતાં પુરુષ તેના ચૈતન્યસ્વરૂપમાં અભેદભાવે સ્થિત થાય છે અને ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન કરી રહેલા ચિત્તની વૃત્તિ પુરુષથી વિખુટી પડેલી પુરુષના આશ્રય વિનાની થયેલી વૃત્તિના સંસ્કારરૂપે શેષ રહે છે.

સીંદરી બળી ગયા પછી સીંદરીની સંજ્ઞા આપનારું સીંદરીનું જે નિ:સત્ત્વરૂપ શેષ રહે છે તે નિ:સત્ત્વરૂપ સીંદરી નહિ પણ સીંદરીનો સંસ્કાર કહેવાય છે એવી રીતે પુરુષના આશ્રય વિનાની ચિત્તની નિ:સત્ત્વવૃત્તિનું જે રૂપ શેષ રહે છે તે વૃત્તિનું નહિ પણ વૃત્તિના સંસ્કારનું છે.

એ રીતે ચિત્તના વા વૃત્તિના વિરામનું એટલે ચિત્તની અવૃત્તિક અવસ્થાનું અવલંબન દઢ થતાં અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થાય છે અને અસંપ્રજ્ઞાત સમાધિ સિદ્ધ થતાં પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત થાય છે અને ચિત્તની અવૃત્તિક અવસ્થાનું આલંબન કરી રહેનારી ચિત્તની વૃત્તિ પુરુષના આશ્રય વિનાની થતાં નિ:સત્ત્વ થઈને સંસ્કારરૂપે શેષ રહે છે.

આ અસંપ્રજ્ઞાત સમાધિની અવસ્થાના સમયમાં પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત થયેલો હોવાથી સમાધિની અવસ્થાને જાણનો હોતો નથી અને સમાધિની અવસ્થા પુરુષવડે જણાયેલી થતી નથી તેથી અસંપ્રજ્ઞાત સમાધિની આ અવસ્થાને અસંપ્રજ્ઞાત સમાધિની અવસ્થા કહેવામાં આવે છે.

અને એ કારણે અસંપ્રજ્ઞાત સમાધિને પણ અસંપ્રજ્ઞાત સમાધિ નહિ પણ અસંપ્રજ્ઞાત સમાધિ તેના સંસ્કારરૂપે શેષ રહે છે એમ આ સૂત્રમાં કહ્યું છે.

ચિત્તની અવૃત્તિક અવસ્થામાં અથવા ચિત્તની અવૃત્તિક અવસ્થાના આલંબનવાળા અસંપ્રજ્ઞાત સમાધિની અવસ્થામાં દશ્યના કોઈ વિષયને સંબંધ કરનારી વૃત્તિ રહેલી હોતી નથી પણ દશ્યના વિષયોને સંબંધ કરનારા સંચિત સંસ્કારોનો તે સમયે ચિત્તમાં સદ્ભાવ રહેલો હોય છે એ હેતુને જણાવી આ સૂત્રમાં કહેલા સંસ્કાર શેષનો અર્થ માત્ર સંસ્કારો શેષ રહેલા હોય છે એવો પણ અર્થ થાય છે.

પ્રથમથી કરેલા સંકલ્પના પ્રમાણમાં અથવા પ્રયત્નના બળના પ્રમાણમાં થોડો વા ઘણો સમય સમાધિ ટકીને જે ક્રમે પુરુષની ચૈતન્ય સ્વરૂપમાં સ્થિતિ થયેલ હોય તેના વિપરીત ક્રમે પાછી ચિત્તમાં સ્થિતિ કરી સંસ્કારને અનુરૂપ જાગ્રત અવસ્થામાં પુરુષ પાછો પ્રવેશ કરે છે.

એ રીતે આયુષ્યના અવધિપર્યંત અસંપ્રજ્ઞાત સમાધિનું સેવન કરતો પુરુષ આયુષ્ પૂરું થતાં સદાને માટે ચૈતન્ય સ્વરૂપમાં અવસ્થાન કરી રહે છે. અને પરવૈરાગ્યનું બળ જેને અતિ પ્રમાણમાં હોય તે અન્ય અવસ્થાઓની અપેક્ષાએ અસંપ્રજ્ઞાત સમાધિની અવસ્થાનું જ આગ્રહથી અધિક સેવન રાખી સ્વવશપણે સ્વરૂપમાં વહેલું પણ અવસ્થાન કરી રહે છે.

આ અસંપ્રજ્ઞાત સમાધિની સાધનામાં આલંબનનો વિષય દશ્ય પદાર્થોમાંનો કોઈ હોતો નથી પણ ચિત્તની અવૃત્તિક અવસ્થા હોય છે તેથી એક રીતે આલંબનવાળો કહેવા છતાં અસંપ્રજ્ઞાત સમાધિ વાસ્તવિક રીતે કહેતા નિરાલંબ સમાધિ હોય છે.

૧૩માં સૂત્રમાં કહેલા વિચાર પ્રધાન વિવેકવડે અને ૧૫મા તથા ૧૬મા સૂત્રમાં કહેલા અપર તથા પરવૈરાગ્યવડે ચિત્તની સર્વ વૃત્તિઓના નિરોધપૂર્વક ચૈતન્ય સ્વરૂપમાં સ્થિતિ કરવાનું જેને અનુકૂળ ન હોય તેણે આ સૂત્રમાં કહેલા ક્રિયાપ્રધાન અસંપ્રજ્ઞાત સમાધિવડે ચિત્તની સર્વ વૃત્તિઓના નિરોધપૂર્વક સ્વરૂપમાં અવસ્થાન કરવાનું કહ્યું છે અને આ સૂત્રમાં

કહેવો. ક્રિયાપ્રધાન અસંપ્રજ્ઞાત સમાધિ સાધવાનું જેને અનુકૂળ ન હોય વા સામર્થ્ય ન હોય-તેણે પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિવડે સ્વરૂપની પ્રજ્ઞા મેળવી પછી અસંપ્રજ્ઞાત સમાધિવડે સ્વરૂપમાં અવસ્થાન કરવાનું ૧૭મા સૂત્રવડે સૂચવેલું છે.

વિચારપ્રધાન ઉપાયથી કે ક્રિયાપ્રધાન ઉપાયથી પણ જે ક્ષણે પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત થવા ભાગ્યશાળી થાય તેજ ક્ષણ તે કૈવલ્યને પામે છે અને તેનું દેહીરૂપ નિર્વાણ પામે છે.

એકલાપણાને કૈવલ્ય કહેવામા આવે છે. ચૈતન્ય એકજ ને અદ્વિતીય હોવાથી અને પુરુષનું વાસ્તવિક સ્વરૂપ ચૈતન્ય હોવાથી પુરુષ મૂળથી તો એકલોજ હોય છે એટલે કે તેને સ્વતઃસિદ્ધ કૈવલ્ય હોય છે પણ પછી ચિત્તના (અંતઃકરણના) યોગે તે બેકલો થાય છે. એ સ્થિતિમાં પણ પુરુષ પોતે જુદો ને ચિત્ત જુદું એ રીતનું તેનું બેકલાપણું હોતું નથી. એ સ્થિતિમાં પણ ચિત્ત સાથે એકતા કરીને તે પોતાને કેવળ એટલે એકલોજ જાણે છે. પણ એ અવિવેકને લીધે એમ જાણે છે ખરી સ્થિતિ જોતા ચિત્તના યોગે તે બેકલો થયેલો હોય છે. પછી પાછો યોગનો આશ્રય કરીને ચિત્તથી છૂટો પડીને તે એકલો એટલે કેવલ થાય છે તેથી તે કૈવલ્યને પામ્યો કહેવાય છે.

એ રીતે પુરુષનું જે દેહીપણાવાળું પુરુષરૂપ છે તે અવિવેકને લીધે ઉભું થયેલું હોવાથી વિચારપ્રધાન કે ક્રિયાપ્રધાન યોગનો આશ્રય કરીને પુરુષ તેના મૂળ ચૈતન્ય સ્વરૂપમાં સ્થિત થાય ત્યારે નિર્વાણ પામે

ચૈતન્ય સ્વરૂપમાં સ્થિતિ કરી રહેવાના પ્રયત્નના તથા આગ્રહના પ્રમાણમાં તેનું વહેલું કે મોડુ નિર્વાણ થાય પણ જે ક્ષણે પુરુષ તેના ચૈતન્ય સ્વરૂપમાં સ્થિતિ પામે તે ક્ષણથી તેનું ચિત્ત (અંતઃકરણ) તેના ઉપાદાન (ઉત્પતિ) કારણ પ્રકૃતિમાં લય પામવાના ક્રમપર ચડે તે પૂરેપૂરુ લય પામે ત્યારે પુરપના દેહીપણાવાળા પુરુપરૂપનું સદાને માટેનું નિર્વાણ થાય

———[ * ]———

## पत्र अने प्रत्युत्तर

[ લેખક-શ્રી. મહારાણીદાસ ગોકુળદાસ દેશાઈ-વેદાંતભૂષણ ]

પત્ર.—ભારતવર્ષની સંસ્કૃતિનો લેખ આપે પ્રજ્ઞાપ્રસાદ અનુસાર લખ્યો તે જનસમૂહ વધારે વાંચે વિચારે સમજે તેમ થવા જરૂર છે વિશ્વમંગલ, મહાદેશ, અખંડાનંદ આદિ જે માસિક બહોળો ફેલાવો પામેલા છે તેમાં પણ આપના લેખો મોકલતા રહો તો વધારે સેવા થાય આપને મારે લખવુ ન ઘટે પણ અંતઃકરણનો વેગ વધતાં લખ્યું છે.

સ્પર્શાસ્પર્શ, બ્રાહ્મણધર્મ, ક્ષાત્રધર્મ, વૈશ્યધર્મ, શૂદ્રધર્મ અને સામાન્યધર્મ, प्राणाघातान्निवृत्तिः परधनहरणेसंयम । ઇત્યાદિ ઉપર આપ અજવાળુ પાડી શકો

વિદ્વાન્ સાક્ષર ધર્મપ્રેમી બંધુઓએ પ્રમાદ તજી પ્રજાને જગાડવાની જરૂર છે

જો કે સમય આવ્યે પ્રભુથી પ્રકટશે ત્યારે તો સકલ વિશ્વનું વાતાવરણ ફરી જશે પરંતુ પ્રભુ આપને ધન્યવાદ આપ્યા કરે એટલું આપે કરવું રહ્યું.

આ વર્ષે પાટોત્સવમાં આપની સાથે બેસી પૂજ્યપાદ કૃપાનાથનું પૂજન કરવાનો મને લાભ મળ્યો એ મારું અહોભાગ્ય.

આપ સુહૃદ મારા જેવા ઉપર આટલી દયા રાખો તે મારે મન આનંદ.

હું તો આપના…જેટલી યોગ્યતાવાળો રહ્યો એટલે નમ્રભાવે આટલી વિનતિ પાઠવું છું.

**પ્રત્યુત્તર:**—વિશેષમાં આપના પત્રના ઉત્તરે વિનતિ કે ભારતવર્ષની સંસ્કૃતિનો લેખ આપને ગમ્યો જાણી સંતોષ થયો છે.

જનસમૂહ એ લેખ વધારે વાંચે તો સારું થાય એમ આપ ઇચ્છો છો અને તે માટે વિશ્વમંગલ, સત્સંદેશ અને અખંડાનંદ જેવા બહોળો ફેલાવો પામેલાં માસિકોમાં એ અને એવા લેખો મોકલતા રહેવાય તો સારું એમ આપ ઇચ્છો છો એ લોકકલ્યાણની ભાવનાવાળા આપને ઘટે છે.

પણ હું તો માત્ર આનંદાશ્રમને વરેલો છું. આનંદાશ્રમમાં જેમને વાંચવું હોય તે વાંચે અને જેને આનંદાશ્રમ ન વાંચવું હોય તે ન વાંચે.

હું તો માત્ર મારું કર્મ કરી ચૂકું એટલે હું કૃતકૃત્ય છું.

લોકે પોતે પણ પોતાના કલ્યાણની ખેવના રાખવી જોઇએ અને જે પત્ર વાંચવાથી પોતાનું કલ્યાણ થાય એમ હોય તેવાજ પત્રો મેળવી વાંચવાની કાળજી રાખવી જોઇએ.

મારા લેખોની પણ ખરી કિંમત આનંદાશ્રમમાં તે લખાય તો જ છે. બીજાં પત્રોમાં લખાયેલા મારા લેખોની કિંમત પૂરી એક કોડીની પણ ન થાય.

આનંદાશ્રમમાં લખાયેલા મારા લેખોમાં પૂજ્યપાદ કૃપાનાથનું સત્ત્વ વા તેજ સમાયેલું હોય છે. અને ખરી કિંમતવાળી વસ્તુ એજ છે.

બીજાં પત્રોમાં લખાયેલા મારા લેખોમાં એ સત્ત્વ વા એ તેજ નજ ભળે તેથી બીજાં પત્રોમાં મારા લખેલા લેખો મારા લખેલા હોય છતાં તેમની કાંઇ કિંમત ન અંકાય.

એટલું જ નહિ પણ આનંદાશ્રમમાં લખાતા લેખો આનંદાશ્રમને અનુરૂપ કોટિના લખાય અને અન્ય પત્રોમાં લખવાના લેખો તે તે પત્રને અનુરૂપ કોટિના લખાય. તેથી આનંદાશ્રમમાં લખાય એવા લેખો બીજા પત્રોમાં લખી પણ ન શકાય.

જેના પુણ્યપ્રારબ્ધનો ઉદય હોય તે આનંદાશ્રમ વાંચે. જેના પુણ્યપ્રારબ્ધનો ઉદય ન હોય તે આનંદાશ્રમ ન વાંચે. બંને પ્રસંગમાં મારા ચિત્તની પૂરી સમતા છે.

કારણ કે **मा फलेषु कदाचन।** એ વચનવડે પરિણામમાં આસક્તિ ન રાખવાનો સચ્છાસ્ત્રનો તથા સદ્ગુરુદેવનો ઉપદેશ છે.

અન્ય અનેક વિષયોપર લેખો લખવા આપ પ્રેરણા આપો છો તેનો હું અંગીકાર કરું છું. જોકે મધ્યે મધ્યે એવા વિષયોપર લેખો લખાતા રહે છે. તો પણ લખતા રહેવાનું હું મનપર રાખીશ.

ખરી વાત એ છે કે હજી આજ આનંદાશ્રમનું જે કદ છે તેમાં ઝાઝા લેખો

થઈ શકાતા નથી. નવા વર્ષથી એટલે જેઠ માસથી એક ફારમ વધારવાની ધારણા છે તે પાર પડશે તો ઘણા લેખો લઈ શકાશે.

પ્રજાને જગાડવાની આપ જરૂર જુઓ છો તે પણ આપના પવિત્ર હૃદયને અનુસરતું છે. પણ પ્રજા આજ રાજકારણ આદિ વિરોધી પ્રવાહોમાં વધુ પડતી જાગતી થઈ છે ત્યાંથી તેનું ધ્યાન ખેંચી ખરુ કલ્યાણ કરનારા પ્રવાહપ્રતિ જાગ્રત્ કરવી એ જરા કઠણ કામ થયું છે.

અને આપણું પ્રત્યેક કર્મ કેવળ સાત્વિક ભાવનાવાળુ રહ્યું.

**यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः।** એ વચનને અનુસરીને આપણા કોઈ કર્મ પાછળ કોઈ કામના કે કોઈ ધારણા ન હોય.

**कर्मण्येवाधिकारस्ते।** એ વચન પ્રમાણે આપણે આપણું કામ કરી ચૂક્યા એટલે આપણને સંતોષ વળી રહે.

પ્રજા તેનો લાભ લઈને તેનું પ્રારબ્ધ અનુકૂળ હોય તો જાગે ને નહિ તો સૂઈ રહે. પરિણામ સાથે આપણને લેવા દેવા કે મમતા ન હોય.

કારણ કે પ્રજાને પ્રજાનાં પ્રારબ્ધ પણ ભોગવવાં હોય.

માટે આપ પરિણામ અનુકૂળ આવવાનો આગ્રહ ન રાખશો.

પરિણામ અનુકૂળ આવે તો અવશ્ય પ્રસન્નતા ઘણી થાય પણ આજ જનતાનાં ચરિત જોતાં એવી આશા ઓછી રહે

પાટોત્સવના પૂજનમાં સાથે બેસવાનું બન્યું તેને આપ અહોભાગ્ય માનો છો એ આપના નિરભિમાન હૃદયને શોભાવનારુ છે.

બીજી રીતે કૃપાનાથની સમીપમાં કોઈ નાનું મોટુ નથી. ત્યાં સહુ સરખાં છે.

અને આપ આપને ઓછી યોગ્યતાવાળા માનો તે પણ આપની નિરાભિમાનતા છે. સહુની ખરી યોગ્યતા એક કૃપાનાથ પોતે જ જાણે છે.

સહુ ઉપર એમની કરૂણાદૃષ્ટિ સ્થિર રહે એ જ પ્રચ્છનાયોગ્ય છે.

પ્રભુશ્રીના પ્રાકટ્યની આપ આશા સેવો છો એ પણ આપની સજ્જનતાને અને આપની લોકદયાને અનુસરતું છે.

પણ પ્રભુશ્રી પ્રકટ હતા ત્યારે પણ લાભ લેનારાઓની સંખ્યા પ્રમાણમાં ન્યૂન હતી. તો પછી પ્રભુશ્રી કોને માટે ને શા માટે વારે વારે પ્રકટ થયા કરે એ પણ વિચારવા જેવું છે.

જ્યારે જ્યારે કાંઇ લખવા જેવું લાગે ત્યારે ત્યારે લખતા રહેવામાં સંકોચ ન કરશો, કૃપાનાથના સંબંધે કરીને સર્વ બન્ધુઓનો તથા બહેનોનો હું તો કાંઈ આવડત વિનાનો તથા કાંઈપણ કરવાની શક્તિ વિનાનો એક દાસ છું ' માટે મન ઉપર મારે માટે વધારે પડતો માનનો બોજો રાખી રહેવાની કાંઈ અગત્ય નથી.'

———[ * ]———

## સેવાધર્મ

[લેખક:-શ્રી. અજિતરાય હરિદાસ પારેખ]

પ્રાણિમાત્રને પ્રાપ્ત વ્યાવહારિક દુઃખમાંથી વિહિત રસ્તે વિહિત ઉપાય અને પ્રવૃત્તિથી મુક્ત કરાવવામાં યથાશક્તિ સાહાય્યરૂપ થવું તે સેવાધર્મ ગણાય છે, અને આવા પ્રકારની સેવા પ્રશંસાપાત્ર છે; પણ આ સાહાય્યથી તે દુઃખ કાયમ માટે નિવૃત્ત થશે અને ભાવિમાં તે વા બીજું દુઃખ નહિ પ્રાપ્ત થાય એમ કહી શકાય નહિ. ડૉક્ટરે દરદીને આપેલી સૂચનાથી ઉપરવટ થઈ વર્તવામાં જેમ તેને માટે ભય અને જોખમ રહેલા છે તેમ શાસ્ત્રોની મર્યાદાની ઉપરવટ થઈ વર્તવામાં મનુષ્યોને માટે ભય અને જોખમ રહેલા છે. મનુષ્યને વર્તમાન સ્થિતિથી નીચે નહિ જવા દેતાં તેને ઉત્તરોત્તર ઉન્નતિના ક્રમમાં લઈ જનારા એવા શાસ્ત્ર ઉપદિષ્ટ શુભકર્મ અને શુભ વિચારના ઉપદેશરૂપની સેવા એ પરમ સેવાધર્મ કહી શકાય. જે ઉપદેશના પાલન અને વર્તનથી મનુષ્યોના જન્મ જન્માંતરોના સંસ્કારોનો તેઓના પ્રયત્નના પ્રમાણમાં ઉચ્છેદ થવા પામે અને અંતે જેથી દુઃખ હમેશને માટે નિવૃત્ત થવા પામે એવા અતિ હિતકર ઉપદેશનો ઉપદેશ કરનારાઓ સમાજની પરમ સેવા કરી રહ્યા છે અને આવી સેવા વધારે સ્તુતિપાત્ર છે. આવા ઉપદેશનો અધિકાર જેઓએ ધર્મના રહસ્ય સમજીને વર્તનમાં મૂકેલ છે તેઓનો છે અને તેવા મનુષ્યોએ પોતાથી બની શકે તે રીતે અને તેટલા પ્રમાણમાં સમાજને સાહાય્યરૂપ થવું ઘટે છે, અને વિવેકી મનુષ્યોએ તેમના કાર્યમાં અનુકૂળતા કરી આપવાની રહે છે. શાસ્ત્રોક્ત શુભ કર્તવ્ય અને શુભ વિચાર મનુષ્યોની દુઃખની નિવૃત્તિમાં મદદરૂપ થાય છે એટલું જ નહિ પણ સુખની પ્રાપ્તિમાં હેતુરૂપ બને છે.

જેઓ ધર્મના સાચા રહસ્યને સમજ્યા વગર માત્ર પોતે પંડિતરૂપે પ્રસિદ્ધ થવા ઉપદેશ કરી રહ્યા છે તેઓ સમાજને લાભદાયક થવાને બદલે ધર્મના આચારવિચારના સંબંધમાં ખોટી સમજ ઉત્પન્ન કરનારા બને છે, માટે લોકમાં પ્રસિદ્ધ થવાના ઉપદેશો શ્રુતિસ્મૃતિના આધારો સાથે પ્રકટ થતા રહે એજ ઇચ્છવાયોગ્ય છે.

---

## પ્રેમ-સગાઇ

[લેખક:-શ્રી. રઘુનાથ ત્રિભુવનદાસ-મુંબઈ]

ઓ પ્રેમપથગામી[1] પાખંડને ન પૂજતા;
નકલી કદી ન નભતા, ભવનીર પ્રેમી તરતા.
રમતા રસિક રંગો, દુનિયા તણી પીછીમાં;
સહુ કો ભળે રંગાયા, પાગલ[1] કદી ન ભળતા.
ધન માલ સહુ જગતના, એ તુચ્છ નજર જોતા;
દુઃખ એજ પ્રેમ આશિષ, છૂપી પ્રભુની ગણતા.
હું ભાવથી ન હરખે, જોવા થકી ન રીઝે;
શબરીનાં બોર ખાતાં, પ્રભુ પ્રેમ-ઝરણ દ્રવતા.

---

૧ સાચા પ્રેમને પંથે ઝુંપળનારા.

# પંચદશી
## (બાળકો માટે)
[ લેખકઃ-સ્વામીશ્રી ચિદાનંદજી ]

પંચદશી-એ એક પુસ્તક છે.

એ પુસ્તકમાં પંચદશ એટલે પંદર પ્રકરણો છે.

તેથી એ પુસ્તકનું નામ પંચદશી રાખવામાં આવ્યું છે.

પંચદશી પુસ્તક સંસ્કૃત ભાષામાં છે અને પદ્યમાં એટલે શ્લોકમાં લખવામાં આવ્યું છે.

મહાત્માશ્રી નથુરામશર્માજીએ પંચદશીનું ગુજરાતી ભાષાંતર કર્યું છે.

એ ગુજરાતી ભાષાંતરનું નામ ભાવાર્થદીપિકાટીકા છે-અને

તે આનંદાશ્રમ, બીલખા (સૌરાષ્ટ્ર)-એ સ્થળેથી-મળી શકે છે.

પ્રત્યેક જીવનું સાચું સ્વરૂપ આત્મા છે અને જગતનું સાચુ સ્વરૂપ પરમાત્મા છે-આત્મા ને પરમાત્મા એકસ્વરૂપ છે અને આનંદસ્વરૂપ છે-આનંદસ્વરૂપ થઈ જવુ એમાં મનુષ્યજીવનની સફળતા છે-માટે, માણસ માત્રે પરમાત્માનું સ્મરણધ્યાન કરીને પરમાત્માને પામી જવું જોઈએઃ—

આવો બોધ પંચદશી પુસ્તકમાં છે

આ પંચદશી પુસ્તકના કર્તા વિદ્યારણ્યસ્વામી છે.

વિદ્યારણ્યસ્વામી શૃંગેરીમઠના શંકરાચાર્ય હતા.

શ્રીઆદ્યશંકરાચાર્ય ભગવાને ભારતવર્ષમાં ચાર મઠો સ્થાપ્યા છે-પૂર્વદિશામાં જગન્નાથપુરીમા ગોવર્ધનમઠ, પશ્ચિમદિશામા દ્વારકામાં શારદામઠ, ઉત્તરદિશામાં જ્યોતિર્મઠ ને દક્ષિણદિશામાં શૃંગેરીમઠ.

સનાતન વૈદિકધર્મ (હિંદુધર્મ)ના સંરક્ષણ ને સંવર્ધનમાટે આ ચારેય મઠોની સ્થાપના થયેલી છે.

વિદ્યારણ્યસ્વામી એ સંન્યાસી તરીકેનું નામ હતું-પરંતુ, તેમનું પૂર્વાશ્રમમાં નામ માધવાચાર્ય હતું.

માધવાચાર્ય વિજયનગર રાજ્યના પ્રધાન હતા.

વિજયનગરનું રાજ્ય તે સમયે એક મોટુ હિંદુ રાજ્ય હતું—અને-તે દક્ષિણભારતમાં આવેલું હતું.

વિદ્યારણ્યસ્વામી મોટા પંડિત હતા-અને તેઓશ્રીએ આ "પંચદશી" ઉપરાંત બીજાં પણ ઘણાં સારા સારાં વાંચવા જેવાં પુસ્તકો લખ્યાં છે. ૐ શાંતિ. ! ! !

——[ * ]——

## સદ્બોધ

[ લેખકઃ-શ્રી. ચંદુભા રતનસિંહ-મેરાઉ ]

( રાગ-ધનાશ્રી )

ન કરવાં પાપ કરમનાં કામ, (૨) ઘટોઘટ એકજ આતમ રામ—ટેક ૧
હાથ પાંવ મુખ માંસ એક છે, એકજ અસ્થિ ચામ. ૨
ખાન પાન ને જન્મ જરામાં, એકજ રીત તમામ. ૩
સુખ સંપત સાધન મેળવવાં, સઉની સરખી હામ. ૪
કુંદન એજ કડું ને કંકણ, કુંડળ જુદાં નામ. ૫
આતમ જ્ઞાન વિના શું ભટકે, ચંદુ ચારે ધામ. ૬

## જ્ઞાન-પ્રચાર

[ સંપાદકઃ—શ્રી. નરેન્દ્રસિંહ દયાળસિંહ ઠાકોર ]

[ નોંધઃ—જ્ઞાન અને સદાચારના સંબંધમાં જિજ્ઞાસુબંધુઓને જાગ્રતિ રહે એ હેતુથી પોતાના ખર્ચે વિવિધ સ્થળે ફરતા રહી જે તે સ્થાનના બંધુઓમાં જે પ્રવૃતિ તેઓ કરે છે તેની આ મથાળાના લેખમાં નોંધ આવે છે ]

**શહાપુરઃ**—શહાપુરમાં ભાગનાથના શિવાલયમાં તથા શ્રી હરિલાલ માસ્તર સાહેબના મકાનમાં પૂ. સ્વામીશ્રી ચિદાનંદજીએ જિજ્ઞાસુઓને સત્સંગની મહત્તા સમજાવી હતી, તથા ત્યાંના સ્વામીનારાયણના મંદિરમાં અને વૈષ્ણવની હવેલીમાં તથા બીજે પણ આનંદાશ્રમનો પરિચય આપતી પત્રિકાઓ ને કૃપાનાથનો પરિચય આપતી પુસ્તિકાઓ વહેંચીને કૃપાનાથનો સર્વતોભદ્ર સદુપદેશ પ્રસરાવવાનો પ્રયત્ન કર્યો હતો. ઉપરાંત સંધ્યા ને વૈશ્વદેવ કરવા સંબંધી પણ આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું હતું.

**ધણુકુલિયાઃ**—ધણુકુલિયાના કામદાર ગુરુબંધુ શ્રી. ત્રિભુવનભાઈ ( મેંદરડાવાળા )ના અતિથિ થયા હતા; અને ત્યાં સોમનાથનું લિંગ, સતી નાગબાઈનું સ્થાનક, ઓઝત નદી, તથા ગામના ચોરામાં ગામના અધિષ્ઠાતા દેવ શ્રી રામચંદ્રજી ભગવાનનું મંદિર આદિના દર્શન કર્યાં તથા તે તે સ્થાનોમાં વાણીદ્વારા ને પત્રિકાદ્વારા કૃપાનાથનો સદુપદેશ આપ્યો હતો.

**મેંદરડાઃ**—મેંદરડામાં ગુરુબંધુ શ્રી. કરશનદાસભાઈ તથા શ્રી. ચંપકલાલભાઈના અતિથિ થયા હતા. અહીં ગુજરાતી શાળાના મકાનમાં પૂ. સ્વામીશ્રી ચિદાનંદજીએ 'માનવ ધર્મ' વિષે જાહેર પ્રવચન કર્યું હતું; અને તેનો લાભ લેવા માટે ગામના સુશિક્ષિત સજ્જનો, રાજ્યના અધિકારીઓ, વ્યાપારીઓ તથા ખેડુતભાઈઓ આદિ સારી સંખ્યામાં એકત્ર થયા હતા. આ શ્રોતૃવર્ગમાં વૈષ્ણવો, જૈનો, સ્વામીનારાયણ સંપ્રદાયવાળાઓ તથા અન્ય મતાનુયાયીઓ હતા; અને પ્રવચન સાંભળીને સૌ એકસરખા પ્રસન્ન થયા હતા.

મેંદરડામાં મધુવન્તીને નદી કાંઠે આવેલ ભીડભંજન મહાદેવ, માતાજી રાધાબાઈનો આશ્રમ, ભયેશ્વર, ને બ્રહ્મચારીનો આશ્રમ; મહાલક્ષ્મીનું મંદિર ને ઉપાશ્રય, વૈષ્ણવ હવેલી તથા અન્ય ધર્મ સ્થાનોનાં દર્શન કર્યાં. ઉતારે એકત્ર થતા જિજ્ઞાસુઓ આગળ તથા જ્યાં જ્યાં

જવું થતું ત્યાં ત્યાં વાર્તાલાપદ્વારા અને પુસ્તિકા-પત્રિકાદ્વારા કૃપાનાથનો સદુપદેશ આપવા પ્રયત્ન કર્યો હતો.

ખોરાસા (કુશળાપાસે):—ખોરાસામાં શ્રીરામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈત સંપ્રદાયનું વ્યંકટેશ ભગવાનનું મંદિર છે. આ મંદિરની શિલ્પકળા બહુ સુંદર છે. હાલ આ મંદિરના આચાર્ય શ્રી. ભાગવતાચાર્ય છે. તેમના ગુરુ શ્રી રઘુનાથાચાર્ય બહુ સમર્થ ને સિદ્ધિવાળા હતા. આ મંદિરમાં ઉતારો રાખ્યો હતો, અને આચાર્યશ્રી તરફથી સારું સ્વાગત થયું હતું આ સમયે ચૈત્ર વદિ ૧૧) અહીં શ્રી વ્યંકટેશ ભગવાનનો બ્રહ્મોત્સવ હતો, એટલે ગામેગામથી ભગવત્-ભક્તો ભેળા થયા હતા. તે સૌની સમક્ષ રાત્રીએ પૂ. સ્વામીશ્રી ચિદાનંદજીએ ધાર્મિક પ્રવચન કર્યું હતું. આ પ્રવચન સાંભળીને સૌ ભગવત્-ભક્તો બહુ પ્રસન્ન થયા હતા.

ગામના ચોરામાં શ્રીરામ મંદિરના તથા ગામની બહાર શિવાલયમાં શ્રી અમરેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં; તથા ગામથી થોડે દૂર નાના એવા વોકળાને કાંઠે આવેલા બાગમાં પુષ્કરણી તળાવ તથા સ્વામીજી આચાર્યોનાં સમાધિ સ્થાનો પણ નિહાળ્યાં હતાં.

જેતપુરઃ—અહીં શ્રીસ્વામીનારાયણ મંદિરમાં ઉતારો કર્યો હતો શ્રીસ્વામીનારાયણ ભગવાનનો આચાર્ય તરીકે પટ્ટાભિષેક અહીં થયેલો. હાલ અહીં સુંદર ને સમૃદ્ધ મંદિર છે. તેની શિલ્પકળા ને ચિત્રકળા દર્શનીય છે, આ મંદિરના કોઠારી સદ્‌ગુરુસ્વામી હરિકૃષ્ણદાસજીએ સુંદર સ્વાગત કર્યું હતું.

શ્રીસ્વામી મંદિર, ટેનદાસનું રામાનુજ સંપ્રદાયનું મંદિર, જૈન મંદિર, દેરાસર, શ્રીવૈષ્ણવ હવેલી, ભીમનાથ ને ભદ્રેશ્વર, ભદ્રા નદી, નૃસિંહજીનું મંદિર આદિ ધાર્મિક સ્થાનોમા તથા જિજ્ઞાસુજનોમાં કૃપાનાથનો દિવ્યસંદેશ વાર્તાલાપદ્વારા તથા પુસ્તિકા-પત્રિકાદ્વારા પ્રસરાવવા પ્રયત્ન થયો હતો.

આ જ્ઞાન-પ્રચાર યાત્રામાં પૂ સ્વામીશ્રી ચિદાનંદજી સાથે પૂ સ્વામીશ્રી સદાનંદજી પણ હતા. તેમના તરફથી પણ અધિકારીજનોને પ્રાણાયામ સંબંધી બોધ થયા કરતો હતો.

આ જ્ઞાન-પ્રચાર પ્રવાસ સં. ૨૦૦૬ના ચૈત્રમાસની કૃષ્ણપક્ષની ત્રીજથી અગિયારસ સુધી થયો હતો.

---

## ખેદજનક અવસાન

**ધ્રાંગધ્રાવાળા ગુરુબંધુ શ્રીયુત્ મણિશંકર સોમનાથ રાવળ** સંવત્ ૨૦૦૬ના ચૈત્ર વદિ ૨ ને મંગળવારે તા. ૪-૪-૫૦ના રોજ પરલોકવાસી થયા છે. તેઓ દીક્ષિત ટોઈ પૂજ્ય સદ્‌ગુરુદેવના ચરણારવિંદમાં પ્રેમ-ભક્તિ ધરાવનારા હતા, અને તેઓ વિદ્વાન્ હતા. મુંબઈના શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળમાં તેઓ અવારનવાર વ્યાખ્યાનો આપતા મુંબઈના શ્રીઆનંદાશ્રમ-મુમુક્ષુમંડળમાં તા, ૯-૪-૫૦ રવિવારના દિવસે સર્વે બંધુઓએ મળી તેમના કલ્યાણમાટે પ્રાર્થના કરી હતી.

પૂજ્યપાદ કૃપાસિંધુ શ્રીસદ્‌ગુરુદેવ તેમને અખંડ શાંતિ આપવા કૃપા કરો!

**બીલખાનિવાસી ગુરુભગિની શ્રી બહેન કસ્તુરબેન જયશંકર વ્યાસ** દીર્ઘાયુષ્ય ભોગવીને પરલોકવાસી થયાં છે. તેઓ પૂજ્યપાદ કૃપાસિંધુ સદ્‌ગુરુપરમાત્માના ચરણારવિંદમાં બહુ

શ્રદ્ધાભક્તિવાળાં હતાં, તેમજ શ્રીઆનંદાશ્રમની સેવા લાંબા સમયથી પ્રેમપૂર્વક તેઓ કરતાં, સંસારમાંથી તેમનું મન વિરક્ત થયેલું હતું. તેમણે શ્રીપ્રભુભક્તિપરાયણ પવિત્ર જીવન ગાળ્યું છે. તેઓ શાંત સ્વભાવનાં એક પવિત્ર બ્હેન હતાં. પોતાની ગરીબ સ્થિતિ છતાં અગિયારશ અમાસ આદિ પુણ્યતિથિઓએ અને પર્વોના પૂજન સમયે તેઓ ઓછીવધતી ભેટ શ્રીગુરુદેવના ચરણારવિંદમાં અર્પણ કર્યા વિના રહેતાં નહિ.

તેમના આત્માને પરમકૃપાળુ સદ્‌ગુરુપરમાત્મા ચિરશાંતિ આપવા કૃપા કરો !

——[ * ]——

## શ્રીઆનંદાશ્રમ-સમાચાર

### ( ચૈત્રમાસ )

**શ્રીસદ્‌ગુરુમહાપૂજનઃ**—ચૈત્ર સુદિ ૧૫ ગ્રહણનિમિત્તે પૂજ્યપાદ કૃપાનાથનું મહાપૂજન સૌ આનંદાશ્રમવાસીઓએ મળીને કર્યું હતું.

**મુખ્યભેટઃ**—રૂ. ૧૦-૦-૦ શ્રી. પુરુષોત્તમ હીરજી કરાચીવાળા. રૂ. ૬૫-૦-૦ શ્રી. ધનજીશાહ અરદેશર મિસ્ત્રી-મુંબઈ. રૂ. ૧૦૧-૦-૦ શ્રી. જમનાદાસ વી. ઠક્કર-જીંજા. રૂ. ૧૧-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી ઠાકોર-મુંબઇ. રૂ. ૧૦-૮-૦ શ્રી. લાલજી જેઠાભાઈ-કરદેજ. રૂ. ૨૫-૦-૦ શેઠ પ્રતાપભાઈ-અમલનેર.

**રુદ્રાભિષેકઃ**—એક ભક્તજન ( ૩ રુદ્રાભિષેક ). શ્રીમતી ઉમિયાંબ્હેન ( ૨ રુદ્રાભિષેક ). શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા ( લઘુરુદ્ર ).

**ભોજનઃ**—રૂ. ૧૫-૦-૦ શ્રી. ચંદ્રશંકર ભટ્ટ-આમોદ. રૂ. ૬૦-૦-૦ શ્રી. ડાહ્યાભાઈ નારણદાસ-સનાવદ રામનવમીના ફરાળ તથા પારણાનું ભોજન. બે દિવસના. રૂ. ૧૮-૭-૦ શ્રી. ગિરધરલાલ વિઠ્ઠલદાસ-કુંડલા. રૂ. ૩૦-૬-૦ ગં. સ્વ. ડાહીબેન-વાંકાનેર. રૂ. ૩૦-૭-૩ શ્રી. પ્રાગજી દેવજી-મોરબી.

**થાળઃ**—રૂ. ૧-૪-૦ શ્રી. મોહનલાલ મોરારજી અઢીયા-બીલખા. રૂ. ૧-૮-૦ ગં. સ્વ. કુંદનગૌરીબેન-મુંબઈ ( શરતીથાળ ૧ ). રૂ. ૨-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા-બીલખા-આનંદાશ્રમ. રૂ. ૧-૪-૦ શ્રી. ગોરધનદાસ વાલજી-વડાલ. રૂ. ૧-૪-૦ શ્રી. દુર્લભજી હરિશંકર-અમરેલી. રૂ. ૩-૦-૦ બેન અનસૂયાબેન-અમરેલી ( ૨ થાળ ). રૂ. ૫-૦-૦ બેન કાશીબેન રૂપસિંહ-મુંબઈ. રૂ. ૨-૮-૦ શ્રી. પ્રેમજી જીવનભાઈ-બીલખા. રૂ. ૧-૪-૦ બેન રમાગૌરી મન્વંતરાય-અમલનેર. રૂ. ૫-૦-૦ શ્રી. કૌશીકરાય મણિશંકર-વડોદરા. રૂ. ૫-૦-૦ શ્રી. લક્ષ્મીદાસ હંસરાજ-ગરેજવાળા ( ૪ થાળ ) રૂ. ૩-૦-૦ શ્રી. આણંદલાલ ગોવિંદજી વકીલ-પોરબંદર ( શરતી થાળ ). રૂ. ૨-૦-૦ સ્વ. પથુભા દોલતશિંહજી-બીલખા હા. સુબજીબા. રૂ. ૨-૮-૦ શ્રી. મનસુખલાલ દામોદર ( ૨ થાળ ). રૂ. ૫-૦-૦ શ્રી. ઉપેંદ્રસિંહજી ઠાકોર-મુંબઈ ( ૪ થાળ ). રૂ. ૨-૮-૦ શ્રી. લાલજીભાઈ-કરદેજ. રૂ. ૧-૪-૦ શ્રી. જયંતીલાલભાઈ-લીંબુડા. રૂ. ૪-૮-૦ એક ભક્તજન. રૂ. ૨-૦-૦ શ્રી. ચંદુલાલ મોરારજી-મુંબઈ. રૂ. ૧-૮-૦ બેન સાકરબેન વિશ્રામ ( શરતી થાળ ). રૂ. ૧-૪-૦ શ્રીમતી ડાહીબેન-વાંકાનેર. રૂ. ૫-૦-૦ ગં. સ્વ. ડાહીબેન કેરી ધરાવવા માટે. રૂ. ૧-૪-૦ શ્રી. મૂળશંકરભાઈ પડીયા મુંબઈ. રૂ. ૧-૪-૦ શ્રી. હરજીવન

છગનલાલ-મુંબઈ. રૂ ૧-૪-૦ શ્રી. જટાશંકરભાઈ જગજીવન. રૂા. ૧-૪-૦ બેન મયાકુંવર અંબારામ જોશી. રૂા. ૩-૦-૦ શ્રી. લક્ષ્મણ હમીર-કોડીનાર.

અખંડદીપક.—રૂા ૦-૪-૯ એક ભક્તજન રૂ. ૦-૪-૦ શ્રી. હરજીવન છગનલાલ.

આનંદાશ્રમ-બીલખાનાં દરવાજે પાણીનું પરબ શ્રી. હરખચંદ લક્ષ્મીચંદ શાહના સદ્દગત પત્ની બાઈ હરકુંવરબાઈના રૂા. ૭૦૦)ના વ્યાજમાંથી ચલાવાય છે. તે મુજબ ફાગણ સુદ પાચમથી શરૂઆત કરવામાં આવી છે.

સંસ્કૃત વર્ગ:—અમદાવાદમાં રાજનગર સોસાયટી પાસે આવેલા "પૂજ્યપાદ મહાત્મા શ્રીમન્નથુરામશર્મા આનંદાશ્રમ"માં શ્રીમાવસ્યાની રજાઓમાં ફ્રી સંસ્કૃત શીખવવામાં આવે છે' લાભ લેવા ઇચ્છા ધરાવનાર ભાઈઓ તથા બહેનોએ સવારના ૭ાા થી ૮ાા અને સાંજના ૬ાા થી ૭ાા સુધીમાં શ્રી જયશંકર મયારામ ભટ્ટને મળવુ જોઈએ.

---

## परचुरण भेट

### (સંવત્ ૨૦૦૬-ચૈત્રસુદિ ૧ થી ૩૦ સુધી)

૨-૦-૦ શ્રી. મૂળશંકર માવજી-જુનાગઢ
૯૦-૦-૦ „ હર્ષદરાય મહારાણીદાસ દેશાઈ જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચના માસિક જપ, થાળ દીપકના
૦-૪-૦ શ્રી. માણેકલાલભાઈ
૫-૦-૦ „ નર્મદાશંકરભાઈ-બીલખા
૩-૦-૦ પૂ. બ્ર. શ્રી. આત્મપ્રકાશજી-બબરલા
૧-૦-૦ તારાગૌરી હીરાલાલ-વેજલપુર
૧-૪-૦ શ્રી. પૂ સ્વામી ચિદાનંદજી
૫-૦-૦ „ દુર્લભજી હરિશંકર-અમરેલી
૦-૪-૩ „ માણેકલાલ મોરારજી
૨-૦-૦ અનસૂયાબેન-અમરેલી
૨-૦-૦ ડૉ. ચંદ્રશંકર ભટ્ટ
૩-૦-૦ ચિ. મધુસૂદન ચિ સુરેખાબેન-અમલનેર
૦-૧૨-૦ શ્રી. મન્વતરાય ઓઝા-અમલનેર

શ્રી બીલખા-આનંદાશ્રમમાં રામનવમીના પૂજનની ભેટ:—

૧-૦-૦ શ્રી. અજિતરાયભાઈ
૧-૦-૦ પૂ. સ્વામી સદાનંદજી
૧-૪-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૮-૦ „ જટાશંકરભાઈ
૦-૪-૦ પૂ. બ્ર. વલ્લભપ્રકાશજી
૦-૫-૩ શ્રી. રતિલાલભાઈ
૦-૪-૦ પૂ દયારામ શાસ્ત્રીજી
૦-૪-૦ શ્રી. નર્મદાશંકરભાઈ-પચોળી
૦-૨-૦ „ હરિલાલભાઈ
૦-૨-૦ „ રતિલાલ જીણારામ
૦-૪-૦ „ અં. ના. જોશી વ્યવસ્થાપક આનંદાશ્રમ-બીલખા
૦-૨-૦ ચિ. નિરંજન તથા અનંતપ્રસાદ
૦-૪-૦ ત્રિવેણીબેન
૦-૪-૦ સૌ. જયાબહેન
૦-૨-૬ ચંદ્રબાળા તથા ભગવતીબેન
૧-૦-૦ મણીબેન અઢીયા
૧-૦-૦ શ્રી. નરભેરામભાઈ અઢીયા
૦-૪-૦ „ હરજી કરશન
૦-૨-૦ „ મગળજીભાઈ
૧-૦-૦ મણીબેન-જોરાવરનગર
૦-૧૦-૯ આરતીમા
૦-૧૦-૦ મંદિરેથી પરચુરણ
૦-૪-૦ શ્રી. મ. રા. જોશી
૦-૮-૦ „ નથુભાઈ-જૂનાગઢ

અમદાવાદ-આનંદાશ્રમમાં ભેટ:—

૦-૪-૦ દેવીયાની બેન
૦-૪-૦ ચિ. નિરંજનકુમાર
૦-૧-૬ પરચુરણ

૦-૫-૦ શ્રી. નટવરલાલભાઈ
૧-૦-૦ ,, જયશંકર મયારામ
૮-૮-૦ ,, સ્વ. ભાઈલાલ નાનાલાલ યાજ્ઞિક માસિક થાળ
૦-૪-૦ ,, જટાશંકરભાઈ
૦-૧૫-૩ મોજુદ્દ આશ્રમની ભેટ
૨-૦-૦ ગં. સ્વ. ડાહીબેન-વાંકાનેર
૨-૦-૦ ,, રંભાબેન-રાજકોટ
૦-૪-૦ બીલખા ફોજદાર સાહેબ
૩-૦-૦ શ્રી. જયંતીલાલ તથા જયાલક્ષ્મીબેન-લીંબુડા
૧-૪-૦ શ્રી. મનજી સવજી-પોરબંદર
૦-૪-૩ ચિ. લલિતકુમાર અંબાશંકર જોશી
૧-૬-૬ શ્રી. જયંતીલાલભાઈ-લીંબુડા

શ્રીમુંબઈ આનંદાશ્રમ-મુમુક્ષુમંડળમાં રામનવમીના પૂજન ભેટના:—

૫-૫-૩ એક ભક્ત
૧-૦-૦ શ્રી. ગૌરીશંકર ઓધવજી
૨-૦-૦ ,, લાલજી લધાભાઈ
૧-૦-૦ ,, ભાનુશંકરભાઈ
૧-૦-૦ ,, ગુણવંતસિંહજી
૦-૪-૦ ,, લીલાધરભાઈ
૧-૦-૦ ,, ટોકરશીભાઈ
૧-૦-૦ ,, રૂગનાથભાઈ
૧-૪-૦ એક ભક્ત
૨-૦-૦ શ્રી. ઓધાભાઈ
૨-૦-૦ ,, કેશવલાલ જે. મજીઠિયા

શ્રીબીલખા આનંદાશ્રમમાં ગ્રહણ નિમિત્તે મહાપૂજન ભેટ

૧-૦-૦ શ્રી. અજિતરાયભાઈ
૧-૪-૦ ,, માણેકલાલ નાનજી ચંદારાણા
૦-૪-૦ ,, મ. રા. જોશી
૦-૨-૦ શ્રી. નર્મદાશંકર પંચોળી
૦-૫-૩ ,, રતિલાલભાઈ કોઠારી
૦-૪-૦ પૂ. બ્ર. બ્રહ્મપ્રકાશજી
૦-૪-૦ શાસ્ત્રી દયારામજી
૦-૪-૦ શ્રી. હરજી કરશન
૦-૨-૦ ,, હરિલાલભાઈ
૦-૨-૦ ચંદ્રબાળાબેન જોશી
૧-૦-૦ ડાહીબેન-વાંકાનેર
૧-૦-૦ રંભાબેન-વાંકાનેર
૦-૨-૦ ત્રિવેણીબેન
૧-૦-૦ મણિબેન-જોરાવરનગર
૦-૪-૦ શ્રી. અ. ના. જોશી વ્યવસ્થાપક
૦-૩-૬ પરચુરણ
૫-૦-૦ નર્મદાબેન શિક્ષિકા-બીલખા
૦-૮-૦ સુર્યજીબા-બીલખા
૩-૦-૦ ઉમયાબેન-ભાયાવદર
૨-૦-૦ રંભાબેન-રાજકોટ
૩-૦-૦ ગં. સ્વ. ડાહીબેન
૧-૪-૦ શ્રી. મૂળશંકર નરભેરામ-મુંબઈ
૦-૪-૦ ,, હરિલાલભાઈ
૧૭-૯-૦ શ્રી પોરબંદર આશ્રમમાં પોષથી ચૈત્ર સુધીની ભેટના હા. શાસ્ત્રીજી વિશ્વનાથભાઈ
૧-૦-૦ શ્રી. દેવશંકરભાઈ રાવળ
૦-૮-૦ ,, દયાશંકરભાઈ
૧-૦-૦ ,, હરિલાલભાઈ વ્યાસ હા. પૂ. સદાનંદજી સ્વામી
૦-૮-૦ શ્રી. માણેકલાલ નાનજી ચંદારાણા
૨-૦-૦ ,, હરિપ્રસાદભાઈ-અમદાવાદ
૫-૦-૦ ,, ઠાકર નરભેશંકર-વઢવાણ
૫-૪-૦ ,, સ્વ. મૂળજી પ્રાગજી

—[*]—

## શુભ સમાચાર

### —:વેદાંતદર્શન:—

પૂજ્યપાદ કૃપાનાથપ્રણીત તત્ત્વજ્ઞાનનો આ અતિ ઉત્તમ ગ્રંથ વારંવાર છપાયા કરે એવા શુભ હેતુથી પૂ. કૃપાનાથના એક અનન્યભક્ત ટ્રસ્ટીબંધુ તરફથી રૂા ૨૫૦૦-૦-૦ અંકે રૂપિયા પચીશ સો શ્રીઆનંદાશ્રમને સમર્પણ થયા છે.

---

### શ્રી ઉપનિષદો તથા યોગદર્શન

પૂ. કૃપાનાથનાં આ બંને ઉંચા પ્રકારનાં ગ્રંથો પણ છપાવવાનાં છે તેથી જે ભક્તજનોને આ ગ્રંથો છપાવવાની સેવાનો અમૂલ્ય લાભ લેવાની શુભેચ્છા હોય તેમણે શ્રીઆનંદાશ્રમમાં નીચેના શિરનામે પત્રવ્યવહાર કરવા વિજ્ઞપ્તિ છે.

વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા ( સૌરાષ્ટ્ર )

---

શ્રીમદ્ ભગવદ્ગીતા રહસ્યદીપિકા ટીકાની નવી આવૃત્તિ છપાઇને તૈયાર થઈ ગયેલ છે, પાકું પુંઠું, સુંદર કાગળ, મૂલ્ય રૂા ૫ ૨-૦ પોસ્ટેજ અલગ.

——[ * ]——

શ્રીનાથકાવ્ય ભાગ ૧ લો નવી આવૃત્તિ મૂલ્ય રૂા ૦-૧૮-૬ પોસ્ટેજ ખર્ચ અલગ થશે

મળવાનું સ્થળ—

વ્યવસ્થાપક, આનંદાશ્રમ-બીલખા ( સૌરાષ્ટ્ર )

——[ * ]——